## નવલ-ગંગાનો લેખક.



ગો. કે. ટેનવાડકર

હેલવાડાકર (સચિત્ર) વાર્તા-માળા નં૦ ૧.

( અસ્તોદય )

# નવલ-ગંગા.

## ( સ્ત્રી સંસાર કાદમ્બરી. )

## સચિત્ર-ભાગ પ્હેલો-બીજો.

લખનાર

ગોપાળજી કલ્યાણજી હેલવાડાકર

આવૃત્તિ ત્રીજી.

મુંબઈ.

અમદાવાદ-ગુજરાત પંચ પ્રેસ. ( ભાગ પહેલો. )

( ભાગ બીજો ) મુંબઇ નં. ૯૩, ચીંચપોકલી પરેલ રોડપર લેડી નોર્થકોટ હિન્દુ ઓર્ફનેજ કે. એન. સેલર પ્રેસમાં ઘોંડીબા નારાયણ વનારસેએ છાપ્યો છે; અને ગોપાળજી કલ્યાણજી હેલવાડાકરે મુંબઇ, ગીરગામ નં. ૪-માણેક બીલ્ડીંગમાંથી પ્રસિદ્ધ કર્યો છે.

વિ. સં. ૧૯૭૪. ઇ. સ. ૧૯૧૮.

કિમ્મત ( બન્ને ભાગની સાથે ) રૂપિયા ત્રણ.

[illegible]म्यमपि संप्राप्ता गोपायन्ति कुलस्त्रियः
आत्मानमात्मना सत्यो जितस्वर्गा न संशयः ॥
रहिता भर्तृभिश्चैव न कुप्यन्ति कदाचन ।
प्राणांश्चारित्र कवचान्धारयन्ति वरस्त्रियः ॥

अ. नळदमयन्ति.

**ગીતિ.**

કુલિન સ્ત્રી સતી પામે, વિષમ અવસ્થા તથાપિ રહી સત્યે:
પાળી સ્વધર્મ પોતે, સ્વર્ગ જીતે છે અચુક તે કૃત્યે.
સ્વામિ તજે કદિ તોપણ, કદાપિ કોપ ન કરે જ વર નારી;
નિર્મળ પ્રાણ ધરે તે, સજી કવચ સચ્ચારિત્રનું ભારી.

મ. સુ. ત્રિપાઠી

## રંગભુમિ.

(stage)

आपद्गतः खलु महाशय चक्रवर्ती
विस्तारयत्यकृत पूर्वमुदारभावम् ।
कालागुरुर्दहनमध्यगतः समन्तात्
लोकोत्तरं परिमलं प्रकटीकरोति ॥

"रस गंगाधर."

Virtue is like precious odours, most fragrant when they are incensed or crushed; for prosperity doth best discover vice, but adversity doth best discover virtue.

**Bacon.**

"સદ્ગુણ છે, તે અમુલ્ય સુગંધીઓ જેવા છે, જ્યારે તેમને સળગાવવામાં આવે છે, કે કચરવામાં આવે છે, ત્યારે તેઓ અતિ સુગંધપ્રદ થાય છે; કેમકે સંપત્તિ, દુર્ગણને ઉત્તમ રીતે પ્રકાશે છે; પણ વિપત્તિ, સદ્ગુણને ઉત્તમ રીતે પ્રકાશે છે."

(अ. न.)

# અર્પણ પત્રિકા.

## ઇંદ્રવિજય છંદ.

સિંહ ભૂખ્યો રવંડ વગડે મરતાં સુધી ઘાસ કદી ન ચરે,
હંસ મરે ભૂખ પીડ સહી તદપી કદી મોતિ વિના ન ચરે,
ચંદન કંચન બાળે તપાવે તથાપિય શુદ્ધપણું ન ઉ..,
સુશીલ નાર **ગોપાલ** જગે સદ્‌ગુણ વિના ..સ.ય ન ..

## ગીતિ.

ગગન સમો છે ઉન્નત, પ્રકાશે તદ્‌પિ કુમુદીની ખીલે
ગત થઈ પ્રાણ તથાપિ, તુજ ગુણો મુજ પ્રેમ સદા ..લે
મૃતિકાય જન્મ દાતા, રત્ન ' તારી પણ અમુલ્ય કહેવાય;
ગામડીયાણ માતાયે, ઉધર પણ અનુભવે સગુણી થાય
ઉલ્લંધન આજ્ઞાનું, મરતા સૂધી કદી નહિ કીધુ
પ્રેમ સુધારસ પા.., વિનય થકી તે મમ હૃદય ..ધુ
તે તુજ સચિત્ર પ્રેમ, આશા પુર્ણ થવા માટે પ્યારી,
અર્પુ **નવલગઆ.** સદ્‌ગુણી **કાદમ્બરી** સુશીલ **નારી**

## દોહરો.

ચૈત્ર કૃષ્ન એકાદશી, શની ઓ* ઉડતાલીસ,
પ્રેમ તજી ગઇ સ્વર્ગમાં પામ્ય શાન્તિઃ આલોની..

**અખંડ પ્રેમાકર્ષી**

**કર્ત્તા.**

---

* સંવત ઓગણીસો. (૧૯૦૦)

## તૃતિયાવૃત્તિ—સમયરંગ.

આધુનીક મહાસંગ્રામની અસરથી થયેલી મોંઘવારી છતાં પુસ્તકોની આવૃત્તિઓ ચાલુ રાખેલી છે, એ માત્ર અમારા ગુણજ્ઞ ગ્રાહકોની સદ્ભાવનાનું સુફળજ છે—અસ્તુ.

માણેક બીલ્ડીંગ—કિન્ડરગાર્ટન સ્ટોલ
ગિરગામ—બેક રોડ—અષાઢી એકાદશી
૧૯૧૮—૧૯૭૪.

કર્ત્તા.

## દ્વિતિયાવૃત્તિની પ્રસ્તાવના.

ગુજરાતી નવલકથાઓ વાંચવાનો, અને તેમાં અવશ્ય કરીને સંસારી આધુનિક કાળનાં ચિત્રો અવલોકવાનો જે પ્રવાહ ચાલુ થયો છે, તે આધારે આ નવલકથાની બીજી આવૃત્તિ થવા પામી છે. પ્રથમાવૃત્તિના લેખ માંહે સહજ સુધારો કર્યો છે, પણ ભાષા અને વિચારનું ચિત્ર તો સ્થાયી છે, એક નિશાનીનું નિશાન છે! મ્હારા મિત્ર મિ. પંચોળીના અકાળ મરણથી બીજી આવૃત્તિ જોવાની તેમની ઈચ્છા અફળ થઇ તે માટે અમે દીલગીર છીએ.

કિન્ડરગાર્ટન સ્ટોલ,
ગિરગામ બેક રોડ.
વસંત પંચમી—માઘ ૧૯૬૫.

લેખક.

## પ્રથમાવૃત્તિની પ્રસ્તાવના.

નાગરી ન્યાતના જે રિવાજો મ્હારા જાણવામાં આવ્યાં હતા, તેમાં 'વિવાહ તોડવાનો' જે રિવાજ અતિ દુઃખદાયક અને નિરાશા ઉપજાવનારો હતો, તે રિવાજને આન્દોલવાની ઇચ્છાથી, મ્હારા સ્નેહી, રા. ગોપાળજી કલ્યાણજી દેલવાડાકરને વિનંતી કરતાં તેમણે પોતાની લઘુવયમાં, પણ ઉમદા વિચારથી આ 'નવલ-ગંગા' વાર્તાનું ચિત્ર દોરી આપ્યું, અને તે હું પ્રથમાવૃત્તિ રૂપે છપાવીને પ્રસિદ્ધ કરૂં છું.

ચિત્ર મુકવાની પદ્ધત્તિ નવીન છે, તેમજ તેનું આ લેખન પણ નવું છે. જેમ સૃષ્ટિ નવી થતી જશે, તેમ દર્શન પણ નવું નવુંજ થશે.

મ્હારી આશા ફળિભૂત કરવા માટે રા. દેલવાડાકરનો હું અતિ આભારી છું.

આલાની હાઉસ,
મસીદ બંદર રોડ.
અધિક, અશાડ શુક્લ દેવશયની એકાદશી. ૧૯૪૯.

હલસુખરામ કરૂણાશંકર પંચોળી.

દેલવાડાકર વાર્તા-માળા-નં. ૧.

(હીંદુ સંસારી કાદમ્બરી)

# નવલ-ગંગા.

(ભાગ-પહેલો.)

સચિત્ર-આવૃત્તિ ત્રીજી.

## પ્રકરણ ૧ લું.

ભવસાગરનો પંથી !

" એક મેર ઉડુરાજ ગિરી પાછળ જાયે છે:
એક મેર શુભ ઉદય અહરમણીનો થાયે છે. "

પર્વતો ઉપર ઝુમી રહેલાં મનોહર ઝાડોથી હિંદુસ્તાનનો લંકા બેટ સુંદર સોનેરી ટેકરીઓ વચ્ચે પવિત્ર સમુદ્રથી દિગ્બંધ થઇ વસી રહેલો છે. તેની ચારે તરફ રૂપેરી રંગના સમુદ્ર તરંગો ઘેરૂં

નાદ કરી છડીદારની પેઠે પ્રવેશ પોકારના ઉછાળા મારી રહ્યા છે. સેંકડો કોસ ઉપરથી જળ–અગ્નિરથ કેટલાક પ્રવાસીઓને લાવી, પોતેજ સુખી કરેલા સમજી, "ગાડા નીચે કુતરૂં જતાં પોતાને માથેજ ભાર વહે છે" એમ માનનારાં અહીંથી તહીં હ્હેકી દેતાં જણાય છે. નિર્વાહ કરતાં જળચરો, જાણે મદોન્મત પહેરેગીર તરીકે માન ધરાવતા હોય, તેમ પાણી ઉપર ડોકીયાં કરતાં જણાય છે. એવા સુંદર સાગર વચ્ચે સેંકડો જીવોને ઉદ્ધર કરનાર મુંબાપુરી ભપકાભેર વિરાજી રહી છે. જ્યાં દિવસ રાત્રિ સરખાંજ છે. જ્યાં ધનાઢ્ય અને નિર્ધન એકજ ત્રાજવે તોળાય છે. જ્યાં ઉદ્યમી ને નિરૂદ્યમી સર્વેને મનેચ્છિત ભક્ષ મળે છે. જ્યાં પૃથ્વીના દરેક ખંડનાં પશુ પ્રાણી કે આદમી આવી વસેલાં છે. જ્યાં ઈશ્વરે ઉત્પન્ન કરેલી અને કેટલીક મનષ્ય કૃતિને હાથેજ નિર્માણ થએલી એવી, પૃથ્વીના દરેક ખંડની વસ્તુઓ મળે છે. એટલુંજ નહિ. પણ જન્મદાતા તો નહિજ, પરંતુ આશ્રયદાતા જેવાં તો મબાપો સુદ્ધાં આ બેટમાં મળી આવે છે. જ્યાં નીતિમાન અને અનીતિમાન સર્વે ફાવી જાય છે. જ્યાં સારી ને નઠારી ચીજોનો ઉઠાવ થાય છે. જ્યાં તૃણ માત્ર વસ્તુ નકામી જતી નથી. જ્યાં ઠામ ઠામ દેવાલયો મંદિરો અને ધર્મશાળા છે. જ્યાં સેંકડો ઔષધાલય, લાખો સદાવ્રતો અને ગજભર ગંજ દ્રવ્યના ભંડાર ભરેલા છે. જ્યાં નવાં નવાં વાહનો, વિચિત્ર જગ્યાઓ, અવનવા મ્હેલો, અલૌકિક રૂપવતી સ્ત્રીઓ, અહી સ્વર્ગપુરી સમાન આ કળિયુગમાં કોઈ નગરી આર્યભૂમિને માટે કહી શકાય, એવો તે આપણી મુંબાઈ નગરી છે. રાવણની લંકા પ્રકાશિત સોનાની છે, તો આ લંકા અતુલ્ય સોનાથી યુક્ત છે. લંકામાં વિકાળ રાક્ષસો હતા. લંકામાં વિભિષણ જેવા થોડા ભક્ત હતા, અહીં સેંકડો ભક્તજનો છે. જ્યાં પ્રભુનું એકકે મંદિર નહોતું, અહીં ત્રિભુવોથી

સાક્ષાત વિષ્ણુ જેવા મનાતા મહારાજનાં ઘણાં મંદિરો છે. એ ભૂમિમાંથી કાંઇંજ રત્નો નીકળતાં, તો અહીં સ્ત્રી ઉદરથી અમુલ્ય રત્નો નીપજતાં જણાય છે. લંકાનું વર્ણન કરનાર મહામુનિ વાલ્મિક કવિત્વ શકિતથી પણ જે ચિતાર ધ્યાનમાં નહિ લાવ્યા હોય, તેથી અધિક રચના અને ટાપુના નકસીદાર મંદિરોની બની છે; અને વિશ્વકર્મા જેવા અગાઢ ચિત્રકારને ભૂલાવી દે છે. ત્યાં રાક્ષસોનું ક્રૂર રાજ્ય હતું, અહીં રામ સૈન્યનું રામ રાજ્ય છે. એવા રાજ્યમાં વસેલી નિર્દોષ પ્રજાની ઉંચી ભવ્ય હવેલીઓ કેટલાક કોશ ઉપરથી નજરે પડતી, અને સૂર્યનો સ્પર્શ કરવા જનાર રાહુને પકડી પાડવા તલપી રહેલી જણાતી, સામા ચડી આવેલા દુશ્મનોને ભય આપવા શિખરની ધ્વજા ફરકાવતી દેખાય છે. આ બેટનો વિસ્તાર લગભગ પચીસ મૈલમાં આવેલો છે. તેની અંદર પૃથક પૃથક ભાગો આવેલા છે, અને તે ભાગોનાં નામ દરેક સીમાને મોખરે પાટીયાંપર લખી અજાણ્યા—નવા પ્રવાસીઓને માર્ગ વર્તાવા લગાવી દીધાં છે. એ ભાગમાંહેનું ઉત્તમ સ્થળ “ ગીરગામ ” એક મનોહર અને રમણીય દેખાવનું છે. જ્યાં ધનાઢ્ય અને ગરીબ સર્વેને અનુકુળ પડતાં સસ્તા ભાડાનાં ન્હાનાં અને મ્હોટાં ઘરો આવેલાં છે. વૃક્ષોનો જમાવ હોવા સાથે દરિયાની સપાટી અને નિરોગી હવા, છુટ, જગા, અને દુર લતાપર જનાર લોકોને માટે પાસે રેલવેનું સ્ટેશન, રોગીને શાન્તિ લ્હેવાનાં આશ્રમ, શોખીનને મોજ માણવાની ભૂમિ, વિદ્યાભ્યાસ કરવાનું એકાન્ત સ્થળ, અને સર્વ જનને અનુકુળ થઇ પડે, તેવી નિકટ મળતી વસ્તુઓ, એવી સગવડથી ભરપુર છે, જે સુખશાન્તિ માટે કોઇપણ ઉત્તમ સ્થાન ગિરગામ જેવું જણાતું નથી.

અંધારી રાત્રિ થયેલી છતાં વગર ચંદ્રે દીપકના પ્રકાશથી શુદ્ધ અજવાળું પાડી રહ્યું છે. તમરાં અને બીજા જંતુઓના મધુર સ્વરે અહલે

ઇંદ્રવદની કલિયુગની અપ્સરાઓના મૃદંગ સાથના તીવ્ર અને મનોહર સ્વરો નિરંતે સુતેલા દમ્પતીઓના કાનમાં રણઝણાટ કરી મુકે છે. જો મનહર વનમાં રાત્રિના ઝબકતા પતંગિયા તમારાના સ્વર સાંભળતા તલ્પી રહેલા ભટકે છે, તો અહીં શોખીન પતંગિયા નાયકાઓના શોભિત કંઠમાંથી નીકળતા સરોદ સાંભળવા તલ્લીન થતા આરસપહાણના પૂતળાની પેઠે ખડા થઇ રહેલા છે ઉદાર કાર્યના અગણિત થાકથી થકિત થએલાઓને કદી શૈય્યા સુખ દેનારી સ્ત્રી પણ નહિ હશે, તો પણ આ સ્થળની હવા અને મધુર સરોદથીજ તેનો નિશ્ચય બદલો મળી ગયેલો કહેવાશે ! ખરેખર કદી આ ભૂમિ સ્વર્ગ અને નર્કસ્થાનને લાયકની મહાપુરી બનાવી હોય, અને મનુષ્યો એમ માને, તો કદાજ ખોટું કહેવાય નહિ !

આ સ્થળમાં રહેનાર નિવાસી પણ પ્રવાસી, ગરીબ વર્ગનો પણ ઉંચા કૂળનો, નિરાધાર પણ બુદ્ધિશાળી, સુધરેલા પણ આસ્તિક, સંસારી પણ બ્રહ્મચારી, વિયોગ દુઃખમાં ડુબેલા, પણ હિમ્મત—નાવના પાટીયપર ટકી રહેલો, સભાઓના ગજાવનાર, ને સંસારજીનને ટકાવનાર રસિકચંદ્ર નામે એક યુવાન ગૃહસ્થ એકાન્ત જગ્યામાં પણ ભપકાભેર, મનને યોગ માર્ગપર મૂકી રહેલો છે. તેની વૃત્તિ પળ પળમાં જુદા માર્ગે પ્રવર્તતી દેખાય છે વૈદ્ય મેળવવા હજુ સુધી ફાંફાં મારે છે બીજા ઘણાએ પુરૂષો ઔષધ આપવા ચાહે છે, પણ—

"રોગ નહિ પરખાય પછી કે શું ઔષધ છે સુખકારી;
મનની વ્યાધી મનમાં સમાવે કેમ સુધરે સ્થિતી સારી."—'શાકુન્તલ'

આ વિદ્વાન, વિયોગ વર્ષના છેલ્લા પણ વર્ત્તા ' અંકના પેહલા શનિવાર તરીખ ત્રીજી મેની રાત્રે મુંબઇના ગૃહસ્થ વર્ગના પારસી એમેચ્યુર કલબે "લાયબ્રેરીઅનોને મદદ કરવાના ફંડના લાયદા" માટે ખાસ "રોમીયો અને જુલીયટ" નામના અંગ્રેજી ખેલ, જાણીતા

નોવેલ્ટી થીયેટરમાં ભજવાયલો, આ તે પ્રેમાધીન ગ્રેજ્યુએટ જોઇ આવીને, મોડી રાત્રે સૂતો; અને તરત સ્વપ્નાવશ થયો.

કોણ જાણે ખેલના પ્રભાવે, અથવા કુદરતના પ્રભાવે પણ સ્વપ્નમાં કેટલાક વર્ષપર થયેલા વૃત્તાંતનો રૂઝાયલો દુઃખ પૂર્વ સ્મરણ થઈ તાજો થવા માંડયો. એ દુઃખની વેદના ભ્રમિત ભ્રમણામાં ભમતા જીવે સ્વપ્નાંતરે જોઇ, અને અંતે વ્યાધીરૂપ થઇ પડી.

સ્વપ્નમાં પૂર્વ વિનોદનું સ્મરણ થયું. વિયોગની છેલ્લી વાર્તા મનપર વસી. અને વિખુટાપણાની અવિકલ્પ કલ્પનાએ પ્રેમરસ ઉશ્કેર્યો. "પ્રિયાને થોડા વખતમાં પરણવું છે!" એ ઉમેદમાં ધસડાયો, સંકોચાયલું પ્રેમકમળ પ્રફુલ્લિત થયું. અને ત્યાંથી સ્વપ્ન અંકનો પડદો ઉઘડયો. એ પ્રવેશની શરૂઆત શી રીતે થઈ? પ્રિયાનો પત્ર સ્વપ્નાંતરે જોયો, તેમાં શું હતું? મુગ્ધ કુમારીકાએ શું લખ્યું હશે?

"સુજ્ઞ રસિકલાલ.

"સ્નેહીની અચળ ઉપમા આપું, તો કષ્ટ શું? કલંક કુટુમ્બીની અજ્ઞાનતાને, કે પરણવા ધારેલા પતિને તજાવી બીજાને લાભ આપવાની હઠ કરે છે! વારૂ, આપણને એ બાધ નથી. રાખે તેને તજાવતું નથી, જાય તેને રોકતું નથી. મ્હારા કાકા આપને નિરાધાર જાણી બહુ દિલગીર થયા કરે છે. આપ છેલ્લી વૈદકના પરિક્ષામાં સફળ થયા. એક પત્ર મળ્યો, પછી પત્ર નથી; એ શું અંગ્રેજી વિદ્યાનો પ્રભાવ હશે? દેશી લોકોની દંતકથામાં મુંબઇ તે હીન્દનું વિલાયત છે, તે જોવા મન તલ્પી રહ્યું છે, પણ આજથી આવા કઠોર થયા, તો પછી શું થશે? હું માબાપ વગરની નમાયી નિરાધાર છું; તેમાં તમે એવા નિર્દય થશો, તો મ્હારે કોણ! ચંદ્ર વિના ચકોરી ઘેલી છે, પાણી વિના વેલી સુકાયલી છે—હવે તો.

"મોહીની લગાડીરે, ઘેલી મુજને હસે કરી છે રે"–નળોપાખ્યાન.
"ઓખા કહેછે સુણો સાહેલી, લાવ કંથને વ્હેલીરે વ્હેલી"–ઓખાહરણ
"શિતળ હવા છે આ સ્થળની તદપી મદલેખા કંથ વિના;
શિતળતા મને કંઈ નવ થાયે, રોગ ઉભ્યા છે તનમનના–શકુન્તલા

"તમે **લવ** (Love) અંગ્રેજી બોલ કહેતા હતા, તેમાં તો
"ગુંચવાયા નથી? લગ્નની તૈયારીજ છે. વધારે શું ઇચ્છું? આપના
"દર્શનની વાટ. નિવૃત્ત થઈ વ્હેલા પધારજો, નહિ તો દિગ્બંધ થયેલા
"ક્યાં જવાના છો? તમે છોડશો, પણ હું નહિ છોડીશ?"

**લી. ગરીબ ગંગા.**

હૃદયમાં આનંદનો મેઘ વરસ્યો, સુકાયલા ફુલરૂપી મુખપર લાલાશ આવી. વદન પ્રફુલ્લિત થયું. અને પ્રેમાળ મુગ્ધાના લખાણપર હાસ્ય છુટ્યું. પત્ર વાંચ્યો, અને ફરી વાંચ્યો, તેનાપર ટીકા કરવા બેઠો. વાંચનાર? આ પત્ર, લેખક લખતી વખતે, અને વાંચક વાંચતી વખતે એ રસીલા અનુકંપ ક્ષુદ્ર પંખીઓને થોડી ખબર હશે, કે નવા પ્રેમનો આ બન્નેનો ઉત્તરોત્તર છેલ્લોજ પત્ર છે; અને તે થોડાજ વખતમાં કાચની બરણી સમાન સુંદર દેખાતુ પાત્ર ફુટી જઇ ફરીને સંધાવાનુંજ નથી.

"કેવી નિર્દોષગંગા? જ્ઞાતિને દોષ આપ્યો! એમનું લખાણ
"મને ભેદીત લાગે છે. ગુર્જરપતિ મહારાજા જયચંદ્ર પેઠે એકાએક
"અશુભ સુચક વાક્ય સુચવવાનું પ્રયોજન શું?" હર્ષનાવ શોક સાગરમાં ઉછળ્યું, અંતઃકરણ ખિન્ન થયું, મન વિચારમય બન્યું. ગાલપર પ્રસેવ બિંદુનો શેરડો પડ્યો, ડાબી આંખ ફરકવા લાગી. જરા વિમાસી રહ્યો, પત્ર સન્મુખ જોઇ રહ્યો. મન–વિનોદ કરવા લાગ્યો.

"રસિલી ? કામ પ્રસંગની અગવડતાએ તને મ્હારાથી પત્ર ન લખાયો, એ મ્હારી ભૂલ ઉપર તારો ઇંગ્રેજી વિદ્યાપર કેવો અપવાદ ! ગાંડી રે ગાંડી ? તું અધીરી ન થા, થોડાજ સમયમાં તું સુખાશ્રવાસી થઈશ. રે પ્રેમાળ ? રસિક સુંદરી ! તું નિરાધારનો બોલ વાપરીને અનિવાર્ય પ્રેમને ઉશ્કેરી મને દયાળુ કરે છે ? કેવાં દયાજનક વાક્ય ઉમેરી મને ઘેલો કરે છે ! મને કઠોર કહેવામાં તું ફાવી છું ? તું ધારે છે, એવો હું કઠોર નથી. હું હમણાંજ પત્રથી સિદ્ધ કરી આપું છું. જળ વિના બપૈયો તરસ્યો નથી, વર ઘેલી ? શિક્ષણ શક્તિનાં ઉદાહરણો કેવાં પ્રેમીલાં છે ? વાહરે મ્હારી ગાંડી ગંગા ? વળી મને (લવ) બોલ લખી ઉશ્કેરે છે ? મ્હારો પ્રેમ આકર્ષણ કરે છે ? "તમે તો છોડશો, પણ હું કેમ છોડીશ." કેવી બેહદ પ્રેમની લાગણી ? શું સ્નેહીઓના સુખનું આ કેળવણી ઉતમ સ્થાન ન કહેવાય ? શા માટે નહિ ! "પ્રિયતમા ! આજથીજ તારા અગાધ પ્રેમે મારાપર પ્રેમ અંકુરની તલાપ મારી છે, તો પછી, તું જ્યારે મ્હારીજ થઇશ, ત્યારે પછી હું કેવો સુખી થએલો માનીશ ! સુશીલ ભાર્યાના નામે હું પંકાઈશ, વિદ્યાવંત સ્ત્રીથી કિર્તીવંત થઈશ. યોગ્ય જોડાની લોકકહેણીથી અભિમાન વધશે. તારી મનોહર મુખમુદ્રાના તેજથી મને હિમ્મત મળશે. તું આબરૂદાર ઘરની કુલિન કન્યા મારી પત્નિ થઈશ, તેથી લોકો ત્હારે લીધે મને ઇચ્છશે; અને હાલ હું જે એક નિરાધાર તરીકે લેખાઉ છું. તે પછી એક સંબંધીત તરીકે ગણાઈશ. આપણે બન્નેએ કુટુમ્બમાં કેળવણીની રીત પહેલી પકડી છે, અર્થાત્ તેં ગુજરાતી ને સંસ્કૃત અને મેં અંગ્રેજી ને સંસ્કૃત, તેથી અજ્ઞાની લોકો સુધરેલાનો અપવાદ આપશે; પણ આપણો વ્યવહાર જોઈ, એ અપવાદ જડમૂળથી ઉખડશે; અને આપણા સમાન જોડાંઓ સંસાર સુખ લ્હેતાં આનંદ ગુજારશે; એજ તેનો બદલો

નિર્ભવાદી ગણાશે ! ભાવ, ત્યારે હવે જવાબ લખી તેને શાન્ત કરૂં ! " મનનો વેગ પ્રેમ તરફ દોડયો અને પત્ર પ્રત્યુત્તરે લખી કહાડયો ? વાંચનાર ? વળી તેણે શું ટાયલું ઘસડયું હશે ?

" પવિત્રગંગા—નિર્મળ ગંગાના સ્રોતમાં વ્હેતો પ્રેમ-પ્રવાહ નિહાળ્યો; પત્રરૂપે નિહાળ્યો ! આહા ! તુજ સરખી કોમળ કળીના ભમરના ભાગ્યને શું કહું ! "

अनाघ्रातं पुष्पं किसलयमलुनं कररुहै—
रनाविद्धं रत्नं मधुनवमनास्वादितरसम् ।
अखण्डं पुण्यानां फलमिव च तद्रुपमनघं,
न जाने भोक्तारं कमिह समुपस्थास्यति विधिः ॥

" अभिज्ञानशाकुन्तलम् "

પણ પ્રેમ પ્રબળનું નીચલું આલેખન એ વૃત્તિ ભૂલાવે છે. તું ધારે છે, તેવો હું કઠોર હોઉં, એમ માનવાનું કારણ તારા હૃદયની લાગણીપર મુલતવી રાખ્યું છે. અંગ્રેજ વિદ્વાનો ઉત્તમ પ્રકાર છે; (ભવ) બોલ પર અપવાદ તુજ સુંદરીના મ્હોડામાં છાજતો નથી, સુંબાઇવાસી તું થોડા વખતમાંજ થશ. તું પત્ર દર્શન માગે, અને હું પ્રત્યક્ષ મળું તો ? તું ન છોડે, તો હું કયાં જાઉં ? અગ્નિ કને ઘૃત કેમ કઠોર થઈ શકે ?

ગીતિ—હંસ નથી તજવાનો, માનસરોવર મૃત્યુ થતાં વેલી;
કેમ સુકાશે પ્યારી ? આંબાપર વીંટળાયલી વેલી.

એતો હવે નિશ્ચય જાણુ કે—

" ભ્રંગ પતંગ ભુજંગ કોરીંગમ, કુંજ શિખા સુર પૂનિ લહે હે,
ચાતક મોર ચકોર સુપંકજ, ધીર તૃષા શશિ સુર સહે હે;

હારળ મીન મરાળ ઝગાકુહી, કાષ્ટ સુલંછન ઝુરી ઝરે હે,
દેહકું છેહ દીયે ઇતને સબ, નેહકું છેહ કમે ન દીયે હે.

શુકલપક્ષના ચંદ્રનું દર્શન થવાને થોડીજવાર છે, જે વાત મને
"મન હતી, તે ખુલ્લી થઇ, જે ઉમેદ મન વસી હતી, તે પુરી થઇ,
"અને હવે જે છેલ્લી આશા અંતરમાં છે, તેને પૂર્ણ થતાં નિશ્ચિત
"પળ છે. ત્હારા હર્ષ કમળને પ્રફુલ્લિત કરવા ત્હારા પત્રના પ્રત્યુ-
"ત્તરનીજ વાટ જોઉં, તો ભેટવા આવવાને આ છેલ્લોજ પત્ર છે.

**લી. ત્હારા પ્રેમી પખી, રસિક.**

પ્રેમાળપત્ર વરાળયંત્રની રોગાન લગાવેલી પેટીમાં ચાલ્યો, પણ પ્રિયાને મળવા પ્હેલાં તો ત્યાં પ્રેમહીણુ કૌતુક થઇ ગયું! અહીં પ્રિયાના પત્રથી રસિક મળવાને અધીરો બન્યો. જવાની તૈયારીમાં આ પત્રે ઉતાવળ કરાવી હતી, તેથી પોતાના કામની શુદ્ધિમાં ભૂલ પડવા માંડી ચિત્ત ચંચળ થયું, ઉદર નિર્વાહની કાયમ જગ્યાનો એકજ અઠવાડીઆનો વાયદો મળ્યો. આખર રોકાવાની જરૂર પડી, પણ એટલા દિવસ નીકળવા કઠીણ થવા સાથે પ્રેમમાં લપટાયલા પંખીને રાત્રિ પણ જવી દુર્લભ થઇ પડી. સંસાર પ્રિયા વગર સુનો થયો. જમવાપરથી મિઠાશ ઉઠી ગઈ, કામપરથી લક્ષ ઉડી ગયું, મિત્ર વર્ગ, બંધુ વર્ગ, ને જન વર્ગનો વિયોગ કરી, ગંગાને પ્રત્યક્ષ પ્રેમ ચસ્માથી જોવા લાગ્યો. રઘુવર જેવાને તેમ થાય, તો માણુસની શી ગતિ? નિર્દોષ બિચારો હંસ નળરાયના પાસમાં સપડાઇ કેવો વિયોગી થયે?

વિયોગ વિપત્તિ વૃદ્ધ થઈ, તેમ પ્રેમની કલ્પનાનો મહા અંક પણ પુરો થવા આવ્યો. અને હવે તો બાકી રહેલા બેજ દિવસો વીજળીના ઝબકારાની પેઠે જવા માંડયા, કે જેનું સ્વપ્ન પણ ન જણાયું. પ્રિયાને મળવું, તેની સાથ જન્મભરનું જોડાવું, અને પો-

તાના હોદ્દાના રૂવાબમાં બીજાને દબાવીને પ્રિયાને બતાવી તેનો પ્રેમ દૃઢ કરવો. ઈત્યાદી પ્રસંગોથી હર્ષનો પાર રહ્યો નહિ. ધંધાના કામ માટે એક માસ પછી કાયમ થયું, એ યશ પ્રિયાના પવિત્ર પગલાને આપ્યો. આવા અનહદ રંગમાં અકાળ ભંગ થયો, કુદરતે કોપ ગુજાર્યો, અને આશા મટકી ફુટી ગઈ. એક બીજો પત્ર આવ્યો, ગંગાના અક્ષર ઓળખ્યા, અને પત્ર ફોડતાં કુદરતીજ હાથ કંપવા માંડયા, છાતી ધડકવા લાગી, અને હૃદયમાં પશ્ચાતાપ થવા માંડયો, પત્ર વાંચ્યો. પોતે ગંગાને લખેલા શ્લોકનુ સ્મરણ થયું. તે પત્રમાં શું હતું ?—

"મ્હારા આશાધાર રસિક.

"તમારો પ્રેમાળ આશરો તજવા પ્હેલાં મ્હારા ઝુરતા ટપકતા
"આંસુડાથી દયામણે વદને માફી માગી હૃદય તાપમાં લખાયલો પત્ર
"રજુ કરી મ્હોબતનો અંત આણું છું....હું હવે તમારી નથી, દૈવ
"મને કારાગ્રહમાં નાખે છે. પૈસાના અને પક્ષના કારી ઝેરે મને હે-
"રાન કરી છે. બીજાનો ગુન્હો, મ્હારા નસીબે આવી ચડયો છે,
"તેથી હું તમારાથી દુર થાઊંછું. કસાઈને ગાયનો વદ્ધ કરવો કઠીણ્ય
"નથી. હું નિરાધાર બાળા શું કરૂં, કોને કહું ? દીકરી ને વળી
"ગાય, દોરે ત્યાં જાય" એ ખરૂં થયું, કુટમ્બનું કલંક પ્રગટ અ-
"નુભવ્યું, અને મને આત્મહત્યા લાગવાની થઈ; કોઈ પ્રદેશી મારૂં
"હરણ કરે છે. મ્હારૂં કંઈ ચાલવાનું નથી. મ્હારી વાટ જોવી નહિ.
"મ્હારાં માબાપ એક માર્ગે ગયાં, હું બીજે માર્ગે જાઊંછું જીવતી
"હઈશ તો મળીશ, નહિ તો તમને મારી ખોટ મ્હારી નાની બહેન
"કૃશ્ના પુરી કરશે ! છેલી ભેટ વિના આત્મા નિર્ગતિ છે, તો આ
"પત્ર એજ ભેટ ને ગતિ માની લઈશ—

લી. નિરાધાર અબળા.

તા. ક.—વનવનાં પક્ષિ મળે, પ્રેમ વૃક્ષ પર સાથ;
ઉડી જતાં ક્યાં પ્રેમ કે પ્રિત રહે સંગાથ?
માયા ને મમતા હશે, તો મળશે નિજ હાથ;
નહિ તો સૌને મારગે મળશે દીનાનાથ!
જીવતાંને મન સર્વ છે, થશો નહિ નિરાશ;
આશા મમતા બાંધવી એજ પ્રાણુ......
(અશ્રુ–બિંદુથી શબ્દ છેકાયલો છે.)
લી. ગંગા

ભવિષ્યની થયેલી ઉથલપાથલ છતાં કોઈ બીજાને હાથ રત્ન જવામાં વિલંબ છે. એમ ધારી સત્વર પ્હોંચવા ઇચ્છા કરી; આકળો બની ગયો. ગભરાટમાં પડી ગયો, બેચેન થઇ ગયો. પાસે કોઇને ન જોયું, ખચીત પડીજ ગયો. કોઇએ ન થોભ્યો. જરા વારે શુદ્ધિ આવી, ઉઠ્યો, એટલામાં તરત તાર ઓફીસના સિપાઇને પોતાનું નામ પુછતો સ્વર સંભળાયો. ઝબક્યો, સિપાઇએ આવીને તાર હાથમાં આપ્યો. ધ્રુજતે હાથે સહી કરી આપી. તાર ઉખેડ્યો, વાંચ્યો. તારમાં શું હતું?—“ગંગા બીજે વરી છે!” આ વાંચતાં આંખમાંથી શ્રાવણ ને ભાદરવાના પ્રચંડ મેઘને છોડી દીધો. બેભાન બની પલંગ પર પડી જતાં હૈયું હાથ ન રહ્યું. નિરાધાર વિદ્વાન ગ્રહસ્થ રોયો. બહુજ રડયો. એવા આત્મ દુષ્કાળમાં “નહિ વાટનો કે નહિ ઘાટનો” એવું થયું.

ચંદ્રનું ગ્રહણ થયુ, આશા નાઉમેદ થઇ, ગંગાના લખેલા પ્રેમના છેલ્લા પત્રની પહેલી લીટીઓ ખરી પડી. અમુલ્ય મણીરત્ન દેખતી આંખે હાથમાંથી છટકી ગયેલુ જણાયું. પ્રેમની પર્યાપ્તિ પૂરી થયેલી લાગી. આશા નાવ ડુબી ગયું. સંસાર વિરક્ત લાગ્યો, પોતે

પોતે નિરાધાર છતાં સ્ત્રિના સુખાધારમાં માનેલો સંતોષ દુનિઆથી દૂર વસેલો ગણ્યે. અભ્યાસ કરેલો વૃથા જણાયો. નિર્ધનતા ઉત્તમ માની, પક્ષપર અપવાદ મુકયા, પ્રેમમાં ફસેલો પ્રવાસી ઠગાવા લાગ્યો, નિર્દોષ બાળાપર દયાની લાગણી ઉશ્કેરાઇ. પોતાના સ્વાર્થ કરતાં તેમના કષ્ટપર વધારે લક્ષ ગયું, તેની હત્યા પોતાને લાગશે માની. અજાણ બાળાને પ્રેમમાં ઘેલાં કરવાની કોશિષથી પોતે ગુન્હાયત થયેલ લાગ્યો. તેને આત્મઘાતમાંથી બચાવવાની યુક્તિમાં તારથી નિષ્ફળ નિવડયો. મધ્ય દરિયે ભાગી પડતા વહાણનો એક પ્રવાસી માક્ષમ પડયો. પૂર્વનાં પાપ આગળ નડયાં માન્યા. વડીલોના વૈરે પુત્રોપર અસર કરી જાણી. સુન્ય સંસારમાં વૃથા જીવવું લાગ્યું, રોમિયો અને જુલિયટના નિહાળેના ખેલથી આ પ્રેક્ષકપર તળાપ પડેલી લાગી; અને સુરસેન પેઠે—

"પ્રેમ ધર્મ બે વચ્ચે, થઈ ત્રિશંકુ સમાન ગતિ મ્હારી;
ધર્મ રાય ભણી ખેંચે, પ્રેમેજ ખેંચે વિના શ્રમે પ્યારી "કાન્તા"

પોતે અદ્ધર લટકતા દેખાયો. બહુજ શોકમાં પડયો. એકે દિશા ન સુજી, એકલો રાત્રિના વખતમાં નિરાશ બન્યો, દુખમાં દુખ ભળ્યું, અને નિદ્રા આવી ગઇ; તેનું અવલોકન સ્વપ્નમાંજ કર્યું. સ્વપ્ને સ્વપ્નનો માર્ગ શોધ્યો.

"પ્રભુજી? હવે હું કોને દોષ દઉં, ભાવીને કે તને? ત્હારાપર શ્રદ્ધા કોણ રાખશે? ગરીબ બિચારી નારી દુખ ન સહન થતાં કંટાળી આત્મઘાત કરશે, તો તેના તું દોષિત નહિ કે? પહેલાં ઉમેદનો આભ શોભાવી પછીથી તોડી પાડવા તત્પર થાય, તે દગલબાજીનો આરોપ તને નહિ કે? શું સંસારમાં આવા પણ દાખલા બને છે, કે એકને માટે એક ને બીજાના માટે જુકું! ઇશ્વર એ તારી કૃતી

કેવી વિચિત્ર ! નિર્દોષ બિચારી ગંગા કેવી દશામાં ! વ્હાલી, આ આપણા પર શો કોપ ? માયાળુ મમતાની માડી પ્રિ. તજીને તું હવે પરાઇ થઇ રહીશ ! અરસપરસ કંઇજ સંબંધ નહિ રહેશે ? હા. હું પરજન લેખાઇશ, તું પર સ્ત્રી ગણાઇશ, ને એકજ વૃક્ષના નિવાસી પ્રેમી પંખી ત્યારે વનવન રઝળતાં થઈ જઇશું ? હાઃ અફ્સોસ ! આ શું થવા બેઠું છે ? મને મ્હારી કાળજી નથી, તું મ્હારા હાથથી ગઈ તેની મને ચિન્તા નથી, પણ તું જીવીશ કે કેમ ! સુખી થઇશ કે નહિ ! એજ ચિન્તાએ મારૂં મન વીંધાઇ ગયું છે. ઓ ઇશ્વર, એક અનાથ અબળાને અગ્નિમાંથી બચાવી લ્હેવાનું અનુપમ માન તું ખાટી લ્હે, હવે કૃર ન થા. મ્હારા પર અવકૃપા થઇ, તો મ્હારો સબંધ તોડાવ્યો, પણ બીજાને તો સુખી થવા દે ?

" ગંગા ? મે તને પ્રેમ અર્પ્યો, તે આવા થોડા વખતના પ્રસંગમાં ઝુરાવા માટે ? હું ત્હારા જેવી મનોહર રૂપવતીના પતિ તરીકે લેખાત, તો પછી નિર્ધન હત, નિરાધાર હત, કંગલ હત, કે દુઃખી હત, અથવા રોગથી પણ પીડાતા હત, તોપણ ત્હારે પ્રેમાળ વાક્યથી અને સુંદર લક્ષણથી સર્વના નાશ થયેલો સમજત. પણ ઓ પ્રેમાળ પૂતળી ? આ વિટંબના સહવા પ્હેલાં તો તું પરસ્ત્રી થઇ ચુકી હશે ? તેમ થવા પછી કદી તું તારો પ્રેમ કાયમ કરે, તે પણ શું ? એ મૃત પાત્રજ છે. એ મરેલા પ્રેમને પછી એમને એમ નાખે, તો પણ શું, કે ઉત્પન્ન કરે, તો પણ શું ? દાટે તો પણ શું, કે બાળે તો પણ શું ? ધુળમાં લથડતું પડી રહેવા દે. તો પણ શું, કે જંગલી પશુઓ ચુંથે તોપણ શું ? શીપમાંથી મોતી કહાડી લીધું, પછી નકામી શીપ માટે શું ફાંફાં મારવા ! ગમે તેમ પણ તેં મને એક દાખલો તો બેસાડીજ આપ્યો.

શેક્સપિયર કહે છે કે, "તે તેનો પ્રાણ હતી; અને તેના વિચારોની નદીઓનો તે સમુદ્ર હતો. તેણે સર્વના અંત આણ્યો." તેમ મ્હારે માટે તારાથી આ સંસારનો અંત આવ્યો છે, એમ તને દોષ આપું તો ખોટું, ગંગા? અંત આણતાં પહેલાં તેં કૃષ્ણાકુમારીની લાલસા આપી છે ખરી, પણ તે વૃથા છે; કારણ તેમ બને તો ત્હારા માટે કાં આવી હાલત થાય? કદી આપણે મળ્યાં ન હોત, પ્રેમ જોડાયો નહોત, અને તારૂં ભવિષ્ય આમ ઉઠયું હોત, તો વખતે જે પીડા સહવી પડે છે, તેમ થાત નહિ; મ્હારૂં મન ભ્રમિત રહેશે, પરણેલા પતિમાં તારૂં ચિત્ત ચોંટશે નહિ, અને તેથી તારો સંસાર તો વૃથા જશે! તેમ થતાં કદી એ અભાગી ત્રીયા? તું આત્મઘાત તો નહિ કરીશ કેની? શુ અવિદ્યામાં આટલી ખામી રહી હશે?"

નિવાશીએ નિદ્રામાં નિશ્વાસ નાખ્યો. ચિત્ત ચંચળ થવા માંડ્યું. સઘળા વિચાર સૂકાઇ ગયા. આશાવન વિયોગ્નિએ બળી ભસ્મ થઇ ગયું, અને પ્રેમ પરિતજ્ય કરી યોગ ધારણ કરવા વિચાર શોધ્યો. તેમ કરવા જતાં પ્રેમ ચક્ષુએ વાર્યો. અને તેજ પ્રકાશથી જોવા માંડયો. આવેશમાં મુખથીજ લવારો કરવા માંડયો. "ગંગા? તું કેવી સ્થિતીમાં હશે? ત્હારૂં અંગત જીવીત હશે, કે મૃત્યુવશ હશે? આપત્તિના તાપમાં તું જીવતી હશે, તો કેવી કૃપ બની હઇશ! પ્રેમરૂપી નિર્મળ જળ જેના હૃદયકમળ મૂળમાં સિંચાતું, તે વિયોગના તાપમાં સુકાઈ જતાં કેવુ નિર્માલ્ય બન્યું હશે? ચંદ્રના પ્રકાશમાં પ્રફુલ્લિત રહેનાર કુમુદની? કૃષ્ણપક્ષમાં તારી કેવી ગતી થઇ જતી હશે? આંબાપર વીંટલાવલી વેલી! તને ગોખરૂના કંઠાર ઝાડમાં કેમ ગમશે? મનપસંદ ભર્ત્તારની ભોક્તા થનાર તારૂણી! તને બળાત્કારથી નવા અને અજાણ્યા, કોણ જાણે અભણ કે તામસી પતિના કરમાં જતાં તારો આત્મા કેવો દુઃખ પામશે? તું નવા સાસરવાસમાં

જતાં ત્હારા સુખ દુઃખની વાત કોને કહીશ ! ત્હારો દિવસ કેમ ગાળીશ ? ત્હારી આવી દશામાં ત્હારા સંસાર સુખ ભાંડુઓ પોપટ અને કૃષ્ણા કેમ રહી શકશે ? માતપિતાથી વિછુટાં થએલાં બાળકો ત્હારા આશરામાં ધીરજ ધરતાં હતાં, તેની કેવી વલે થશે ? તું તેમને એકલાં કરી ચાલી જઇશ, ત્યારે તારી અશ્રુનું ટપકતું બિંદુ કેમ ટકી રહેશે ? પુત્રિની જાત અને પરાધીન પુરૂષ અવશ્ય કુટુમ્બનાં વિયોગી છેજ, પણ અણગમતા સંસારમાં ઝબોળા ખાવાને બળાત્કારેજ ઘસડી જવાથી, અનાથ ભાંડુઓ દુઃખી થતાં બચાવી લેવાની તને તક નહિ મળે ? શું પરમેશ્વરને દયા નહિજ આવે ? મ્હારા પાપમાં તારી આવી દશા થશે ? શું એવાં જોડાં સિદ્ધ કરવાને ઇશ્વર પણ ક્રૂરતા વાપરે છે ? શું દ્રવ્ય એવું દ્વિવિધ છે ? હશે. હવે તો તું “સુખી થા” એવુંજ ઇચ્છું, પણ ઇચ્છવા પ્હેલાં મારૂં ખરીદેલું મણી બીજો ખરીદી જવાથી, અને મ્હારૂં નિર્માયેલું કમળ બીજો ભ્રમર ચુંટી જવાથી, મને જે પશ્ચાતાપ થાય છે, તે કેમ ભૂલીશ ? ઓ ભ્રમર ?—

વિશેષે કંપાતાં, અતિ ચપળ એનાં નયન જો,
અડી વારંવારે, અનુભવ ધરે સ્પર્શ સુખનો;
વળી એને કાને, ગુણ ગુણ રવે ગુંજ કરતો,
ખરે જાણે છાની, મદન વિષયી વાત વદતો.
વળી ઉંચા કરતી, નિજ કર ડરી એ તુજ થકી,
અરે તું તો પીતો, અધર રતિ સર્વસ્વ ભુરકી;
અમે જોતા બેઠા, યુવતિ કુળની શોધ કરતા,
રહ્યા વા ખાતા તે, મધુકર થઇ તુજ સિધિ આ.

**શાકુન્તલા—જ. ઊ. યાજ્ઞિક**

"શકુન્તલા ઉપર ભ્રમરને ફરકતો જોઇ પૌરવ રાજ મહારાજ ખેદ બતાવી અન્યોક્તિ કરતો હોય, તેમ બોલ્યો; પણ અંતે "નિર્માણ્ય થયેલા વસ્તુનો જે ભોક્તા હોય, તેજ ભોગવે છે." એમ ધારી ક્રોધથી નિરાશા ભ.માં વિષમ અવસ્થાએ પહોંચ્યો. તેમાં તને શું દોષ આપું? નીચ, કંગાળ, કંજુસ ને લાલચુ માબાપો પોતાની બાળાનું રક્ષણ કરવા બદલે, અસમજપણામાં એક રત્નને અગ્નિના તાપમાં બાળી દેવા હમ્મત કરે છે, તેને કંઇ વિચાર થતો હશે?

ગંગાની સાથનો વિરહ વિરામ કરી, ફરીને અંતરની દાઝ અવિચારી માબાપોપર કાઢ.. માંડી અને જાણે વક્તા તરીકે ગંજાવર સભામાં ભાષણ આપતો હોય, તેમ સ્વપ્નમાંજ બકવા લાગ્યો.

ઓ ઘાતકીઓ! કસાઇ ઘેર ગાય સોંપતાં શું તમને ખબર નથી, કે તેનો વધ થશે? ઉછરતા ઝાડને પાણી વગરના સ્થળમાં રાખશો, તો શું બળી નહિ જશે? અરે સમજો! કંઇ જુવો! મહાન્હેનતે બાળકોને ઉછેરવાં, પૈસાનો ભોગ આપી ભણાવવાં, તે તેમનું સંસાર સુખ નાશ કરવા માટે? શું માબાપોની એવી ફરજ નથી, કે પોતાની પુત્રીને સુખી કરવા કુલીન કુળ, વિદ્વાન પતિ અને યોગ્ય સૂખ સંપાદન થાય, તેવું ઘર શોધવું? શું આર્ય પ્રજામાં ઉચ્ચ ગણાતી, રાજ્ય કારભારમાં નિપુણ મનતી, એવી નાગરી નાતમાં પણ આવા કઢંગા રીવાજ પેસી જાય, અને તેને પુષ્ટિ આપા સહુ કોમ "ઉંટ બીલાડી લે ગઇ, હાંજી હાં." કર્યા કરે, અને આવા અનાચારપર, લોકની, ધર્મની કે પોતાની તો નહિજ, પણ નિર્દોષ બાળાપર આવી પડતી અધમગતીની પણ દરકાર ન કરે? અફસોસ! જ્યારે એવા શખ્સો આવા કાર્યને પુષ્ટિ આપશે, તો ક્ષુદ્રોને શું દોષ દેવો? એક વખત પરણવાનું સાટું ચોકસ કરે પછી થાપણ તરીકે ખરીદદાર મુકી જાય, અને તેની ગેરહાજરીમાં વેચનારને કાંઇ

વધારે નફો મળે, તો તે વેચી ખાય! આવો અજ્ઞાન જાતિ જેવો ધારો પણ નાગરમાં ચાલે ખરો કે? કેવો જુલ્મ! કેવો અન્યાય! જનાવરો પેઠે માણસોનાં પણ વિશ્વાસઘાતી વેચાણ ખત થતાં હશે શું! શું જ્ઞાતિમાં એથી વિરૂદ્ધ વિચારના નહિ હશે? શું પ્રયાસ કરવા માંડે, તો દુઃખી બાળાઓનાં દુઃખ નિવાર્ણ નહિ થશે? શું જીવતાં માબાપોએ પુત્રીઓ અનાથ કહેવાય, અને તેની હીણપસ્તીની અસર જરાએ ન લાગે? હિંદુ પ્રજાની અસમંતી છતાં અયોગ્ય લાગવાથી સરકારે "સમંતીવયનો" ધારો પ્રસાર્યો, તેમ જ્ઞાતિના પ્રમુખોની આંખ નહિ ઉઘડવાથી ફક્ત એક સુપ્રચાર કરી નિર્દોષ બાળકીઓને પીડાથી બચાવવા અને ન્યાયને પુષ્ટિ આપવા ખાતરજ આ કન્યા વિક્રયનો ધારો નાશ કરવા સરકાર જ્ઞાતિને દબાણ ન કરી શકે? જ્યારે આમજ સદાકાળ ચાલશે, તો સંસાર કારભાર અને શ્રષ્ટિ નિયમ કેમ નભશે? બિચારા ગરીબો દ્રવ્ય ક્યાંથી કહાડશે? અને એમ કરતાં વાગ્દાન થશે, તો વધારે પૈસા દઇ દુષ્ટ સંપત્તિવાન કન્યા ઝુંટાવી લ્હેશે, ત્યારે પ્રજાનો ફેલાવો શી રીતે થશે? શું ગાડરીયા પ્રવાહમાં ઘસડાતા માબાપો પોતાની પુત્રિઓના દુઃખ દુર કરવાને યોગ્ય ઉપાય નહિ લ્હેશે.? જો આવી રીતે કાયમ ચાલશે, તો થોડાજ વખતમાં કુળવાન સૃષ્ટિનો વિનાશ નહિ થશે?

કેમ જાણે ગંગાની વતી હિમાયતી તરીકે પોતેજ કુટીલ કુટંબીયોને શ્રાપ આપતો હોય, સક્રોધે સભા વીખેરી ચાલ્યો જતો હોય, અને ગંગા તેને એકાન્ત સ્થળમાં છેલ્લી ભેટ કરવા ઉભો રાખતી હોય, તેવો સ્વપ્નાભાસ થયો. ગંગા રોતી પાસે આવી. રસિક ઉભો રહ્યો. પોતાનો રોષ આ મ.ર્ગે ઉતાર્યો. ગંગાને બોધ દેતાં તેની મલીન કાન્તિપર દયા બતાવતો હોય તેવો દેખાયો.

ગંગા, આ તારી કેવી દશા ?

वसनेपरिधूसरेवसानां
नियमक्षाममुखीधृतैकवेणि: ॥
अतिनिष्करुणस्य शुद्धशीला
ममदीर्घविरहव्रतं बिभर्ति ॥
अभिज्ञानशाकुन्तलम्.

દુષ્યંતને શકુન્તલાની સ્થિતિપર દયા છુટી હતી, તેમ દયા બતાવા લાગ્યો. નિર્દોષ ગંગાનાં પડતાં આંસુને અટકાવા માંડ્યો, અને બોલ્યો—"તું રડીને હવે શું કરીશ? સર્વ આશા તજી ત્હારા જીંદગીના જડેલા ભર્તારને તારૂં જીવન સોપી દે."*

"ત્યારે તેમ કરૂં ? થંભી રહી—" જાઉં ?" રડતી આંખે લાચાર બની રજા લ્હેતી હોય, તેમ ગંગા બોલી. પ્રેમાકર્ષણ થયો—હૃદય પીગળ્યું. કોઇ બાજુ જવા હિમ્મત ન ચાલી. રસિક તેણીને જોઇ રહ્યો. પ્રત્યુત્તર આપવાની વિશુદ્ધિ જતી રહી. ઉભયની આંખમાં દયાની લાગણીનાં આંસુ આવ્યાં. ને દર્શનની છેલ્લી ઘડીથી પ્રેમની છેલ્લી ભેટનો અંત આવ્યો જાણી રસિક રડ્યો.

"મ્હારાં ભાંડુને સંભાળજો, એ મને વિશ્વાસ છે. પણ મ્હારી જીવનની છેલ્લી ઘડીના પ્રણામ કરી જાઉં, તો રૂપાને વરીને સુખી થજો." ગંગા એટલું બોલીને કંટાળતી આંસુ લ્હોતી દુર ચાલી. છેલ્લા વાકયથી રસિક ગભરાયો. ગંગા આત્મઘાત કરવા જતી જોઇ પકડવા દોડ્યો. અંતે પકડીને બોલ્યો "આવું સાહસ ?"—ગંગા હાથ તરછોડી રડતી ચાલી જવા ધારતી હોય, તેમ હઠ કરવા લાગી. અંતે જોસથી કાંડુ છોડાવ્યું, દુર દોડી ગંગા ચાલી ગઈ. સ્વપ્નાવ-

સ્થામાં આટલી હાલત બની, પણ જેવો રસિક પકડવા દોડ્યો, તેવોજ આવેશમાં પલંગ ઉપરથી ખરેખર દોડ્યો, અને નીચે પડ્યો. નિદ્રા ઉડી જતાં આંખ ઉઘાડી જોયું, તો કંઈ ન જણાયું-કેવી ગંગા ને કોણ પોતે, કેવું સ્થળ ને કેનો પ્રેમ? આશ્ચર્ય લાગ્યું, ગભરાટમાં પડ્યો. વિભ્રમ થયો, દીવો બળતો દેખાયો, બારણાં બંધ જોયાં, પ્રભાત થવાનો વખત નિહાળ્યો, ઘડીઆળમાં પાંચ વાગ્યા. સ્વપ્નું લાગ્યું, શંકા થઇ. "ત્રણ વર્ષપર બનેલો બનાવ સ્વપ્ન માર્ગે નવોજ અનુભવવાથી આ ભ્રમણા થઇ," એમ જણાયું. શાન્ત થયેલો વિયોગ ઉત્પન્ન થયો. કૃષ્ણાકુમારી માટે ધારેલી આશા, તે આશા સિદ્ધ કરવા ગંગા માટે રાખેલું બ્રહ્મચર્ય, અને એ બ્રહ્મચર્યમાં પણ કંઇ વિસરી ગયેલી વાત તાજી થવાનો આવેશ આવ્યો. ભુલાયલા પ્રસંગો યાદ આવ્યા. પલંગપર બેઠો. સ્વપ્ન કે ખરૂં તેની વિવિધ કલ્પનાઓ થઇ, સ્વપ્ન ખરૂં ઠર્યું. છેલ્લી વિયોગ વાર્તાનો યથાસ્થિત પ્રસ્તાર ત્રણ વર્ષને અંતે યાદ આણી પશ્ચાતાપ કરવા બેઠો.

અંતે પ્રેમના ડંખમાં ઘેલો થયેલો રસિક, નવા દુઃખારાથી ત્રાસિત થવા મંડ્યો, અને વિયોગ વેદનામાં દુઃખી થવા લાગ્યો. પોતે એક જાણીતા ને પંકાયલા ડાક્ટરના માનવંત હોદ્દાથી હજારો રોગીઓને શાન્ત કરે, તે આ ડંખના કારી ઝેરને શાન્ત કરી શક્યો નહિ. ઘણા વૈદ્યો મળ્યા, પણ રોગ ન પરખાય, તેનું શું ઓસડ કરે? આખરે સ્વપ્નમાં ઉત્પન્ન થયેલો ડંખ વૃદ્ધિ પામવા માંડ્યો, અને એ પ્રેમ નામનું ઝેર આખા અંગમાં પ્રવર્ત્ત થવા લાગ્યું.

વાંચનાર! પ્રેમ એવો તીવ્ર હશે, કે વગર સજાયલા અંદરોઅંદર કટાયલા હથિયારે પણ નાશ કરી શકે?

---

# પ્રકરણ ૨ જું.

## "પ્રેમની પરિસીમા."

ભમરા લોભી પુલકા કલી કલી રસ લે;
કાંટા લગા પ્રેમકા હેર ફેર જી દે.
પંખ નહિ બીન પંખા હો કહી બીધ ઉડકે જાઉં !
દરસ પિયારે શામકા બીન પંખે કેસે પાઉં !

દશરથ ને કેકૈનો પ્રેમ, જગદેવ ને દાદિતનો પ્રેમ, ધ્રુવ ને કુમતિનો પ્રેમ, રાવણ ને વિભીષણનો પ્રેમ, હિરણકસ્યપ ને પ્રલ્હાદનો પ્રેમ, સુદામા ને કૃશ્નનો પ્રેમ, હેકરર ને સોવર્ષિનો પ્રેમ, ચાંપરાજ પહાડસિંહનો પ્રેમ, કૌરવ ને પાંડવનો પ્રેમ, ભરત ને રામનો પ્રેમ, પ્રલ્હાદ ને નૃસિંહનો પ્રેમ, સુભદ્રા ને અર્જુનનો પ્રેમ, રૂક્ષ્મણી ને કૃશ્નનો પ્રેમ, સીતા ને રઘુવરનો પ્રેમ, સાવિત્રી ને સત્યવાનનો પ્રેમ, ઇંદ્રજીત ને સુલોચનાનો પ્રેમ, નળ ને દમયંતીનો પ્રેમ, ઇંદ્ર ને અહલ્યાનો પ્રેમ, તારા ને બ્રહસ્પતિનો પ્રેમ, ચંદ્ર ને રોહીણીનો પ્રેમ, કૃશ્ન ને ગોપીયોનો પ્રેમ, શ્રંગી ને રંભાનો પ્રેમ, મેનકા ને વિશ્વામિત્રનો પ્રેમ, શકુન્તલા ને દુષ્યંતનો પ્રેમ, મદલેખા ને પુંડરીકનો પ્રેમ, કાદમ્બરી ને ચંદ્રાપીડનો પ્રેમ, રોમીયો ને જુલીયટનો પ્રેમ, લયલી ને મજનુનો પ્રેમ. શિરી ને ફરહાદનો પ્રેમ, તાજુલ્મુલ્ક ને બકાવલીનો પ્રેમ, એમ અગણીત જાતના પ્રેમ—દિગ્મંધ પ્રાણીઓ જેમ "જળના કીડા જળમાંજ નાશ પામે છે, તુરંગના કેદીઓ તુરંગમાં જ નાશ પામે છે, છાણના કીડા છાણમાંજ મરી જાય છે, અને ભક્ત પ્રેમના જીવો સ્વર્ગમાંજ મોક્ષ પામે છે; તેમ મનસ્વી પ્રેમના

મન માનતા પુરમાં લુબ્ધ થયેલા પ્રેમી પ્રાણીઓ પ્રેમમાંજ પોતાની જીવનગતિ પુરી કરે છે.

મોટી મન મોહીનીરે, બીજી પ્રીતિથી ન મળે.
પણ ઝડ જુવો લોહુરે, ચમકને દેખી ચળે–" પ્રેમપરિક્ષા "

કૃષ્નના પ્રેમમાં ગોપીઓનું વચન–

ઉદ્ધવ સ્નેહતણું દુઃખ સગપણુથી અધિક ગણુંરે લોલ.
અનુભવિનું અંતર જાણે મુખડે શું ભણુંરે લોલ.

દયારામકૃત " વિરહવિલાસ "

મેઘદૂતમાં એ વિષે લખે છે કે–

" તમ અંસથી પશુ શીલવિકાર થાય છે, પ્રેમ રાગના અંશમાં ચડતાં ચડતાં પ્રેમ નિર્મળ થાય છે. ... ... ... મેઘદૂત "

ઘાયલ થયેલો રસિકચંદ્ર ઉઠયો, તેનું મુખ ગ્લાની પામ્યું; મનનો વેગ પ્રેમ તરફ દોડયો, તેમ તેની લગામ છુટી મુકી દીધી. અને ભ્રમિત થયેલો બ્રહ્મચારી પલંગ પરથી ઉઠી બ્હાર દિવાનખાનામાં આવી ટેબલ પાસે પડેલી આરામખુરશી પર સુતો, એટલે ટેબલ ઉપર આવી પડેલાં વર્ત્તમાનપત્રો ઉપર નજર પડી. તરતજ લાંબો હાથ કરી એક વર્તમાન લ્હેતાં અકવાડીક " કૈસરેહીંદ " નામનું પારસી ગુજરાતી પત્ર મળી આવ્યું, અને અંદર આવેલા વિષય દૃષ્ટિ તળે નાંખતાં નીચેનો આર્ટિકલ નજરે પડયો.

**" કામા હોસ્પીટલમાં એક પ્રસુત હિંદુ સ્રીની ભય ભરેલી માંદગી "** કાઠીયાવાડના દેવલપુર ગામની એક નાગર ગૃહસ્થની સગર્ભા સ્રી ઘણા માસ થયાં પીડાતી દેશથી અહીં આવતાં ગઈ કાલ રાત્રે અકળાયલી જાણી તેના લાગના વળગનાઓએ નિરૂપાયે **" કામા હોસ્પીલના સુવાવડખાનાની "** મદદ લેવરાવી

હતી. ત્યાં ગભથી પીડાતાં ત્યાંની અંગ્રેજ મીડવાઈફની હાજરી તળે મોડી રાત્રે એક નિર્જીવ જેવા શકમંદ મરણના બાળકનો જન્મ આપ્યો હતો. પ્રસવ થયા પછી ઘણો વખત સુધી એ ઓરત બેભાન હાલતમાં પીડાતી હોવાથી તેની સારવાર માટે ખાસ બે બાઈઓને રોકવામાં આવી હતી. અહીં તેનું અંગતનું સગું કોઇ નથી. અવતરેલું બાળક મરી ગયું છે, અને પ્રસુત સ્ત્રી ભય ભરેલી માંદગી ભોગવે છે."

"નવલગંગા નહિ હોય?" રસિક હર્ષાવેશમાં બકી ઉઠયો. અને પૌરવરાજ મહારાજાને મુદ્રિકા જોતાં એકાએક શકુન્તલાનું સ્મરણ થયું હોય, તેમ રસિકચંદ્રના મુખ ઉપર કુદરતી આભાસ થયો. જો કે દુષ્યંતે શકુન્તલાને તિરસ્કાર કરવાથી ખેદ થયો હતો, આ ચંદ્રને વિખુટાપણુંથી ગંગાને નિશ્ચય કરી મળવાના મ્હોટા અધીરાપણામાં ખેદ થવા લાગ્યો; પણ નદીનો પુરનો સામો વેગ જેમ ચડતા પાણીને હડસેલે, તેમ રસિકના મનમાં ગંગા વિષે ઉતર્યું. એક કલ્પનામાં તે ફાવ્યો. અને મનપર "મળશે" એવી અસરનાં ચિન્હ જણાયાં. ભિન્ન અસર ભિન્ન માર્ગે ગઇ, એક રાત્રિના સ્વપ્નમાં અસ્તોદય જીવનના પ્રેમ સાથે પૂર્વે છેદાયલું જીવનિકા રૂપી પુનઃ પ્રાપ્ત થયું.

એક માણસને અમુક જાતની વિભ્રમણા થાય છે, ત્યારે ધારેલી ચીજ વિના બીજું કંઈ દેખતોજ નથી. એ વસ્તુ ખોટી હોય તે છતાં ખરી માને છે. અદષ્ય હોવા છતાં પોતાની નજર કને ખડી કરે છે. અને "અહીં છે; તહીં છે" એમ વ્હેમાવેશમાં ગાંડા બનેલા રસીલાઓ પોતાનો આવેશ પુરો કરે છે. હૃદય તાપને શાન્ત કરવા ઉપાય નહિ મળતાં મનના વિચારથીજ સંતોષ માને છે.

રસિકને માટે તો દેશી કહેવત મુજબ "દિવસે દેખેલુ તેવું સ્વપ્ને સીંચાય" એથી તો ઉલટું થયું; અને આગલે દિવસે તો નહિ ધારેલું પણ પાછલે દિવસે થવાનું તે આગલી રાત્રે સ્વપ્નામાં પ્રવેશીત થયું. સ્વપ્નું ખરૂં ઠર્યું, વર્તમાનમાં આવેલા વિષયે રસિકને ગાંડો બનાવી દીધો, ત્રણ વર્ષ પાળેલ બ્રહ્મચર્યને વરદાન મળ્યું જણાયું. અંતે ગંગાને નજરે નિહાળી ફક્ત જીજ્ઞાસા તૃપ્ત કરવાનો સંસાર માર્ગ મળ્યો. હૃદય પ્રફુલીત થયું. છેલ્લી ભેટના વિયોગી પત્રમાં કૃષ્ણાની આપેલી આશા ખરી થવા કલ્પ્યું, અને "કેવી રીતે શોધ કરવી? કેમ મળવું?" ઈત્યાદી પ્રશ્નોત્તર ઘડી અવલોકન કરવા બેઠો. ચિતાર મનપર લાવવા માંડ્યો. જોકે એ ચિતાર અધીરા મનડાને દુઃખદાયક છે, નિરાશીત છે, પાપિષ્ટ છે, નિર્માલ્ય છે, વૃથા છે, તો પણ જેમ રોગી માણસને ઝેરી ઓસડ આપનાર પણ વૈદ્ય વ્હાલો છે; તેમ પ્રેમીજનને જ્યાં સુધી પ્રેમનો આવેશ છે, ત્યાં સુધી તે જીવનને સુધારક માને છે. ને અફીણી જેમ અફીણના આવેશમાં મદમત્ત રહે છે, તેમ આવા ગાંડા જનો, પ્રેમીજન પાસે ન મળતાં. મોઢેથીજ લવારો કરીને મનને રાજી રાખવા, પણ એજ માર્ગમાં કાંટાનાં ઝાડોને ન ગણકારી હર્ષમાંજ ચાલ્યા જાય છે. તેમાં રસિક માટે તો બેવડું કારણ છે. કેમકે જેમ વાંઝીયાને ઘણે કાળે સાંપડેલો પુત્ર ઇશ્વર એકાએક ખેંચી લહે, નિર્ધનને મહા મ્હેનતે મળેલી લક્ષ્મી લૂંટારા લૂંટી લે, અને ઘણા શ્રમે મેળવેલું મિષ્ટાન કોઇ ઝુંટી લે, અને ખેદ થાય, પણ ફરી તેથી પણ સુંદર ને અધિક પ્રિય વસ્તુ સાંપડતાં હર્ષ થાય, તેમ હાથમાં આવેલું રત્ન લુંટાઇ જતાં ફરીને મળ્યું. તેને ફક્ત જોવાની લાલસાથીજ શાન્તી થાય છે. એવાજ હર્ષમાં સંતોષ માનવા બેઠેલાને વિવિધ કલ્પનાઓ થાય, એ અસંભવિત કહેવાયજ નહિ. ગંગાના પ્રેમ સ્રોતમાં મન ઉછળી રહેલું

હતુ. અને તેમાં વળી વર્તમાનપત્રે શંકારૂપી પુર આણ્યું; તેમ બ-મણો વેગ થવા લાગ્યો. અને અમિત વિદ્વાન વિચાર સ્રોતમાં ઘસ-ડાવા લાગ્યો. એટલુંજ નહિ, પણ એ સ્રોતના સીંચાવવાથી ઉમેદ ઝાડને કમળીયાં ખીલવા માંડ્યાં; અને ફુલ ફળ થવાનાં ચિન્હ જ-ણાવા લાગ્યાં. અંતે "ગંગા શી રીતે મળે?" એ નિશ્ચય કરવા ઉપાય શોધવા માંડ્યો. મનુલાલ સાથે મ્હારે પરિચય નથી, તે છતાં પ્રિય ગંગા વિષે પુછી કેમ શકાય? એ મને ઓળખે છે, જેથી હું પુછવા જતાં મ્હારે રાકમંદ થશે તો? એમ ચોરની આંખે અંધારૂં અને કમળાની આંખે પીળું દેખાયું.

"જો કંઈ આશા છે, કંઇ સંસારનો સ્વાર્થ છે, તો છેલ્લી ભેટજ છે. અને તે પણ તેમની ઇચ્છાનુસાર કૃષ્ણાને વરવું. તેમાં જો નિષ્ફળતા થઈ તો વૈરાગ્ય તો તૈયારજ છે. મનુષ્યમાં વસેલા છે, પછી તિર્થોમાં જઈને રહીશું! લોકો, સ્ત્રી મોહનો અપવાદ આપશે, તો મેં સરસ્વતીચંદ્ર જેવું કર્યું નથી. મ્હારે મન યોગ કાઠીણ્યજ નથી. ક્યાં સ્ત્રી પુત્રની વ્યાધી છે? ક્યાં કુટમ્બોની શ્રદ્ધા છે?"

"સંસારમાં શું છે? અવિનવી જાતની ખટપટો! જ્યાં સુધી ગંગા જેવી સાધ્વી હોય, ત્યાં સુધી તો ઠીક; પણ કોઈ ફુવડ આવી હોય, તો વગર યોગે યોગ, પ્રતિદીનના કલેશ અને તેની સંભાળને માટે વેચવું પડતું શરીર, પાપિષ્ટ કરવા જોઇતા કાવા દાવા, લોભ ક્ષોભ ને મમતા કરવી પડે, આપદાઓ ભોગવવી પડે, લાચારી, ખુ-શામત સહેવી પડે, જ્યાં ત્યાં શરણુ થવુ પડે, એ શા માટે?"

"પણ જીવ? સાહસ ન કરવું. હદબાહેર ન જવું. લોકની જૂઠી કહેણીમાં ન આવવું, હજી મન સંસારી છે, યોગ ગુપ્ત છે. છેલ્લે તો એ નિશ્ચયજ છે, તેથી ભેખ વગોવવો નહિ, પણ પૂરો

કરવો. જે માટે આજ દિવસ સુધી તપ કીધું, અને વર મળવાનો વખત આવ્યો, ત્યારે છુટું થવું, આ કેવી મુર્ખતા ? હવે તો ધીરજ ધરવી, તપાસ કરવી, અને છેવટના પ્રત્યુત્તરમાં યોગ માર્ગ મેળવવો."

રસિકચંદ્રના વિચાર તરંગથી રવિવારનો દિવસ ઉદાસીમાં વીતી ગયો. રાત્રે અરૂચતું છતાં જમી આગલી રાત્રિના કારી જાગ્રરણથી પોઢી ગયો. વાયદા આપેલા મિત્રોને ત્યાં જવું હતું, તે છતાં તબીયતના બીગાડાએ જવાનું માંડી વાળ્યું. પ્રભાત થયું. વ્હેલો ઉઠી ન્હાઈ ધોઈ પોતાના ધંધાપર હોસ્પીટલમાં ગયો. ત્યાં પણ કંઈ કંઈ કામમાં ભૂલ થવા માંડી. અંતે દસ વાગ્યા. હોસ્પીટલ બંધ થતાં, પોતે એકદમ ઘેર આવ્યો. જમ્યો. એટલામાં તો હોસ્પીટલના ચીફ ઓફીસરની ચીઠી આવી અને તરતજ તેને બંગલે જવું પડયું. ગંગાની તપાસ અધુરી રહી. ત્યાં અગત્યના પ્રસંગમાં સમય રોકાઇ ગયો. સાંજ પડવા આવી, એટલામાં સાયંકાળનું નીકળતું વર્તમાનપત્ર, રસિક ડાકટરના હાથમાં આવ્યું. અંદર નજર ફેરવતાં **ગંગાની** મરણ ખબર મળી.

નિસ્તેજ થયેલો ઘડીભર એકી ટશે જોઈ રહ્યો. ને રસિકચંદ્ર, વેણીલાલના અપકૃતથી ત્રાસીત થયો હોય, તેમ બોલ્યો—

**આર્યા**—આગ્રહ આ તે કેવો, પારધીનો વાંક કે હણે હરણું,
માંસ માત્ર પરહરી જે, મરણ ભયે સર્વ રહે તરણાં.

ભાગ્ય ભ્રમણામાં ભૂલા પડેલા નરના આત્મમાં વળી નીચેનો આવિર્ભાવ આવ્યો.

પરજનની આશામાં તો અંતે—
" તજી નીજ દરના દાણા, મુષક સર્પનો કરંડીયો કાપે."

**ક. દ. ડા.**

એવુંજ થયું, ત્યારે પ્રેમ આપી હું પસ્તાયો ? ના—જેમ

"રઘુકુળ કેતુ રામે, કિર્તી કારણ સતી વને મેલી;
યદુકૂળ કેતુ કૃષ્ણે, ઉત્સવ કારણ વપું પિડા ઠેલી."
"રોષદર્પિકા" પ્રા. કાવ્યમાળા.

તેમ સ્વાર્થ માટે મેં આપત્તિ વેઠી. તોપણ હવે કંઈ—

-"મૃગ તૃષ્ણિકાથી તરસ નહિ ટળે, વેળુ[1] પીલ્યેરે તેલ ન નીકળે"
તથા—નવ નીકળે પાણી વલોવતાં, લેશ માખણનો વળી;
ભુડતાં બાચકુ ભર્યો પીણે, ત્રિયા[2] વાતજ સાંભળી.
"કુમુદચંદ્ર" કાવ્યદોહન.

વળી—બાવળનું બીજ વાવતાં, પ્રીતે પરડા[3] ખાય;
આંબાનો રહે ઓરતો, ઇશ્વરનો એ ન્યાય. શામળભટ્ટ.

એતો વાસ્તવિકજ છે. કેમકે પુરૂષ પાસે સ્ત્રી પરાક્રમ તે જેમ—

"ત્યાહી પાર્થ[4] પરાક્રમ કશું, મણિધર નિકટ મંડુક જશું"
દ્રૌપદી વસ્ત્રહરણ પ્રા. કાવ્યમાળા.

એમ નિશ્ચય કરી અફસોસના ઉંડા ખાડામાં ઉતર્યો; એકે દીશા ન સુઝી. અગાઉ મળેલી ખબરમાં ગંગા આજારી, તે પછી કલ્પનાએ ચડાવેલી મુંબઇ, આણેલી હોસ્પીટલમાં, ને ત્યાંજ મરણ પામેલી, છેવટે મૃત્યુનોજ સંબંધ જોયો, ને જોડયો. નવલગંગા મરી ગઈ. એથી તેનું મન સંસાર ઉપરથી ઉઠી ગયું. અને પોતાને નિવૃત્તિમાર્ગ મળ્યો "હવે મારૂં જગતમાં શું કર્તવ્ય ?" તે વિચારમાં પડયો, રડવું આવ્યું. નિર્દોષ આશા નિષ્ફળ ગઇ. પ્રેમની પરિસીમા આવી રહી.

---

૧ નદી માંહેની પથ્થરની રેતી. ૨ સ્ત્રી. ૩ બાવળનાં ઝાડોનું ફળ. ૪ અર્જુન પાસે જયદ્રથનું પરાક્રમ.

રસિકની આ બાબતમાં કેટી ભૂલ હતી? આ સ્ત્રી કોણ હતી, તેની તપાસ કર્યા સિવાય ફક્ત પ્રેમાવેશના દરદીએ કલ્પીત દવા ગ્રહણ કરી અકાળ પરિતાપનો ભોગ થયો, એ શું કલ્પીત સૃષ્ટિના અવિનવ પ્રેમની પરિસીમા નહિ? વાંચક! તારી શંકા દુર કરવા, એ સ્ત્રી કોણ હતી, તેનું ટુંક વૃત્તાંત જાણવું યોગ્ય છે.

વિજયાકુમારી નામની દેવળપુરના નાગર ગૃહસ્થ અમૃતલાલ દેશાઈ નામના નવલગંગાના પતિ નવલશંકરના મિત્રની એ પત્નિ હતી. ગર્ભને લગભગ બારમાસ વીતિ ગયા છતાં તેને પ્રસવ થતો નહોતો, આ પીડાથી દુ:ખી થતી પ્રેમદાને એમ કષ્ટ સહતાં પણ લગભગ એક વરસ વીતી ગયું, શરીર ક્ષીણ થઈ ગયું. અને એ દુઃખથી બહુ પીડાવા માંડી. ઘણો ઔષધોપચાર કર્યો પણ કંઇ દાવ ન ફાવ્યો; અંતે મુંબાઈ જઈ ઉપાય લ્હેવાનો વિચાર ધાર્યો. અમૃતલાલ અને વિજયાકુંવરને મુંબાઇમાં કોઇ અંગતનું સગુ ન હોવાથી તેમના મિત્ર નવલશંકર પાસેથી મનુલાલ નામના ગૃહસ્થ ઉપર તેમની મિત્રતાને લીધે અમૃતલાલે ભલામણ પત્રિકા લખાવી લીધી. પણ દૈવયોગે અમૃતલાલને કંઇ એવું અગવડનું કામ આવ્યું, કે વિજયા સાથે જઈ શકાયું નહિ. અંતે એમના એક ખાસદાર માણસની સાથે મુંબાઇ રવાના કીધા. અગાઉથી આપેલી ખબર મુજબ મનુલાલને પ્રીન્સીસડોક ઉપર કાઠીયાવાડ કોસ્ટામાં ફરનારી શેફર્ડ કંપનીની "પુનાની" નામની સ્ટીમરમાં વિજયા આવનાર હોવાથી ત્યાં ગયા. ત્યાં તપાસ કરી. અને ઉતરીને ગાડીમાં બેસાડી ઘેર લાવ્યો. ઘેર સ્ત્રિવર્ગમાં ફક્ત મનુલાલનાં માતાજ હતાં, બાકી સર્વે બ્હાર ગામ ગયાં હતાં. અહીં મળતાવડી ને સુશીલા વિજયાએ થોડા દિવસમાં સહુ સાથે પ્રેમ જોડી દીધો, અને તે સ્ત્રીઓની મિત્રતાથી દિવસ આનંદમાં જવા લાગ્યા, મનુલાલની ભલામ-

ણુથી યેસુબાઇ નામની મરાઠી સુયેણનું ઓસડ કરાવા માંડયા, તેમને પણ એક માસ વીતી ગયો, પણ કંઇ ફેર ન પડયો. છેવટે એક જાણીતી "રેબેકા સીમીયન" નામની દાઈ પાસે તેડી ગયા. તેની દવા કરી. તે ઉપરાંત મનુલાલે પોતાની ઓફીસના વડા અંગ્રેજની ભલામણથી એક અંગ્રેજ મીડવાઇફ પાસે લઇ ગયા. તેમના ઓસડે કાંઇ અસર કરી; એટલામાં વળી વિજયાના કમનસીબનો પાયો બેહો ઘણા પૈસાના ખરચને અંતે કંઇ ઠેકાણું લાગ્યું હતું; એવામાં વિલાયતથી આવતી હોલલાઇનની બ્રિટાનિઆ નામની એક સ્ટીમરમાં એ અંગ્રેજ સુયણનો ધણી થોડાજ વખતપર પોતાનાં મોહોરદારને મુંબઇ મુકી ચોકસ કામ પ્રસંગે વીલાયત રવાના થઈ ગયો હતો, તે સ્ટીમર ડુબવાથી મરી ગયો; એવી ખબર આવતાં મડમનો જીવ વિલાયત તરફ જવાને ઉપડયો. અને વિજયાનું ઓસડ બંધ રહ્યું—

અમૃતલાલ તરફથી પત્રો આવવા માંડયા; ને તેમાં છેલ્લે જણાવ્યું કે "હવે તમારે જલદી આવવું, મારાથી અવાશેજ નહિ." આવી રીતે પત્ર આવતાં વિજયાકુંવરીએ તેમનાપર યોગ્ય પ્રત્યુત્તર લખી જણાવ્યો; અને થોડા વખતમાં મુંબઈથી ઉપડી તેમને મળવા માટે આતુરતા બતાવી. એક પત્ર એમનાપર લખ્યો, અને બીજો પત્ર નવલગંગા ઉપર લખ્યો. પત્ર ઉપર નવલશંકરનું શિરનામું કર્યું. પણ બન્ને કાગળ પરબીડીઆમાં નાખતાં ગફલત થઈ. ધણીપરનો કાગળ નવલગંગાના પત્રમાં નવલશંકરના શિરનામાંથી નખાયો; ને ગંગાનો પત્ર ધણીના પરબીડીઆમાં બીડાયો; તે ભાન રહ્યું નહિ. અને કાગળ રવાના થઈ ગયા.

અહીં બીજું કૌતક થયું. મનુલાલની માતાને કંઈ કારણસર બહારગામ જવું પડયું. ને એજ રાત્રે વિજયાને એકદમ પીડા ઉપડી.

ઘરમાં સ્ત્રિવર્ગ મળે નહિ. પુરૂષથી શું બની શકે ? અંતે નિરૂપાયે તેને "કામા હોસ્પીટલના સુવાવડખાનામાં" મનુલાલના એક પારસી ઓળખીતા ડાકટરની ખાસ ભલામણથી તન દઇ સારવાર કરવા અંદર દાખલ કરાવી; પણ નસીબહીણુ વિજયાનું ભવિષ્ય ત્યાંજ ફુટયું. મોડી રાત્રે પ્રસવ થયો, બાળક મરી ગયું, એ વાત રવિવારના સવારના વર્તમાનપત્રોમાં આવી ગઈ, અને છેવટે સવારના આઠ વાગ્યામાં હોસ્પીટલમાં મૃત્યુ થયું. જુરીએ પ્રસવ વેદનાથી મૃત્યુ પામવાનો અભિપ્રાય આપ્યો; અને લાસને અગ્નિ સંસ્કાર કરવા લઇ ગયા. દેવલપુર તાર કીધો. વિજયાયે લખેલો કાગળ પહોંચ્યો. તેજ દીવસે તાર આવ્યો. વિજયાએ કરેલી પત્રની ગફલતપર પછી આ શોકમાં અમ્રતલાલે ધ્યાન ન આપ્યું. કાગળ એમનો એમ પડી રહ્યો: પણ નવલગંગાના કાગળે મ્હોટા ઘોટાળો કરી દીધો. વાંચનાર ? એ વિજયાગવરીની ભૂલ કેવી નીવડશે; તે આગળ વાંચતાં માલમ પડશે. વિજયાકુંવરના મરણની બાબત અંગ્રેજી પેપરવાળાએ જુરીના અભિપ્રાય સાથે સાંજના નીકળતા વર્ત્તમાનમાં છાપી. આ ખબરથી રસિકચંદ્ર વમળમાં પડયો. પ્રેમની ભ્રમણામાં વિજયાકુંવરીને નવલગંગા ગણી, અને અંતે બિચારો વ્હેમી પ્રેમઘેલો રસિક સંસારથી વિરક્ત થવાની તજવીજમાં પડયો. તપાસ ન કરી. દુઃખમાં દુઃખ ભળ્યું. ને જુદા માર્ગપર ઉતર્યો, તેનું મગજ વિચાર વાયુથી અસ્થિર થયું. બસ પ્રેમદ્રષ્ટિથી આજે યોગ માર્ગ જોવા લાગ્યો. "આ યોગમાં જીવન પૂર્ણ થશે ?" તેનો ખેદ કરવા લાગ્યો; અને એજ માંદગીમાંથી બચતાં ફક્ત દેહાર્થ કરવું, એજ ભ્રમણામાં તેનું ચિત્ત ઇશ્વર ચરણમાં ગયું. અને પથારીમાં પડેલો રસિક ઘેલછામાં બકવા લાગ્યો. લોકો સમજાવા માંડયા, તેનો ઉપરી અંગ્રેજ તેના માટે ખેદ બતાવવા લાગ્યો. આવો અકસ્માત અને ભ્રમીત વાયુએ એક નવો

રોગ અનુભવ્યો. અંતરભેદની નસ ન જડી. તેથી દવા લાગુ પાડી ન શકયો, ને ઉલટો વધારો થવા માંડયો. મિત્રમંડળ ઘેરાયું. દેશમાં તારો કીધા; માણસો આવ્યાં; પણ પોતેતો એકજ માર્ગે ઉતર્યો; ચાર દહાડાની ચંદની? લોકો ગમે તેમ કહો નવું હશે, ત્યાં સુધી બોલશે. કુવાને મોઢે ઢાંકણું છે, કંઈ જગને મોઢે નથી! પંચરંગી દુનિયાં છે. મનને ભાવતું જેમ જેને રૂચે તેમ સહુ બોલે! આપણુને એ ઉપર કયાં જોવું છે? જનારને કોણુ રોકે છે? કરનારને કયાં ભય છે? મુડદાને વિજળીનો ભય હોતોજ નથી.

મનસ્વી તરંગે જગતનો જુદો માર્ગ પકડયો, વિયોગીને પ્રેમની સ્થિતી વીસરાઇ ગઈ. સંસારસુખ મુકત કરવાને કરેલી જોગવાઈ મુલતવી રહી, અને ઉમેદ નાવને નિર્માલ્ય ગણી સંસાર સાગરથી અલગ કરી યોગ માયાના મોજામાં નવું નાવ ઉછળતું કીધું. દુનિયાં ખોટી માની, પ્રેમ પાસરૂપ જણાયો સંસાર સુખ ક્ષણભંગુર લાગ્યું, પ્રેમમાં ઠગાયો. પોતાની ભૂલ નજરે તેને લાગી નહિ. સુખમાં દુઃખ પડતું લાગ્યું, યોગ, વગર જરથી ખરીદ થતો દેખાયો. ભવ્ય વસ્તુ નિસ્તેજ ગણી. મનને આ મમય ગણ્યું. આત્માને ઇશ્વર નિરૂપણ માન્યો. નસોમાં વહેતુ રૂધિર ભકિતમય બન્યું. ધારેલા વિચારો દૈવાર્પણ કર્યા, અને જગત આશાનું ઉમહાશ્રમ સંસારથી ઉપાડી સકળ બ્રહ્માંડના તત્વવેત્તાના યોગાશ્રમમાં લઈ ગયો! અને મનને કલ્પના માર્ગ સોંપીને સ્વર્ગમાં ચાલી જવા ધાર્યું!

વાંચનાર! વિન્ધ્યાકુંવરીએ આ ઘોટાળો અહીં કર્યો, તો બીજે ઘોટાળો દેવલપુરમાં ગંગાએ કર્યો. સાહસ કર્મમાં કેવી ખ્વારી! વહેમાવેશમાં કેવી ખ્વારી! કેવી પ્રેમની પરિસીમા?

વાંચક! તું મુંબઇ નગરીની શીતળ ટેકરીમાં પણ તાપથી પીડાતા રસિકચંદ્રના વિયોગી પ્રદેશમાં પડી રહેલા છે, તો હવે તેને

છોડી નવલગંગાનો નવીન ભવ્ય સંસાર જોવા કાઠિયાવાડ ભૂમીના દેવદારૂકારણ્યમાં આવી જા, તે વૈદ્ય પણ રસિક જેવા યોગીના પ્રેમનો મળતો લાભ છોડ્યા પછી કેવી સુખી થઈ છે? જ્યાં સુધી પ્રેમ નથી, ત્યાં સુધી સુખ નથી. જ્યાં સુધી સુખ નથી, ત્યાં સુધી સંસારમાં ભૂલા પડેલાં ક્ષુદ્ર પંખી સમાન દુઃખી અવસ્થા ભોગવે છે.

---

# પ્રકરણ ૩ જું.

---

## ભૂલો પડેલો પંખી !

નવપલ્લવ ઝાડનો નાશ થતાં લાચારીએ આશ્રમ છોડી પંખા પોતાનાં પક્ષિવૃંદના વિશ્વાસઘાતથી છુટો પડી દારૂણ વગડામાં રઝળતો આવ્યો છે; ઘાતના કારી ઘાવથી પાંખહીણ વિશ્વાસુ પંખા હેરાન થયો છે. વસંતઋતુ ખિલી છતાં દારૂણ વગડો તો પૂર્વ સ્થિતીમાંજ છે, પરંતુ નિરાધાર પંખી સુકાયલા દમ ઉપર બેસી ઘણે દુર વસંતઋતુથી મદમત્ત થએલું વન નિહાળે છે.

વાંચનાર ? રસિકચંદ્ર પ્રેમના ડંખથી દુઃખી છે, તો આ પંખી વિશ્વાસઘાતના ઝેરમાં તલ્લીન છે. વસંતઋતુ પોતાની યુવાવસ્થામાં મદમત્ત થતી સુખવાસી દંપતીઓના પવિત્ર જોડાંને આનંદ આપતી, મનોહર પંખીઓના નિવાસને નવો બહાર બતાવતી ખિલી રહી છે

“ અર્થ સુચવનાર નવવધુનાં હાસ્ય સરખાં ટોળાં અને વાસંતકી પુષ્પથી વિરાજીત રહેલા આ મનોહર ઉપવનો વિષય વાસનાથી નિવૃત થયેલા યોગીઓના મન હરણ કરે છે; તો પછી વિષય વાસનાથી ચળિત થયેલા યુવાનોનાં મન હરણ કરે, તેમાં શું આશ્ચર્ય ?”

વસંતઋતુની બ્હારમાં ખીલેલી વેલીઓ મોહક નાગને કેવી ડોલાવતી હશે ? સુગંધીમય અંતર છાંટીને નવલસુંદરીઓના વાળેલા અંબોડા ઉપર રસભૂત ચંપેલી વેલીના આકારમાં બીરાજતી હશે, ત્યારે દિગ્બંધ થયેલી નાગ તેમની સુગંધી માટે કેવો તલપતો હશે ? ખરેખર પ્રકાશતા ચંદ્ર વચ્ચે આનંદ કરતાં દંપતીઓનો પ્રેમરસ લેવાને પવન મંદમંદ વાય છે. નવોઢયા રસીલીનો મદોન્મત મદન પતિને પાસમાં નાખવા અતિશય ઉશ્કેરતો દેખાય છે; તે છતાં કોણ અભાગી દાંપત્યે એ સુખ પામવાને પણ વિયોગી રહ્યાં હશે ? જો એ વિયોગી કહીએ, તો આપણો ભૂલો પડેલો પંખી ને પંખીણી છે. જે બિચારાં દારૂણ વગડામાં રવડે છે ! વસંતઋતુ વૃદ્ધ થવા આવી; તો પણ કંઈ વિલાસી દેખતાંજ નથી; ગ્રિષ્મઋતુની આખર આવી. અંતે વર્ષાનો જન્મ થવાનો વખત દેખાયો, અને જેષ્ટ માસ અર્ધ વીતી જવા આવ્યો છે; એ સમયે પતિવ્રતા પંખીણી પોતાના પતિના જીવન સુખ માટે એક વ્રત આરંભવા માંડયું છે,

આ વિયોગી પંખી તે આપણી વાર્તાનો નાયક નવલશંકર છે. અને પંખિણી તે આપણી નાયિકા નવલગંગા છે. નવલશંકર ચોકસ જાતના અંતઃકર્ણના દર્દે પીડાય છે. પણ શુદ્ધ નાયિકા ગંગાએ જીંદગીના જડીત પતિને જીવન વૃદ્ધિ આપવા વૃત્ત કરવા માંડયું છે.

વિપત્તિમાં વિદ્યાનો લોપ થાય છે. નિર્ધનતાથી મતિમાં ફેરફાર થાય છે. વિશ્વાસઘાતમાં અંતઃકરણની પ્રેમી લાગણી દગ્ધ થાય છે, અને વિચારમાં મગજની ભ્રમણા વધી જાય છે.

નવલશંકરને આ વખતે એમ ખબર નથી, કે હું વિશ્વાશઘાતના પ્રચંડ ફાંસામાં ફસેલો છું; પણ એટલું સ્મરણ છે, કે " હું નિરાધાર થઈ ગયો. મ્હારી બ્હાંય ખાલી પડી; વ્યાપાર કારભારનો

મહાન બોજો મ્હારી ઉપર આવી પડયો. નિર્ધનતા છતાં આબરૂના લોભમાં આફતનો આભ ટકાવી રાખવાનું ભારે થઇ પડયું. એવા પ્રભાવે નવોઢયા તારૂણીના પ્રેમ–સુખનો વિયોગી બની, વગર પૈસે અને એકલે હાથે કરવા પડતા કારભારમાં ગુચવાઇ ગયો; અને તેની ભ્રમણામાં શરીરથી પણ લ્હેવાઇ ગયો. કંઇ ચ્હેન પડતું નથી. કોઇ દીશા સૂજતી નથી, કંઈ વસ્તુપર ચિત્ત ચોટતું નથી. અને ખાવું પીવું બેસવું ઉઠવું ફરવું હરવું દરેક પ્રસંગમાં નિસ્તેજ રહેલો જણાય છે. આ સ્થિતીમાં ભોળા અને વિશ્વાસુ નાયકને બે કૌતુક પત્ર મળ્યા. અને એ કૌતુકમાં સ્થિતીનો લાભ લઇ કપટ કાર્ય કરનાર દુશ્મન ફાવી ગયો.

બે પત્રો માંહેનો એક પત્ર લીધો, ને ફોડીને વાંચવું શરૂ કર્યું. એ પત્રમાં શું હતું ?

મ્હારા નવલમિત્ર.

હું આ વૃત્તાંત લખી તારો સ્વકુળાભિમાની મિત્ર તને છુપી ખબર આપું છું, કે ત્હારી સ્ત્રિની ચાલચાલ ઘણી શક ભરેલી છે. હું લખું છું, એ પ્હેલાં તો તું નહિ માનશે, દોસ્ત ? કેમકે જે ઘડો વિષનો ભરેલો છે, તે તું દુધ સમાન માને છે, પણ નક્કી જાણ કે તે એક ચળકતી ચામડીની નાગણ છે. અને રગે રગ તથા નસેનસ ઝેરથી વ્યાપ્તમાન છે. પણ ખરૂં છે, કે અજવાળા આગળ પણ ઈશ્ક આંધળો છે. ચેત, ભલા ભાઇ ચેત, નહિ તો કોઇ વખત અકાળ મરણનો ભોગ થશે, સ્ત્રિના ફંદમાંથી કોણ બચ્યા છે ?

લી. તારો શુભેચ્છક ગુપ્ત મિત્ર.

પત્ર વાંચ્યો, વિચાર કર્યો, થોડીવાર થંભી ગયો.

" છટ્ ! છટ્ ! ખરેખર કોઇ પેટના બળેલા નિંદાખોર શખ્સનુંજ આ કાવતરૂં છે. શું મારી પ્રિયા ? અરે મારી નિર્દોષ નવલ ?

તેને માટે આમ? હોયજ નહિ!! અરે એ તો મારૂં એક અમુલ્ય મનહર મણી છે.

હા, કદી સુમુદ્ર માજા મૂકે તે હું માનું, મેરૂ ડગે તે મ્હારા મનમાં ઉતરે; પણ નવલ? અરે મારી મનની મુર્તી ગંગા? તે એક આવી નીકળે, એ તો કદીએ હું ખરૂં જાણું નહિ. નકી કોઇ મગજના ચસકેલા અદેખી આંખના આંધળાએ અમારી વચ્ચે રહેલો અતુલ્ય પ્રેમ તોડી નાખવા આ પ્રપંચ ઘડયો જણાય છે. પણ ખરૂં, કાચા કાનનો વ્હેમી અને અભણ સાથે ભોળો માણુસ કદી આ વખતે મારી જગ્યાએ હોય, તો નિશ્ચય પોતાના સંસાર સુખમાં ખલલ કરી દીધા વિના રહેજ નહિ. પણ હું કાં ન ભૂલતો હોઉં? "ભણેલી સ્ત્રી સ્વતંત્ર મિજાજની, ને દુરાચરણી હોય છે, એ ખોટું? હા ખોટું. એજ બ્હાને એ મારી મ્હોરદારની મેં સેંકડો વખત પરિક્ષા કરી છે. અરે હજારો વખત મેં તાવી છે. એકજ પતિવ્રત જેણે સદાને માટે કાયમ રાખ્યું છે. એ ભણેલી છે, એ ખરૂં, પણ સ્વતંત્ર મિજાજની નથી. તે કેળવાયલી છે, પણ ઉછાંછળી ને દુરાચરણી નથી. એ મુજ સરખા થોડું ભણેલા નિર્ધન વરને વરેલી છે ખરી, પણ પોતાના સૌભાગ્ય માટે બીજાપર તૃષ્ણા કરે તેવી નથી. એમણે પોતાનો પ્રેમી વર, જે કુંવારાપણામાં ખોયો છે ખરો, પણ હવે તેના મનમાં તેની અસર રાખી મને ધિઃકારતી નથી. આવા સદ્ગુણ ધરાવતી છતાં હું કેમ માનું કે એ નાગણી નસેનસ ઝેરથી ભરેલી છે? માનવાનું કારણ પણ કાં નથી? કુમાર્ગી સ્ત્રીનાં ચરિત્રનો કોણ પાર પામ્યા છે? કદી પોતાની બુરી મતલબ સાધવા મને દુનીયાદારીથી રાજી રાખતી હોય તો? હા, રાખે; પણ તે આ નવલ નહિ. અરે કદી પૃથ્વી ઉલટપાલટ થઇ જાય, કદી સૂર્ય ચંદ્રનું તેજ વિનાશ થાય, પણ મારી નવલનું અચળ વ્રત કદી પણ ચુકાય નહિ. લખેલું સાચું કેમ ગણું? હું

તપાસ શેની કરૂં ? તપાસ કરવા પહેલાં પરિણામનો વિચાર કરવાની જરૂર છે; અને એમ કરતાં મારૂં વ્હાલું રત્ન તેજ હીણુ થઇ, અરે મ્હારૂં કમળફુલ કરમાઇને ચીમળાઇ જાય છે, ત્યારે પછી ખાત્રીદાર મણીને તપાવવાની શી જરૂર છે ? નવલ ? તું તો એક નવલ પુખરાજ છે, તું એક ખરૂં મોતી છે, તેને તપતા તેલના તાવડામાં નાંખે, તો પણ કદી ફુટે તેમ નથી, તો પછી હાથે દબાવવાથી શું થવાનું હતું? એવા નિંદાખોરથી તારૂં પાણી ઉતરી જવાનું નથી. મને ખાત્રી છે, અને તારો પુણ ભરોસો છે, કે તુજ પાત્ર કદી ફુટવાનું છેજ નહિ. માણસનો દેહ પડી જાય, તે સ્વાભાવિક, પણ નવલનું વ્રત ચુકે તે અસંભવિતજ ! સતાણુંના સોનાને જોઇએ તો હથોડા વતી ભાંગે, ભુક્કો કરે, અને છેવટે તેને ભઠ્ઠીમાં નાખી ગાળે, તોપણ જે કંચન તે કંચનજ રહેશે. એટલુંજ નહિ, પણ તેને ગાળતા જેમ રંગ ઉઘડશે, તેમજ મ્હારી નવલ કંચનનો રગ ખીલતોજ જશે. મારૂં એકનું એક સંસારસુખ, મારૂં એકજ જીવનસુખનું મણી, મારૂં એકજ ઉમેદ રત્ન, અને મારી એકજ સૃષ્ટિમાં મદદ દોરી જેને હીરની સાથે ગાંઠ વાળેલી છે, તે તૂટે નહિ. તેને એવો રોગાન લગાવેલો છે કે, ગમે તેવા તાપમાં બાળો, પણ ઉપરના રંગને કદી પણ ડાઘ લાગવાનો નથી, તોપછી દોરી તુટવાનું શું ? આ પત્રથી તો પ્રિયા ? તારી ખાત્રીનો એક વધારે પૂરાવો છે, ને તેનો અંશ તારા વ્રત ભાનુના તેજથી ઢંકાઈ જનાર એક તારો છે. પણ જેમ સુગંધી મોગરા આગળ ચંપો નકામો છે, તેમ તારા કૃત્ય આગળ એમાં લખેલો કાંટાસળીયા રૂપી વિષય નકામો છે. ને તેનો પત્ર રૂપી પુરાવો તારા યશને વધારવા સજ્જડ ને સુગંધમયી બને છે.

"ઓ નવલ પ્રિયા ? હું તને પરણીને ઠગાયો નથી, પણ વધારે હિંમતદાર બન્યો છું, મેં એક કાચનો ટુકડો ગુમાવ્યો છે ખરો, પણ

તું મનહર મણી તરત હાથ આવવાથી મને તેનો અધીક બદલો મળેલો સમજુંછું. તારાં અપકૃત્ય લખનાર પાપી જન જો કદી મને હમણાં મળે, તો મારા ક્રોધાવેશમાં તરત ઠાર કરી નાખું. પણ અરે મ્હારા કરતાં તારાજ વૃતાગ્નીએ, તું સત્વર ભસ્મ કરી નાખે.

" નાદાન દુનિયાના અપવાદથી તને લોકો કલંકીણી ઠરાવે છે, તે છતાં નિર્દોષ નારી! એ સર્વ મારાજ દુર્ભાગ્યની નિશાની છે! મ્હારી સંપતી વિનાશ થઇ છે, અને તું તો તદન નિર્પરાધીણી ઠરી છે.

ચાલ, આ પત્ર મારી વ્હાલી દારાને બતાવું. પણ સબુર? બીજો પત્ર શું છે તે તો વાંચું?" હર્ષમાં, આનંદમાં પ્રવર્ત થએલાએ ધીરજ ધરો. બીજો પત્ર ફોડી વાંચ્યો. વાંચતાંજ પ્રિયાને પત્ર બતલાવી ખુશાલી મેળવવાની ઉમેદમાં પથરો પડયો, અને મનના અસલ તરંગ સાથે દુખમાંજ મળી ગયો.

" વ્હાલા ભાઇ

" પુત્રના નિકટ સબંધમાં, ને ખરા સગપણના કુટુમ્બમાં ફક્ત જો મારી મદદ કરનાર છે, ને મારૂં સાંભળનાર છે, તો તું એકજછે. મારે પુત્ર નથી, અને જે આશા છે, તે તારાપર છે. હું એકાએક વધતી જતી બીમારીનો ભોગ થયોછું. હું જાણું છું, કે સઘળી જંજાળ તારાપર આવી છે, તોપણ નિરૂપાયે લખવા જરૂર પડે છે, કે આ પત્ર વાંચી પાણી પી કોગળો અહીં નાખવો.

**બાવલપુર** **મરણ પથારીમાં માં જોવાની છેલ્લી તક લેનાર, ત્હારો પ્રેમાળુ મામો."**

પેહેલાં તો "લાંબા દહાડાની માંદગીમાં આવતા જતા હમેશાં મરણના ઉછાળા એમજ જાય છે." જાણ્યું. પણ વિચાર કરતાં તે તરફ ઉપડી જવાની જરૂર પડી. પણ તેમ કરવા જતાં તેને નસીબના અવળા પાયાથી આગળના કાગળ માટે અવળી મતી સુજી આવી.

**નનિર્મકેનાપિ ન દૃષ્ટપૂર્વા, ન શ્રુયતે હેમમયીકુરંગી ।**
**તથાપિ તૃષ્ણા રઘુનંદનસ્ય વિનાશકાલે વિપરિતબુદ્ધિઃ ॥**

વિચારમાં પડ્યો. પ્હેલા પત્રપર લક્ષ ખેંચાયું. કદી મામાની માંદગીના પત્રની મને બ્હાર કાઢીને નવલ આડે માર્ગે ઉતરવા સમય શોધતી હોય, અને પોતાના દોષનો કાગળ હોય તો ? તે એવી મતલબથી કે મ્હારા મનમાં એમના તરફનો ખોટો શક જાયજ નહિ. અને પોતે કરેલા અપરાધ છતાં નિર્દોષ રહે ! શું સ્ત્રીઓનાં ચરિત્ર ? મામાનું કાગળ છે, તે મને ભૂલાવો ખવાડવા માટેજ આવેલું છે. પણ ફિકર નહિ. શિયાળના બિવરાવાથી સિંહ બીની જશે ? એક ગાયના દોરદમામથી વાઘ ઝાડીમાં સંતાઇ જશે ? કદી મામાની માંદગીનો કાગળ ખરો પણ હોય, અને નવલનો કાગળ બનાવટી હોય, તોપણ જવા પહેલાં ખુલાસાથી વાત થશે નહિ; એવી જોગવાઇથી હાલ નવલને દમ મારી ક્રોધ બતાવી, અંદરનાં ભેદીત વચનો કહીનેજ જાઉં, કે તેને અવળે માર્ગે ઉતરવાની હિમ્મત ચાલે નહિ. તેમ કહેવામાં પણ એવો મર્મ સમાવું, કે પોતે ધારેલા કામનો પણ હું માહીતગાર છું. નવલ તેવી છે નહિ તે છતાં તો ચાલ, એમને જરા ભયમાં નાખું સ્ત્રીઓનો શું ભરૂંસો ? બતાવે કંઇ ને કરે કંઇ ? ખચિત કોઇ અંદરના જાણભેદુએ નજરે નીહાળીનેજ લખ્યું હશે તો ? મારૂં રહેવું પેલી દુકાનની ખટપટે અહીં થોડું થાય, તો મારી ગેરહાજરીમાં તે બીજો લાભ કાં ન લઇ શકે ? રસિકમાં પ્રેમાળ બનેલી છતાં તે ન મળે, તો તેના વિયોગમાં ને મને વરવાના ક્રોધમાં ખવરાવવું નહિ, પણ ફોડી નાંખવું, એ બ્હાને બીજાની પ્રીતમાં ફસી મને ઉપરનું હેત અને લોકની લાજ બતાવવા એમ કાં ન કરે ? વ્રત કરવાં, અને ધણીને વ્હાલ બતાવવું, એમ ન રાખે તો, છાનાં કામમાં ફાવે કેમ ? ગમે તેમ હોય પણ હાલ તો ઉંડો વિચાર કે શોધ

કરવી કંઈજ કામની નથી. માતાને મામાની વાત કરી, નવલને મળી તરત ઉપડી જવું, ત્યાંથી આવ્યા પછી તપાસને અંતે વાત. હાલ તરત આ વાત ગુપ્ત રાખવી. ચાલ, માતા પાસેથી રજા લઇશ; ને મિત્રને મળીશ, ત્યાં નવલ, જુદા આરાધેલા વ્રતમાંથી નિવૃત થઇ આવશે.

એવો વિચાર ગોઠવી માતા પાસે ગયો. અને સર્વ હકીકત કહી ઉપડી જવા ધાર્યું.

વટ્સાવિત્રીના વ્રતમાં તલ્લીન થયેલી પ્રેમદાને થોડી ખબર છે, કે પોતાને માટે પોતાના ધણીના મનમાં અદૃષ્ય, વ્હેમી વિચાર ગોઠવાયા છે. અને નવલશંકરને પણ થોડી ખબર છે, કે હું આ જે અપવાદ ઢોળી પાડું છું, તે હાથે કરીને પગપર પથ્થર મારવા બરાબર છે. પણ નસીબ ભૂલાવે ત્યાં કોણ બચાવે ? નિર્દોષ બિચારી નવલગંગાપર કેવો આરોપ ? ભૂલા પડેલા પંખીની કેવી ભૂલ ? કેવી પતિપરાયણી પ્રમદા ?

---

## પ્રકરણ ૪ થું.

---

### પતિ પરાયણી પ્રેમદા

અથવા

### વૃત્ત ઉપર વિપત્તિ.

---

" પતિ પરાયણી સ્ત્રિઓથી ત્રૈલોક્યનું રક્ષણ થાય છે, ચરાચર લોકમાં પવિત્ર સ્ત્રિઓનું વાક્ય કદાપિ અસત્ય થતું નથી, માટે સર્વ કોઇએ પોતાનો મનોર્થ પૂર્ણ થવાની ઇચ્છાએ પતિવૃતાઓની સદા પૂજા કરવી, અર્થાત્ તેમને કદી પણ સતાવવી નહિ. " તે સાધ્વીનું

સાર્થક શું ? સાધવીનું ખરૂં સાર્થક પતિભકતમાંજ સમાયલું છે. સતીને ખરી તારક પતિ સેવા છે, સદ્‌ગુણીને ખરૂં જીવન પતિ છે, શુશિલાને ખરૂં સુખ પતિ પ્રેમજ છે, સુલક્ષણી સ્રિને ખરૂં સત્ય પતિમાંજ સમાયેલું છે, તો સૌભાગ્ય વધારવાને દરેક પતિ પરાયણી સ્રિએ પોતાના પતિનું જીવન સુખરૂપ મેળવવા, ને તેને આયુષ્યમય બનાવાની પોતાથી બનતી યોજના શા માટે ઘડવી ન જોઇએ? આર્યાભિમાની સ્રિઓનું સૌભાગ્યરક્ષકવૃત્ત "વટ્સાવિત્રી વ્રતોપાસના" છે. એ વ્રત કરવાથી સ્રિવર્ગનો મનોરથ સફળ થાય છે.

એવી સફળતા મેળવનાર નાયિકા નવલગંગા પતિના આયુષ્યને માટે ગમે તે જાતનાં કષ્ટ સહન કરવા તૈયાર થયલી છે, એટલુંજ નહિ પણ બીજી સખીઓ અને સહવાસી સ્રિઓને બોધ આપી એ માર્ગે પ્રવર્ત્તાવવામાં પોતે સફળ નીવડી છે.

આ સઘળો પ્રભાવ તેણે લીધેલી કેળવણીમાં સમાયલો છે. લગ્ન થયા પછી આ વ્રત આરંભ કરતાં આ વર્ષ બીજુંજ છે. અને પ્હેલા વર્ષના કરતાં આ સમયે તેની દેખાદેખીએ તથા સંપતિને લીધે કેટલીએક વધારે સ્રિઓનું મંડળ એ મહોત્સવ નિહાળવાને તલ્પી રહ્યું છે, જ્યાં પંદરેક દિવસ બાકી રહ્યા છે, ત્યારથી પવિત્ર તારૂણીઓ વ્રતારંભની તૈયારી માટે જોઇતાં સાધનો તૈયાર કરવા મંડી પડી છે. લગભગ વ્રત પૂર્ણાહુતીનું પ્રભાત થવા આવ્યું, અને હર્ષમદમાં ઉછરતી સુંદરીયો પ્રભાત થતાં પહેલાં ઉઠવા માંડી.

આકાશ ગંભીર નિર્મળ શાન્તિમય દેખાય છે, વાયુ પોતાની સુખદ લહેર પ્રકટ કરતો દમ્પતિના અતુલ્ય સુખવાસી જોડાંને આનંદ આપતો, મંદ મંદગતિ ચલાવે છે.

ઉડુરાજ પોતાના વેગમાં વ્રત કરનાર તરૂણીના પતિના દુઃખને જેમ મૃગ પાછળ લાગેલા શંકરની સમાન અથવા રામચંદ્ર તારી-

ક્રાનો વધ કરવા શૂર ચડાવે, તેમ પોતાના તિવ્ર કિર્ણરૂપ ખડગથી વિહારતો હોય, તેમ નજરે પડે છે. રૂષિત્રીયા મહાનદિ પોતાના પવિત્ર જળનો સંગમ નિર્મળ સસતા જણાવા જાણે કામદેવને દગ્ધ કરનાર ત્રૈલોકાધિશ સુખેશ્વર મહાદેવને સાક્ષી રાખી, સૂર્યનાં કિરણોની સાથે એકત્ર થઇ, જાણે ચળકતા જવાહિરો પહેરેલાં દર્શાવતાં ખરેખર પતિનું મન સંપાદન કરવા સિંધુરાજ પાસે જતી હોય, તેમ હર્ષથી ઉછળતી જાય છે. પશુ પક્ષીઓ પોતાનાં બચ્ચાંઓને જાગૃત ન કરતાં આતુરતાથી બીજા પક્ષીઓની સાથે ચારો લેવાને નિકળી પડે છે, તદપિ કાગડાની અનાડી જાત પોતાના જાતિ સ્વભાવથી ગાડરીયા પ્રવાહે કા કા કરી બચ્ચાંને માતાનો વિયોગ બતાવવા, એટલુંજ નહિ, પણ પ્રભાતની લહેરમાં પોઢેલાં મધુર દંપતિઓને ત્રાસ દેતા ચાતુર પક્ષી અહીં તહીં દોડતા નજરે પડે છે.

વિપ્રો સ્નાન સંધ્યા કરી સરિતા તટ પર આવેલી રમણીય અને પવિત્ર ભૂમિના તરણેશ્વર મહાદેવના દેવળમાં જતા જણાય છે. દુર નજર કરતાં પશ્ચિમ દિશાના તટપર મનોરંજક પુષ્પ વાડીની મધ્યમાં ભિડભંજન શિવાલય નજરે પડે છે, ત્યાં પણ એ દરવાજાના નગ્રવાસી વિપ્રો મુખે વેદ બડબડતા, કેટલાક શ્રાધ સરાવવાના નિમિતે, કેટલાક ગૃહનિમિતે, કેટલાક કુટિલ ભક્તિ નિમિતે, નાગરીકાને, તટપર મોદાયનમાઃ પરમોદાયનમાઃ કરાવતા નજરે પડે છે. નગ્રની યુવાન તરૂણીયો વિવિધ જાતનાં વસ્ત્રો સજી પોતપોતાની સહિયરો, પાડોશીયણો સમેત ઋષિત્રીયાના તટપર નિર્મળજળ ગ્રહણ કરવાને શિરપર સુંદર કળસ ચડાવી ચાલી જતી જતી દેખાય છે. કેટલીક વનિતાઓ પોતાના બાળકો ઉઠી રડશે જાણી, ત્વરાથી જળ ભરી જવાને આવતી જણાય છે! માર્ગમાં સખિયો મળતાં યુવાન યુવતીયો અનેક પ્રકારની વાર્તા વિનોદ કરતી ચાલી જાય છે. એ

સમયે જાણે ઈંદ્ર લોકની અનુપમ પ્રમદાઓએ આ સ્થળે નિવાશ કર્યો હોય, એમજ જોવામાં આવે છે. કિનારાપર જતાં પ્રત્યેક સ્થળે સખીઓનાં યુથ મળી એક તરફ હાથને કળશ માંજવામાં, અને બીજે સ્થળે મ્હોડાંને નગ્નચર્ચા ચલાવવામાં આનન્દ લીધા છે. કળશો સાફ કરી નિર્મળ જળ ભરી, મસ્તક ઉપર ચઢાવી મદોન્મત હસ્તણી પોતાની લટકતી ચાલથી ચાલે, તેવી રંભા તરૂણીઓ મદનમદથી સ્તનને સંકોચતી કવચિત સ્થળે પતિના મિત્રોની, મર્યાદા સાચવતી જતી દેખાય છે, કેટલીક રસિલી સ્ત્રીઓ પોતાનાં બાળકો ઘરે અશ્રુપાત કરતાં સંદેશો સાંભળતાં છતાં અને સાસુઓની કટુવાણી સહન કરવી પડતી છતાં પણ સખીઓની વાતોમાં તલ્લીન થયેલી દેખાય છે.

જેષ્ટ શુકલપક્ષની પુર્ણિમાનો દિવસ છે. જેથી સર્વ નગર એક મહોત્સવમાં પુર પ્રકાશી ગાજી રહેતાં સુંદરીઓના છમછમાટમાં દીપી નીકળ્યું છે. ત્રણ દિવસનો નિર્જળ અપવાસ છે, તે છતાં પતિ પદમાં મદોન્મત થએલી આપણી નાયિકા ગંગાના મુખ ઉપર હર્ષ કમળની પવિત્ર અને મનોહર પાંખડીઓ પથરાઇ રહી છે. ચંદ્રવદન ઉપર ઢંકાયલા કાળા રંગના સાળુમાંથી જેમ આકાશમાં ચડી આવેલા વાદળની કાળાશે વિજળીનો જેમ ચળક ભરેલો ચળકાટ દેખાય, તેમ ગંગાનો મનોહર ચ્હેરો ઝબકી નીકળે છે. જો કે તેણે પુર્ણ અલંકાર ધારણ કર્યા હતા, પરંતુ કદી તેમ કરવામાંએ કચાશ હોત, તો પણ તેની ચાલચલણ અને ગુણેજ તેનો બદલો વળી ગયેલો સમજાત. એમની સાલસાઇ એમના ઉત્તમ ગુણોની સાક્ષર છે. એમના અલંકાર એમની સુંદરતાની સદ્‌ગુણતા છે. અને તેમની આવડત એમની આસ્તિકતાની નિશાની છે.

વાંચનાર !જેટલી સાલસાઇ ગરીબ પર્ણકુટીમાંથી મળી આવે

છે, તેટલી બલકે સેકડે કે હજાર ગણા ઓછી નમનતાઇ ધનાઢયના મહેલોમાંથી કદી મળી આવવી મુશ્કેલ છે.

મલકાતી, ચળકાતી, લટકાળી નવલગંગા જો કે સાદી હતી, ગંભીર હતી, વિચારવંત હતી, તો પણ આ વખતે પતિના જીવન સુધારવાના ઉત્તમ કાર્યમાં મદમત્તણી નિતિમાન દેખાવની પ્રેમાધિકારી બની હતી........

મહોત્સવનો છેલ્લો દિવસ હોવાથી સર્વે સુંદરીઓ અવનવી જાતના વસ્ત્રાલંકારો સજી હાથમાં થાળ લઇ વટ્સાવિત્રીનું વ્રત કરવાને શહેર બહાર નીકળી પડી છે. ખરેખર જાણે આ વખતે સ્વર્ગની સત્યવતી સ્ત્રિઓએ મૃત્યુ લોકમાં આ વ્રતનું પ્રસ્થાન કરવાને જન્મ ધર્યો હોય! તેવી દેખાતી હતી. સર્વે સુંદરીયો સમાનવયની હોવા સાથે નાગરી નાતની સુધરેલી બાળાઓનો દેખાવ એવો ભપકાભેર થઇ રહ્યો હતો, કે જોનારની આંખને છક કરી મુકતી હતી. કોઇએ પીળી, તો કોઇએ લાલ, તો કોઇએ સફેદ, તો કોઇએ આસમાની, તો કોઇએ લીલી, તો કોઇએ ગુલાબી એમ જેને જેને પસંદ પડે, જેમ પોતાના રંગને અનુકુળ આવે, તેમ રંગબેરંગી સાડીઓ પહેરી કસકસતી ચોળીઓમાં જરીનાં ભરેલાં મોળીયાં નીચે સોનેરી કનકવલ્લયથી દેદીપ્યમાન દેખાવા લાગી. અને મનોહર હાથના શોભતાં કાંડામાં સોનાની ચુડીયો પહેરતાં સાક્ષાત્ ખરા મનની દેવીઓનું મંડળ મહા પુજા કરવા નીકળ્યું હોય, તેવું મનોહર દેખાવા લાગ્યું. કંઠમાં કોઇએ સાચાં તો કોઇએ ખોટા મોતીની માળાથી મનને મનાવી દીધું હતું. ને ગંગાએ પતિપ્રેમની માળા એજ સંતોષ માન્યો હતો. પગમાં નુપુર તો સર્વ કોઇએ પહેર્યાં હતાં, તેથી તેની સહચારિણીનો ઝણઝણાટ આળસુ અને નિર્માલ્ય પુરૂષોને જોવાને ઉશ્કેરતો હતો. એવી મનોહર સ્ત્રિઓ મ્હાકાળી માતાના શેહેર બહારના વડ પાસે કુટંબગોરને

લઇને આવા ચડી. કેટલીક પોતાના રૂપની પરીક્ષા બતાવવા, તો કોઇ જુવાનીનો ચળકાટ દેખાડવા, તો કોઇ ધનાઢ્યતા જણાવા, તો કોઇ કોઇ ઉછૃંખલતા દેખાડવા, અને ગંગા જેવી નિર્દોષ બિચારી બે પાંચ લલના હૃદયને પતિવ્રતથી સમજાવવા પણ જુદાજુદા રંગ ધરી આવી હતી. સર્વે વડપાસે એકઠી મળી બેઠી. ગોર વચ્ચે ત્રિમુર્તિ કરી શાસ્ત્ર પ્રમાણે પુજન કરાવવા માંડયો.

सावित्रयिंमयादत्ता, सहिरंण्यमहासती
ब्रह्मणःप्रिणनार्थाय, ब्राह्मणप्रतिग्रह्यताम् ॥

એમ બોલ બોલાવતાં દાન આપવાનો વખત આવ્યો, એટલે તો કેટલીકનાં હૃદય ખીન્ન થયાં; પણ એક બીજાને લીધે અત્યાગ્રહ થવા માંડયો, એટલે નીચું જોઇને પુજા કરી, સર્વે સુંદરીયોએ દક્ષણા આપવી પડી. પછી કેટલીક ઉછાંછલી સ્ત્રિઓએ ગરબા ગાવાને આગ્રહ કરવા માંડયો. ને મધુર સરોદથી ગવરાવવા માંડયા. થોડીક કડીઓ ગાઈ એટલામાં—

" બળ્યું રે બાઇ ? આ તે ટાયલું કેટલીક ઘડી ટકવાનું જે ? ગંગા તો એવુંજ ?—એક ઉછાંછળી છેડાઈ પડી.

" તારે કાનુડાના ગીત ગાવાં હશે, કેમ ! ગંગાની હિમાયત તરીકે પ્રભાકુંવરે વચ્ચેજ ટઉકો કર્યો."

" વાહવા ! રસીલી તો ભારે ? વ્રત કરવા આવી છે કે નાચવા ? જરા શરમા ! બીજીએ પુષ્ટિ આપી—

" હા, વળી કંટાળો તો આવેજ તો ? એ પણ ખરૂં ને પ્હેલું પણ ખરૂં." ત્રીજે મત પડયો.

" નાહક શું કરવા લડવું ? જેમ જેને ગમે તે ખરૂં. મ્હારા ઉપર ક્યાં ભૂંગળી ભાગી છે ?" ગંગા નમ્રતાથી બોલી " ત્યારે ? માંડી વાળવું છે શું ?" એક વચ્ચે બોલી.

"શા માટે માંડી વાળે ? ચાલ રેવા, આપણે ગવરાવીએ" ઉછાંછળી દુર્ગા બોલી.

"પણ ગંગા આવશે કે કેમ ?" રેવા બોલી એટલામાં–

"શા માટે નહિ ? આ હું તો પ્હેલી આવી, કાનુડો કયાં હેત' નથી ?" ગંગા વચ્ચે બોલી ઉઠી.

"ચાલો ત્યારે." લલિતાએ આગ્રહ કર્યો.

સર્વ મંડળ ભેગું થઇ ગયું. બન્ને રસિક રસિકાઓ ગવરાવા માંડી. ગંગાને તથા બીજી કેટલીકને એવું ગમ્યું નહિ, તે છતાં ઉમંગમાં ખલલ ન કરવા માટે બધાંની સાથે સાદ પુરાવા લાગી. અને તાળ સુર શરૂ થયા,

**ગરબી.**

**કાનુડો હૈયાનો હાર છે રસીલો મ્હારો કાનુડો—**
**એની ગતિ એક જાણે લલિતા,**

"ચુપ ! મારૂં નામ લીધું, તો ! જો ડાહલી આવી તે ?" લલિતા છેડાઇ પડી.

"પણ ગાંડી, એ તો ગીતમાં છે, તે ?" બીજીએ સમજાવી.

"ઓ નખોદ ગયું ? હશે, બાઇ માફ કરો. ચાલો, બોલો–બોલો"

**રસ્તે જતાં રૂસવાઇ કરે પણ એના ઉપર મ્હારો પ્યાર છે.**

હજી તો કડીની ચાલ નથી વળી, એટલામાં કાસમ નોકર આવ્યો, અને ગંગા તેને જોઈ છુટી પડી ગઇ; તે સાથે બે ચાર બીજી પણ નીકળી ગઇ, ને ગરબો ચુંથાઇ ગયો. કાસમે તાકીદે ઘેર જવાની ગંગાને ખબર આપી. ગંગાનો જીવ ઉચક થઇ ગયો, તેને લીધે સર્વે ઉતાવળમાં પડયાં, અને માર્ગ કાપ્યો. ઘર પાસે આવતાં બે માર્ગ મળ્યા; અને સર્વે છુટાં પડયાં.

"ભાભી? મ્હારા ભાઇને સમજાવવા વ્હેલાં આવજો?" દુરની સગી પણ નણંદે દાઢમાંથી કહ્યું.

"હા. એની–

એટલું કહીને ગંગાનું ઘર નજીક આવતાં ચાલી ગઇ, બીજી સર્વે પણ ઘેર ગઇ.

નિર્દોષ બિચારી નવલગંગા તો પતિના સાર્થક માટે વ્રતકષ્ટ ભોગવે છે, અને અહીં નવલશંકર તો તેમનાપર હડહડતું આળ ઢોળી પાડવાનો સમય શોધે છે. જ્યારથી કાસમે વાત કરી ત્યારથી ગંગા બહુજ દિલગીર થઇ ગઈ. અને "પતિને મળી કયારે ખુલાસો કરૂં!" એ વાતથી અધીરી બની ગઈ, પણ ઇશ્વરે અહીં તો અદ્દભૂત ખેલ ઉભો કર્યો.

ગંગા આવે, તે દરમ્યાન નવલશંકર એમના મિત્રને ત્યાં મળવા ગયો. નવલગંગા ઘેર આવી. સાસુને પુછયું, ભાઇની માંદગીથી ચિન્તામાં પડેલાં સવિતાગવરીને દિલાસો આપ્યો; રંગમાં ભંગ પડયો. શાન્તવન કરી ગંગા, મણીને ધવરાવા પોતાના ખાનગી ઓરડામાં ઉપર ગઇ. હજી તો મણીને પયસ્થાન મ્હોડામાં આપી "પતિને આ માટે શું કહેવાનું હશે?" એ વિચારમાં બેડી છે, એટલામાં તો ગાયપર તલપ મારતો વિકાળ વાઘ આવે, તેમ "નવતારૂણી પોતે આવતાં સુધી કંઇ હલકી ઉમેદ ન ધારે, અને બ્હાર પગલું ન ભરે" એવો દમ મારવા નવલ આવી ચડયો, વાત તો ઘણી કરવી હતી, પણ મિત્રને ત્યાં જરા રોકાણુ થવાથી વધારે વખત ગાળવાને જોગવાઇ નહતી, તેથી ટુંકમાં પતાવી ચાલી જવા ધાર્યું. નીચે જોયું, ત્યાં ગંગા ન મળી. એકદમ ઉપર આવ્યો. રસોડામાં જોયું, ત્યાં ન મળી, "આવી નથી કે શું?" એમ કલ્પી માતાને કહેવા જતા દીવાનખાનામાં મણીને રડતો છાનો રાખવા તાલમેલ કરતી ગંગાનો સ્વર

સાંભળાયો, અને નવલ અંદર ગયો. ગભરાતી થથરી પડતી નવલ સામું જોઇ રહી. નવલનાં રક્ત નેત્રથી ભય પામી. પણ કંઇ ઉત્તર આપી શકી નહિ. નવલ પ્રચંડ ચંડિકાની સામે શુંભ રાક્ષસની પેઠેજ નેત્ર ચડાવતો બોલ્યો; "જો, સાંભળે છે કે? હું જવાનો છું. તને મ્હારે વીગતસર કંઇ કહેવું છે, પણ હાલ ઉતાવળ છે, વખત નથી. ત્હારી ચાલ ચલગત માટે મને શક ભરેલી ચિન્તા ઉત્પન્ન થઇ છે. તું ધારતી હશે, કે હું કંઇ સમજતો નથી, પણ આજ સુધી ઢંકાયલાં છીદ્ર હવે મને મળી આવ્યાં છે; માટે સંભાળજે! કંઇ પણ ભૂલ થયેલી જાણી, તો સમજવું કે અહીં તારૂં કોઇ નથી. ખબરદાર! હું જાઉંછું."

એટલું બોલી નવલશંકર તરત નીચે ઉતરી ગયો. અને તૈયાર ઘોડાપર સ્વાર થઇ કુચ કરી ગયો. ગંગા તો વિમાસી રહી. સામું જોઇ રહી. એક પણ અક્ષરનો પ્રત્યુત્તર આપ્યા વિના બિચારી અબળા સર્વે સાંભળી રહી. હૃદયભેદક વાકયોથી પતિવ્રતાને લગતાં લાંછનો, પોતાની ટેક માટે કહેવાતી ખામી, ક્રોધને ઉત્પન્ન કરે તેવી વાર્તા, અને મરણને શરણ થવું પડે તેવાં તહોમત, માથાપર આવેલાં કાને સાંભળતાં બસ ચુપજ રહી, અને ફક્ત તેના જવાબમાં આંખમાંથી દડ દડ પડતાં આંસુડાંજ બતાવ્યાં.

"કોઇ દિવસ નહિ, ને પ્રાણનાથને મ્હારા માટે આજેજ શકમંદ થવાનું કારણ શું હશે? મને કઠોર અને ભયંકર શબ્દો સંભળાવવાનો હેતુ શો હશે? સાસુનો પડતો બોલ ઉચકી લ્હેવાને હજી કોઇ દીન હું હઠ નથી બતાવતી, ને છતાં સાસુના મનમાં કંઇ આવ્યું હશે, ને એમને ભંભેર્યા હશે? મને હૃદય દુઃખ થાય, તેવું કોઇ દીન કહ્યું નથી. મારો જીવ ઉદાસ રહે એવી પોતાની ખાનગી વાત પણ કરી નથી. કદી હું વાંકમાં આવું છું, તો શાન્ત કરવાનું

છોડી ક્રોધનાં વચન બોલ્યા નથી. મને નિરાધાર અને દુઃખી સમજે છે. કદાચ પિયરનું દુઃખ યાદ આવે, અને મને કંઇ લાગી આવે, તો દિલાસો આપે છે; એટલું છતાં આ વખતે એમનો મગજ આવો ઉતાવળો થઈ જાય, અને તે પણ વળી મારા ઉપર, એ ખરેખર મને આશ્ચર્યકારક લાગે છે. મ્હારા માટે શકની ચિન્તા? મ્હારાં છિદ્રોની મળી આવેલી શોધ? નક્કી કોઇએ ભંભેર્યા હશે! મને લાગે છે, કે, ખરે એમની ભાભી કજીઆ સ્હવારમાં કંઇ ગુપ ચુપ વાત કરતી હતી, તેણે તો કાન નહિ ભંભેર્યા હોય? અને પોતાને જવું છે. એમ ધારી આગળ ઉપર ખુલાસો કરવા આ વ્હેમ તો મને નહિ નાખી ગયા હોય? વખત ન હતો, તેથી ખુલાસો થયો નહિ, એટલે હવે શી વાત? ઉદાસી લલનાએ ગંભીર નિશ્વાસ નાખ્યો.

“ હું ધારતી હતી, કે મને વ્રતનું ઉત્થાપન કરી જલદી બોલાવાનો ખરો હેતુ જુદો હશે, એમ ધારી, સખી મંડળમાં “ મ્હારા પતિનો મ્હારાપર પ્રેમ છે, તેની આજ્ઞા તરત માન્ય કરવી જોઇએ, ધારી, હું તેમાંથી તત્કાળ નિવૃત થઇ ચાલી આવી, તે શું આવી હોળી ઉત્પન્ન કરાવા? હું ભૂલી છું. વ્રતમાં ભંગ થવાથી મારો આત્મા દુઃખી થયો. ને તેનાજ પાપે તેમના હૃદયમાં વાત વસી, ને મને એવું તહોમત ચડયું. કદી ખોટું પણ હશે, તો એ આ વખતે તો મારા જન્મના એક દાખલા તરીકે પણ રહી ગયું, હશે. અરેરે ઇશ્વર કંઇ કોપ તો નહિ કરે? રખે સાવિત્રીની સ્થિતી મ્હારી થાય? ”

અંતઃકર્ણ ભરાઇ આવ્યું. ગાલપર મોતીસમ અશ્રુબિંદુ પડવા માંડયાં. ત્રણ દિવસના અપૂવાસથી થકિત થયેલી છતાં પતિમદમાં પરાયણી સાધ્વી ટટાર હતી, તે ઠપકાથી તદન નિર્બળ બની ગઇ. મણીને ધવરાવતાં પય ન મળ્યું, ને તેનો કજીઓ પોતાના દુઃખ સાથે

મળ્યો, તો પણ માતાની દાઝ જાણી જરા વાર રડી. પોતે ખુશીથી સુઇ ગયો હોય તેમ દેખાયો. પોતે ભોંય ઉપર નિર્માલ્ય પેઠે પડી, વિચારમાં રડી, સર્વે દુઃખો સાંભરી આવ્યાં ! જેના માટે ટકી રહી હતી, તેને આવા કઠોર થયેલા જોવાથી છાતી ભરાઈ આવી. તારૂં કોઇ નથી, એમ બોલ યાદ આવ્યો, ત્યારે છેવટ મારી નાખવાની ધાસ્તી પેઠી. અને એ જાણવામાં ખુલાસો ન મળ્યો, તે વિમાસણમાં પડી. એક તરેહના તર્કો આવ્યા. પુરૂષને એવા ખોટા વિચાર આવે, તો સ્ત્રિઓ માટે શું પુછવું ? સારામાં સારા પણ હલકી સ્થિતીમાં હલકાજ વિચારો આવે, આ નિઃસંશય છે. ગંગાના મનમાં નવો તરંગ આવ્યો, અને વગર પુરાવે કેળવાયલી, સાધ્વી ને ગંભીર સ્રી છતાં તેમના મનમાં એ સ્થિતિના પ્રભાવે પતિ માટે કંઇ કંઇ શોકમય વાર્તા પ્રવેશ થઈ.

"ઓ પ્રભુ ? મ્હારી લાજ કેમ રહેશે ? મ્હારૂં વેરી કોણ હશે ? હું નિરાધારને કોણ સાહ્ય કરશે ? ભાંડુઓ ઓશીયાળાં નિરાધાર બાળકનું શું કરશે ? હવે મને ચંદ્રના બોલો હવં યાદ આવે છે ! મને આમ મૃત થએલી જોશે, તો પોતાથી છુટા પડયા પછી, કેવી હાલત બની, તે માટે કેવુ હાસ્ય કરશે ? હું કોની કને વાત કરૂં ? શી વાત કરૂં ? ઓ અનાથના નાથ ? કંઇ દયા કર ?"

ઘણે વખતે તેને રસિક યાદ આવ્યો. "તેમના સુખમાં સુખી થાત" એમ મનમાં આવ્યું. પણ એ વાત વિસારી દઇ સુશીલ દુઃખીયારીએ વ્હેમમાં ને વ્હેમમાં પોતાના રડવાનો અંત આણ્યો. બહુ રડી, ડુસકાં ભરતી ભરતી આખરે નિદ્રાવશ થઇ ગઇ; ને તેમાં પણ એજ વિચાર આવ્યા. એવા વિચારમાં કેટલાક દિવસો પણ વીતિ ગયા. અને એક **વ્હેમના વાદળનો ભોગ થઇ પડી.**

---

# પ્રકરણ ૫ મું.

## " વ્હેમનું વાદળ."

વ્હેમ એ એક અજબ ચીજ છે. ભગંદર, પાંડુ કે ક્ષય જેવા રાજ્યરોગનું ઔષધ મળી શકે છે, પણ માણસના વિકારી વ્હેમનું ઓસડ કોઈ રીતે મળી શકતું નથી; અને જ્યારે મળીજ ન શકે, તો કોલેરા પેઠે પલકવારમાંજ રોગભુત બની જાય છે. ભૂત, પિશાચ કે કિમિયાગર આદીના વ્હેમી રોગ ફક્ત અજ્ઞાન તંતુઓના અંતરમાં ઘર કરી રહેલા હોય છે, પણ કેળવાયેલામાં વ્હેમને નામે જે ડગાઇ થાય છે, તે ફક્ત વિશ્વાસથીજ અને ખરેખરી રીતે ભૂલ ભુલામણીમાંજ થાય છે.

નવલ અનાદર કરી, વ્હેમમાં નાખી, અપવાદ, મૂકી, નિર્દોષ ગંગાને રોગી બનાવી જતાં જો કે તેને ચાર પાંચ દિવસ થયા હતા; તો પણ તેમના ઝેરની અસરને એક ઘડી પણ થઇ ન હતી. વિચાર સ્રોત્રમાં ઘસડાયલી ભ્રમિત ભામિની કાલ્પનિક તરંગને પકડી રાત્રિ દિવસ ગુજારતી હતી, તેવામાં એક પત્ર આવ્યો. પોતે લીધો કોઇ દિવસ નહિ, અને કોણ જાણે શા કારણે એ સ્ત્રિને પતિનો પત્ર ઉખેડવાની ઇચ્છા થઇ. પતિનો ભય તજી દીધો, કુદરતી તેના મનમાં કાપટ્ય અસર થઇ, પત્ર ઉખેડયો, વાંચ્યો. દૈવનેજ યોગ બનાવવો હતો, તો બન્યો ! ભામિની ભૂલી. પતિની ગેરહાજરીમાં, તેમની રજામંદી સિવાય, આત્માની પરેચ્છા છતાં પત્ર વાંચ્યો. જરા પણ મન કમળ ન સંકોચાયું, રોગી બનેલી યુવતીને આ દવા હળાહળ વિષમય થઇ પડી. પાકી બુદ્ધિની છતાં, દમયન્તિને વસ્ત્ર કાપી નળને નાસી જવા-

નો વ્હેમ આવ્યો, તેમ આને પણ તેવીજ અસર થઇ, બેભાન બની. આંખ મગજ ઉપર ચડી ગઇ. અંગ શિથિલ થઇ ગયું. કઠોર દવા પણ ભૂલમાં આવી મળેલી હતી, તો પીવામાં પણ ભૂલથીજ આવી હતી, પિનાર શું જાણે કે ઝેર છે ? પરમાત્મા ભૂલાવે, તો કોણ બચાવે ! ઔષધમાં શું મિશ્ર થયેલું હતું, કે રોગીને એકાએક ઝેર ચડી ગયું, અને બેભાન બની ગઇ ? એ એક પત્ર હતો.

" પ્રિયતણુ પ્રાણ,

" મને ભેટ કરવાને જલદીથી નિકળી પડો, એવું તમારા
" પત્રથી સિદ્ધ થાય ખરૂં, તો પણ એ મને કબુલ કરાવવા પહેલાં
" હું પ્રિય હોઉં, તો મને તરછોડો શા માટે ! રોગી પ્રિયાની સં-
" ભાળ લેવાને પ્રેમ આપવા તમે બંધાયા નથી શું ? તમારા
"સ્વાર્થે તમે મને ત્યાં તેડાવો છો, તેમાં લોક હાંસી થવા સાથે કેવું
"પરિણામ આવશે, તે કળી શકાતું નથી. તદપી તમને એમજ રૂચ્યું,
"તો મને લક્ષ્ય છે. આપને ઘરના છુપા ભેદમાં મ્હને યશ આપ્યો,
"એ ઉપરથી કહેવા કરતાં કરી બતાવવું ઊચત ન કહેવાય ? પ્રેમી
"જાદુગરને પ્રેમાલ જન મેળવવાં સંસારમાં કાઠિણ્ય નથી; તો પણ
"ચાહના હોય, તો આવવું. તમારો ત્યાં નિઃસ્વાર્થ પ્રેમ છે, એ ખોટું.
"નહિ તો હવે તો આખરે દુખમાં ડુબેલી દાસી તો આવશેજ,

સી. અહોરાત્રિ એકત્ર કરી બેઠેલી
દુઃખી દાસિના પ્રણામ.

" અહોરાત્રિ એકત્ર કરી બેઠેલી દુઃખી દાસીના પ્રણામ ?" ઓહો ? આમ પણ સ્ત્રિઓ પરપુરૂષ પર લખતી હશે શું ? આજ કારણે મ્હારા પતિ તેને મળવા દોડી ગયા હશે, નહિ !..........

વહેમી વિચાર તરંગના વિકારી વાવાઝોડાથી ઉછળતા પાણીના મોજામાં મજબુત નાવ ડોલવા માંડયું, બેભાન બની ઢળી પડી.

વાચક વૈદ્ય ? પરીક્ષા કરી કહે કે આ ઝેર સુધરેલા કે અભણ, શ્રીમંત કે ગરિબ, યુવાન કે વૃદ્ધ, રોગી કે નિરોગી, હરકોઇને અશક્ત કરે તેમ નથી ? આ નાયિકાના હૃદયમાં ભરાયલા કેરોસીન તેલમાં ભડકું થવાને જરા સરખી દિવાસળીનીજ અગત્ય છે.

પાણીમાં ચંદ્રના તેજથી પ્રફુલ્લિત રહેનાર કુમુદનીને નિર્જળ વન અને સૂર્યના તાપની શી ખબર ? ગરિબ બિચારી કેવી નિર્દોષ ગંગા—જેમ રીંગણીપર જરા સરખું પણ હિમ પડવું બસ છે, તેમ અભાગી વ્હેમી લલનાને જરા સરખાં પુરાવાનીજ અગત્ય છે; ગભરાયલી પ્રમદા અંતે રડી પડી. શ્રાવણ ને ભાદ્રવાના સજળવરસાદને છોડી મુકયો, જેમ અશ્રુ પ્રવાહને છોડી મુકયો, તેમ મધુર કંઠમાંથી તિવ્ર સ્વરને છોડી મુકયો. અને બહુજ રડી. માબાપ સાંભર્યાં. ભાઇ બ્હેનની દશા યાદ આવી. રસિકને તજતાં ડગાણી લાગી, પતિવ્રતા તરૂણીએ વ્હેમાવેશમાં તેને સમર્યો, જરાપણ ન સંકોચાણી. વિશ્વાસુ રોગીણીને દવા કંઇ કેફ જેવી લાગી. મનોવિકારી લલનાના શરીરને એ વિષ બેભાન કરાવા મંડયું, પતિ વિયોગી ગંગા રોગ સિવાય બીજા રોગોમાં નિરોગીણી છતાં, અને ગમે તેવું ઝેરી ઔષધ અંદર પ્રવેશ થઇ ન શકનાર વિશ્વાસી વજ્રલેપ હૃદય ઉપર લગાવેલું છતાં, તેના અઘટિત ખોટા વિચાર રૂપી વિજળીક દવાએ સર્વ લેપને ઠંડા કરી પોતાનું તેજ આખા અંગમાં એવું પ્રવર્ત્તાવી દીધું, કે ભ્રમિત વાચ્યવાયુ પેદા થયો.

" હું કોને કહું ? અત્યારે શું ઉપાય લઉં ? પતિને કેમ ઠેકાણે લાવું ? તેને કયાં વારવા જાઉં ? કયાંએ નહિ ! એ કયાં અણુસમજુ છે ? એમણે કયાં મારી સાથે એવો ભાવ દર્શાવ્યો છે, તે હું કહું ! પરસ્ત્રિમાં લંપટ પુરૂષોને પોતાની સ્ત્રિ સાથે વિરોધ હોય છે, તે કયાં મારે છે ? પણ હા, એ વિરોધ કરવો આથી અજાણ હોય તો શું

કરે ને થાય? પણ વળી હું ભૂલું છું, મને શું અનાદર નથી કીધો?" મુન્નયથી ગંગા વળી ઉંડા વિચારમાં પડી.

ચંદન વનની કોયલને સુકા દારૂણવગડાની શી પરિક્ષા? રાજ્ય-વૈભવી સ્ત્રિને કઠીણ ખેતરના તાપની શી ખબર,? તેમ પતિ પરાયણી પ્રમદાને પરાયા પુરૂષની પ્રીતિની શી પિછાણ? કોઇ દીવસ જે જાતનું સુખદઃખ જોયું નહિ, તેને એ માર્ગની શી ગતી? જેમ વંધ્યાને પ્રસુત પીડાની શી ખબર, ખાખરાની ખીલોડીને આંબાના રસની શું ખબર, અને વાંદરીને દ્રાખના રસની શું જાણ, તેમ નવલ નાયિકાએ નહિ ધારેલું, નહિ દેખેલું, અને નહિ જોવાયલું એવું સ્વપ્ન મોં આગળ ખરેખરૂં પ્રગટ થયું, ત્યારે તેને કેમ નવાઇ ન લાગે વારૂ?

કોઇ દીવસ તાપ તડકો નહિ દેખેલો તેને દારૂણ વનમાં રજળવું પડતાં, કોઇ દીવસે મીષ્ટાન્ન અન્ન નહિ તજેલું તેને કડાકા કરવા પડતાં, કોઇ દીવસ મખમલની પથારી છોડી ભોંય પથારી ન કરતાં, આ વખતે તેને એ કઠીણ દુઃખો સહન કરવાં પડે, તો એ યુવતી ધીરજ ધરે શી રીતે? મન વાળે શી રીતે? નથી માબાપની ઓથ, નથી ગંગાની આશા, કે નથી કુટુંબની મમતા, ફક્ત એકનો એક ભાઇ તે રજળતો થયો છે, ને જેના ઉપર આશા મમતા ને માયા રાખેલી, તેવો જીવનમણીહાર ખોવાઇ જવા લાગ્યો છે. ત્યારે કયા આશ્રય પર ટકી શકે?........

નવપલ્લવ ઝાડપર રહેનાર નાદાન પંખી એ ઝાડને પડતું દેખી નિરાધાર બની અજાણ્યું ક્યાં જાય? વિશ્વાસુ પ્રવાસી સંઘમાં ભૂલો પડતાં દારૂણ વનમાં માર્ગ કોણ બતાવે? એકજ જાતનું જ્ઞાન ધરાવનારને બીજા ગ્રંથની શી ખબર? તેમજ એકજ માર્ગ પ્રવર્તેલા મુસાફરને બીજા માર્ગની શી માહિતી? ઝુપડાંવાસી માણસોને બંગ-

લામાં રહેનાર માનવીઓની શી જાણ ? તેમ પેલી નવલગંગાની વેરિણીને નવલના પવિત્રપણાની શી ખબર ? તે બિચારી નિર્દોષ લખનાર હોવા છતાં, અત્યારે તો આ નાયિકાની શત્રુ થઇ પડી છે, ખરેખર એ પણ સ્ત્રિ જાતિના સાહસીક પરીણામનો વિચિત્ર દાખલો છે.

ગંગાને થોડી ખબર છે. કે હું જેને વેરીણીને ભવદુઃખહારીણી કરાવું છું, તે મ્હારીમૃત નિર્દોષ સખી વિજયાગવરી છે, અને તેમની તેમ પોતાની પણ ભૂલમાં આ ચકરાવો ચિતરાય છે. તે ગભરાયલી છતાં ધીરજ ધરી, વ્હેમાયલી છતાં નિઃશંક બની, અને શ્રવણને જેમ શુદ્ધબુદ્ધિ પેદા થઇ હતી, તેમજ આ વખતે તેનું મન ખરા નિતી માર્ગ પર વળ્યું, અને લીધેલી કેળવણીને સદ્‌ગુણી સ્ત્રિએ વહેમ આવેશ દૂર કરી માન આપ્યું. એટલામાં તો બે કલાક નીકળી ગયા, અને નીચેથી સાદ આવ્યો.

"માજી ? મણીયો રહેતો નથી, ત્યાં શું કરો છો ? ઉઠોને ?" મકુએ કહ્યું, ગંગા ચમકી, અને તુરત ઉઠી જવાબ આપ્યો, "આવું છું ?"

સર્વ બંધ થયું. અંતે ઠેકાણે આવી, અને જેમ છેવટનો ચુકાદો કરવા જડજ વિચાર શોધે, તેમ "આખરે કેમ કરવું" તે શોધવા નવલ બેઠી "સાસુને કહું ? નણંદને કહું ? તેના મિત્ર અમૃતલાલને કહેવરાવું ? નવલ સખિને કહું ? ના; ત્યારે ?" વિચારમાં તલ્લીન થઇ—"હું કાં એમ ધારૂં કે આ વાત બનાવટની હોય? અને બન્નેના અનુપમ પ્રેમને ખલલ કરવામાં કોઇ અધમ ફાવી જતો હોય ?" હાલ તરત તો ગુપ્ત રાખવું, પહેલાં પતિને તપાસવા, ને પછી તેના હાથથીજ છંદ છોડાવવો" એજ વિચાર ગોઠવી મણી બાળક માટે નીચે ચાલી ગઇ. ગમે તેવું રાજ્યવંશીને મોટું ગણાતું જાનવર હાથી પણ ગમાર, ગમે તેવું અનાજને સ્વા-

દિક્ષ કરનાર પણ (solt) અને ગમે તેવું તેવું રોગ હર●ર ઓ-ષધ પણ મદિરા, તેમજ ગમે તેવી ચાલાક ચંચળ સંસાર સુધારક ગ્રહિણી પણ ઓરત ? "સ્ત્રિની મતિ પાનીએ" ભણી, અનુભવ લીધો, સંસાર સાગરમાં ન્હાઇ, મન માનતા વરને પામી, સંતાન થયાં, સાસરવાસમાં કીર્તિ મેળવી, ધણીને સંતોષદાયક નીવડી અને વહેમોના ઝુંડાનો નાશ કરવાને શક્તિવાન થઇ, તો પણ "કાગડાની કોટે કંકોતરી" વાંચનાર; તેમાં ભેદ છે. જો કે સ્ત્રિઓમાં આવાં દુષણો રહેલાં છે ખરાં, તો પણ ગમે તેવી અપવાદી પણ સાધવી, જોઇએ તેવી સાહસીક પણ પતિવ્રતા, અને ભાસે તેવી વ્હેમીલી પણ નીતિવંત, વખતના આવતા જતા સમયને અનુસરી પ્રકૃતી રસને ખાટો કરે ખરી, પણ સમજુ સ્ત્રિ છેવટે તેમને અધિકારી ગણી દુર કરી શકે છે, તે જોઇએ તેવી આ વખતે કાચા કાનની નીકળી છે, પણ હિમ્મતવંત બની છે.

આ પ્રાસાંગીક ભેદિત વ્હેમ, મોટા બાહોશ, ને વિદ્વાન પુરૂષોને ગુચવાડામાં નાંખે, તો પછી આ નિર્દોષ અબળા જાતની શી તાકાત ? આવી ભૂલ ભૂલામણીની ભમતીમાં કોણ નથી ભમતું ? અને કોને વ્હેમનું વાદળ નથી ચડી આવતું ? નારદે ઓખા અને ગણુપતિ પ્રસવ સમયે શંકરને જુઠું ભરાવ્યું હતું, ત્યારે તે કેવા ભુલમાં ભમ્યા હતા ?

આવા ભેદીત લેખમાં તો નિશ્ચય "વ્હેમનું વાદળ" ચડી આવે. દરેક માણુસોની સ્થિતી બદલાય, ત્યારે પડયા પર પાટુ થાય, તે સ્વાભાવિક છે. નિર્દોષ બિચારી નવલગંગાપર પણ નવી આફત આવી ચડી.

---

## પ્રકરણ ૬ ઠું.

### નવલગંગાપર નવી આફત

છપ્પય છંદ,

" શું નથી થાતો ઓટ, ભરતી સાગરમાં આવી ?
શું નાવે અંધારૂં, દિવસ યદિ જાય સધાવી ?
શું નથી જોતા સર્વ, કદાચિત દૃષ્ટિ બળથી;
વ્યોમજ કેરી આંખ, રવિ ઢાંખો વાદળથી ?
કહિ કશું દીઠું છે સ્થિર નિત ? કહો વિચારી મનમાં ઘણું,
આ સૃષ્ટી ઉપરનું સહુ વળી આકાશ તળે તણું. "

**મ. સૂ. ત્રિપાઠી.**

શોકમાં, નિશ્વાશમાં, આફતમાં, વિચારમાં, પીડામાં, વ્હેમમાં, સત્યતામાં, પતિવ્રતમાં સર્વત્ર ઘેરાયલી પ્રમદા સંતોષતાનો ઘુંટડો ઉતારી ગઈ, છતાં પતિ વિનાની તદન નિસ્તેજ બની છે. રૂપવતી સુંદરી, ચાલક તરૂણી, સુશીલ ભાર્યા, પવિત્ર પ્રમદા, મનોહર ગાનારી અદ્‌ભૂત ચીતરનારી, વિવિધ વ્યવહારી, ગંભીર ગૃહણી છતાં–ભૂષણ રહિત લાગે છે–કાં ?–

" ભર્ત્તા એ ભૂષણો વિનાનું નારીનું અનુપમ ભુષણ છે. આ શોભતી છે, તે છતાં પતિ વીના એ અશોભિત છે. "

શ્રાવણ સુદ ૧ ને સોમવારે સવારના છ વાગતાં નવલગંગાના હૃદયમાં એકાએક ગંભીર નિશ્વાશનો શેરડો પડયો ! કોણ જાણે વ્હેમના વાદળથી, કે પતિના અપમાનથી, યા મણીના રાત્રિના કજીઆના જાગરાથી, વાત ખરીજ. નડવા આવનારી આફતથી પણ મહા વિચારમાં ગરકાવ થએલી સુંદરીનું ચિત્ત કોઇ ગૃહ કામપર ચોટવા ન

લાગ્યું. ઘણુંએ મન વાર્યું. "કોણ જાણે વિશ્વામિત્ર ભગવાન બીજાં શાં શાં વાદળો ફેરવશે" એમ ત્રાસ વરતાવતી તારામતી શોક કરતી હોય, તેમ કરવા લાગી.

માણસના મનમાં કોઇ જાતનો સંકલ્પ પેદા થયા પછી તે ભ્રમણા પ્રતિ ઘડી મેં કનેજ દ્રષ્ય થયા કરે છે "મનમાં તેવું મોં આગળ" એ દેશી કહેવત મુજબ ખરૂં ર્યું સવારના નવ. વાગ્યા, ગંગા ઘર કામથી પરવારી, નવલ ન હોવાથી જલદી રસોઇ કરી લઇ સાસુ દર્શન કરવા ગયાં હતાં, તેની જમવા સારૂ વાટ જોતી બેઠી. એટલામાં શેરીમાં પોષ્ટનો હલકારો "નવલગંગા પતિ નવલશંકર પ્રિયતમલાલ" પોકારતો છેક ઘરના બારણા સુધી આવી પહોંચ્યો. જે સ્વર સાંભળતાં ગંગા એકાએક નીચે દોડી આવી. કાગળ લીધો. કોઈ દીવસ નહિ ને આજ શું ? મ્હારી સખીના કાગળ પણ સ્વામીના નામે આવે છે, છતાં આમ કેમ ? હશે. એમ વિચારતી વર્ષાઋતુમાં આકાશમાં ઘેરાયલા વાદળામાં છુપાઇ રહેલી વીજળી જેમ ઝળુકો મારી અદ્રષ્ય થઇ જાય, તેમ બંધ બારણાના અંધારામાંથી ઝળુકા દેતી નાજુકનારી હાથ કહાડી પત્ર લઇ બારણું વાસી પેસી ગઇ. સારા નસીબે પતિ કે સાસુ પણ નહતાં. જો કે એથી પોતાના નામના પત્રમાં તત્કાળ અપવાદ આવવાના ત્રાસમાં સાસુની ગેરહાજરીથી મનને તો સંતોષ આપ્યો, પણ એ સંતોષ મનમાંજ રહ્યો.

સાસુની ગેરહાજરીનો લાભ મ્હોટી જેઠાણી કજીઆકુંવર કે જે ગંગાનાં છિદ્રો શોધવામાંજ મંડેલી હતી તેણે જોયું તેને લીધે અજાણ અબળા પોતાના મનસ્વી તરંગમાં છેતરાઇ, અને આખરે ઠગાયલી પ્રેમદા એક ખરા અપવાદનું પાત્ર થઇ પડી; ગંગા પત્ર લઇ ઘરના એકાંત ભાગમાં આવી, પણ કમનસીબે એજ કજીઆના ઘરની પુરેલી

પણ ગંગાનાજ દીવાનખાનામાં પડતી બારીની ભીંત પાસે કાગળનું વ્રતાંત જાણવા કજીઆએ કાન ધર્યા, અને ગંગાએ પણ ત્યાંજ આવી વાંચવું શરૂ કર્યું. એક તો આફતમાં ઉતરેલી હતી, તેમાં આ પત્રે એવડી આપત્તિમાં ફસાવી. અને ત્રીજી કજીઆએ ફજેતી કરવા ધારી તે તો જુદી! નસીબની ઉથલ પાથલમાં એવાજ યોગ્ય બને છે.

"જે પ્રમાણે ભાગ્યની દોરી ખેંચાવાની હોય, તેજ મુજબ બુદ્ધિ પ્રગટ થાય છે, તેવીજ સહાયતા મળે છે, અને તેમજ તે આચરણ આદરે છે, એટલુંજ નહિ પણ કાર્યના પણ તેવાજ સંયોગ આવી ચડે છે."

અંગ કંપવા માંડયું. પત્ર વાંચવો શરૂ કર્યો. જો કે પત્રમાં પોતાનું શીરનામું બોલતાં સાંભળી ધ્રુજારો છુટેલો હતો, તો આ સમયે કંપારો છુટવામાં શું બાકી હોયજ?

વાંચી રહી, વિમાસણમાં પડી. દુઃખમાં દુઃખ ભળ્યું. એકે માર્ગ ન સુજ્યો, નિરાધાર, પતિથી તજાયલી જેવી, અને અબળા જાત, તેનું શું ગજું? પોચા હૃદયની સુંદરીથી બીજું કાંઇ તો ન થયું, ત્યારે આંસુ પાડવા માંડી. લોકોમાં સાસરાની કિર્તી, કુટુંબમાં પોતાની ઉત્તમ પ્રસંશા, પણ અંદરખાને સાસરાનું પોગળ અને પોતાનું અપમાન કોણ જાણે? સમડીમાં અંદર અગ્નિ છે, એ તો પરિક્ષક વૈદ્ય કે ઉપયોગ કર્તા સમજી શકે......

પ્રસંગ પણ એવો હતો, કે પોતાથી કોઇને વાત ન કરી શકાય. કેમ કે પોતાનું ચલણ આજકાલ ઘરમાં એવું નિર્માલ્ય થઇ પડયું હતું, કે વાત બહાર પાડતાં ઉલટી દુઃખી થઇ જાય તેમ હતી. "આપઘાત કરતાં ભાંડુ રઝળશે, બાળક મરશે, પતિને વગર અપરાધે સજા થશે, કુટુંબમાં કલંક ચડશે, માબાપને લાંછન લાગશે. અને જગતમાં નીકળેલી કિર્તિને એબ બેસશે! હવે કેમ કરવું? કોઇ રજ

દેનાર નથી; ને જીવનહાર પણ તજી ગયા છે, ત્યારે કોની ઓથે રહેવુ ? " આ ગંભીર આફતમાં નવી વિપત્તિનો ભોગ થઇ પડી. અધીરા વાંચક ? આ વિપત્તિ શું આવી હતી ? આખા પ્રસંગોમાં પત્રોની ખરાબી ! પ્રદેશોમાં બીજું શું હોય? સન્મુખ મળીનેજ વાત થાય, એવું સાધન તો પત્રજ. ભાંડુઓના અનિવાર્ય પ્રેમમાં તુટ પડતાં કોણ એવું દયાળુ હોય, કે કરૂણા રસિક માગણીનો વર્ષાદ તેના હૃદયમાંથી ઝીલે ?

"વડીલ બ્હેન ગંગા"

કૃષ્ણા મોતનું બીછાણું સ્હેવે છે, તે છતાં કજળી કાકીએ ત્રાસ વર્તાવી થોડાજ દિવસની મુદતમાં હમને ઘર છોડી ચાલી જવા, એ-ટલુંજ નહિ પણ ન જઇએ, તો આપણી કલુ ડોસીની સાથે કાઢી મુકવા સદર હુકમ કરી દીધો છે ! કમનસીબે વેણીકાકા ભાવલપુરમાં ચાલતી રાજ્યસંબંધી ખટપટમાં બ્હાર ફરતા ફરે છે. નાગરોનાં કેટ-લાંક ઘરપર જપ્તિ બેસી ચુકી છે, અને કાકાનું પોગળ પણ ડામા-ડોલ હાલતમાં છે. એકે દીશા સુજતી નથી. માસી તો પેહેલેથીજ વિરૂદ્ધ છે, હવે હું એકલો કેમ કરૂં ? સ્વર્ગવાસી પિતાના મિત્ર રાજકોટથી પત્ર લખ્યો છે, કે "પોલીટીકલ ખાતામાં એક નોકરી છે, પણ રૂપિયા પાંચસોની જરૂર પડશે" એ કોણ આપે? હવે તો કૃષ્ણાને ઠેકાણે પાડી, કંટાળેલો સેવક કંઇ ચાલી જશે. હઇશ તો મલીશ, નહિ તો છેલ્લા પત્રથી પ્રણામ :કૃષ્ણાને સંભાળજે, મારો અફસોષ કરીશ નહિ. કૃષ્ણા જીવે તો તે ભાઇજ ગણજે. હું રજા લઉંછું. તથાસ્તુ.

લી. નસીબનો ફુટેલો ભાંડુમાંથી
ખસી જનાર નિરાધાર પોપટ.

"ગરીબ બિચારો નિરાધાર પોપટ" અફસોસ! તેનું આ સંસારમાં કોઇ નહિ, માબાપના સારા વખતમાં જે ખાઇ, પી, આજ સુધી મસ્ત બન્યા, ઠેકાણે પડયા, સુખી થયા, તે કોઇ મદદ ન કરે! અરે રે!!...

વેણીકાકા પણ આવા થયા? કુપાત્ર કજીઆની તો ટેવ હું સમજુંછું, પણ શું કરૂં! કાકાની શરમે અને મ્હારા સાસરવાસના પરિતાપે મેં તેને ત્યાં રહેવા દીધા, તો અધમ પાપીણી કાકી જ્યારે છોડી માંદગીના બિછાનાપર પડી, ત્યારે કાઢી મુકવા તૈયાર થઇ? ધિઃકાર પડજો એમના જીવતર ઉપર! જ્યારે અમદાવાદમાં અન જળના વાંધા હતા, તે વખતે મ્હારા બાપે મદદ કરી, તન મન ને ધનનો ભોગ આપી બચાવ્યા; એટલુંજ નહિ પણ આજે જો ટકવા પામ્યા તો, કે દરબારમાં તેની સંમતિએ નાણાવાળા થયા, તો વડીલના પ્રતાપેજ, જેનો બદલો આવો આપવા બેઠા હશે?"
નિશ્ચય નિર્ધનતામાં કોઇ સગું હોતું નથી."

**ગીતિ.**

"વિષમ અવસ્થા થાતાં, સ્નેહી પણ શત્રુની ગરજ સારે:
અવરની કથા શી કે'વી, નીચ ગણીને ન કોઇ ગણકારે."

ભાંડુઓના પવિત્ર પ્રેમમાં ઘેરાયલી ગંગા બહુજ રડી. વિપત્તિપર વિપત્તિ પડવા માંડી. તેમાં આ દુઃખથી તો સીમાજ આવી રહી. વિયોગી દમયંતીને જેમ પોતાનાં બાળકો સાંભરતાં રડી હતી, તેમ ગંગાને પોતાનાં બાળક ભાંડુના દુઃખ સાંભરતાં દમયંતી પેઠે શોક કરવા લાગી.

**નવલની** ગેરહાજરીમાં ભાઇને મદદગાર થવાની ગંગાની હિમ્મત ન ચાલી. પોતાની પાસે પૈસા નથી. કદી સખીઓ પાસે યાચના કરે તો મળે, તે છતાં ટેકી ને ભૂષણ યુકત લલનાને તે

અઘટિત લાગ્યું. દાગીના મૂકે તો ઘરમાં કંકાસ તો છે, ને વધી પડે, એટલુંજ નહિ પણ બ્હાર વાત ફેલાય, ને ઘરનો ભવાડો થાય તો ગંગાના ભોગ. તે પણ ન ગમ્યું; ત્યારે ગંગા ચુપકીદીથી બેસી વિચાર કરવા લાગી; ઘણા દાવ પેચ સોધ્યા, કંઈ ન વળ્યું; ત્યારે તો વધારે વ્યાધીમાં મન ઘેરાયું.

"નક્કી હવે તો મ્હારે તેને આશ્રય આપવોજ પડશે, પણ લાચાર! નાથની રજા વિના મારાથી એક પગલું દુર કેમ ભરી શકાય? સાસરીઆનાં મહેણાં ટોણામાં અહીં પણ કેમ તેડાવી શકાય? કદી કૃષ્ના ત્યાં રહેશે, ને તેમ કરતાં સમય સાધી અહીં તેડાવી લઇશ, પણ પોપટ ચાલ્યો જશે તેનું કેમ? અરેરે! મારા વડીલનું નામ રૂપ એકજ અમુલ્ય મણી. મારા પીયરનું અચલ આશ્રીયક રત્ન, મારો માતૃવત્ બાંધવ, તે શું દુનિયાંથી દુર થાય? ત્યારે હું શું કામની? તેમ કરવા દેવાયજ નહિ. 'હું ગમે તેમ કરીશ પણ મદદ કર્યા વિના તો નહિ રહીશ! મારો નાથ અહીં નથી, તે કોપાયમાન થઈ ગયા છે, એ ખરૂં; તોપણ મને તેનો એટલો તો વિશ્વાસ છે કે તેમને હું સમજાવીશ, તો ના કહેશે નહિ. મારા પોપટને તો ચ્હાય છે, થોડા વખતપર તેણેજ તેને અહીં તેડાવવા વાત કરી હતી, પણ દુકાનનું ડામાડોળ હોવાથી બંધ રાખ્યું હતું. તેને આમ વિપત્તિમાંથી બચાવવાનું કામ હું તેની પ્રત્યક્ષ સિવાય કદી પરોક્ષ પણ કરીશ, તો તે મને ગુસ્સો નહિજ કરે, એ સંપૂર્ણ ભરૂંસો છે. દાગીના વેચું? હા, મારા પિયરના છે, મારા પોપટનું ઘરેણું છે; જો કે એ મિલકત મારા નાથની થઇ છે ખરી, તોપણ આપદકાળમાં તેનો માલ ગણાય છે; તેથી અડચણ નથી. કોને બતલાવી કામ કરવું? કયા દાગીના મુકવા? વિચારમાં પડી, "યદુરાયની સંમતિ લઉં?" એમ વિચારી ખાનગી માણસ તેડવા

મોકલ્યું; એટલામાં સવિતાગવરી દર્શન કરીને આવ્યાં, અને મણીને કજીઆ કરતો જોઇ સક્રોધે ઉપર આવતાં ગંગાને નિશ્ચિંત બેઠેલી જોઇ બોલ્યાં.

"વાહરે મ્હારાં મડમ સાહેબ ? છોકરો રડીને મરી જાય છે, તેપણ મારૂ કામ જાણી રાખવા ન ગઈ હશે, કેમ ! ચાકરડી તો હુંજ કેની ? ઉઠ, અહીં તારાનું શું ઉંધું વાળે છે ?"

ગંગા ચમકી, આંસુ લોઇ નાખી, કાગળને જેમ તેમ સાસુ ન જાણે તેમ ચોળીમાં સંતાડી ઉઠી, ગભરાટરૂપી ગુન્હામાં કાંઇ ન બોલી.

"રાંધવાનું પણ હું જાણું છું, કે પડતું મુકયું હશે, બળ્યું છોકરાનીએ દયા નથી. ભાયડા વિના હાક રહે ? જા ચુલાનું મોં પકડ ? ફુવડ જેવી બેઠી, તેમાં ઘરના કામની ચીવટ છે ?" સવિતાએ કહ્યું—

સાસુજી ? રસોઈ કરીને બેઠી છું: ને ફકત તમારીજ વાટ જમવા માટે જોઇ રહી છું. તો પણ—

"ચુલાપર મૂકેલુ કાં તો બળી ગયું હશે, કે દાઝી ગયું હશે."

સવિતાગવરી એમ બોલતાં નીચે ઉતરી ગયાં. વરૂ ને ઘેટાની પેઠે દાવ રમાયા. ગંગા બિચારી દુઃખતા ઉપર ડામ પડતાં સહન કરી અંદર ગઇ, અને સાસુ મણીને લઈ બારણામાં બેઠાં, એટલામાં સામેની અગાશીમાંથી વેણીગવરીએ કજીઆવહુની બારી સન્મુખ ઉભી ટહુકા કીધો.

"અલી કજીઆ ? આજ તો કંઈ બહુ કામમાં પડી ગઇ ?" કૈકેની વાત, વગર કહ્યે મંથરા જાણે દશરથને જાણ કરવા કેમ તલ્પી રહી હોય, તેમ કજીઆની અંતરગત જાણી સવિતાને આવેલાં જોઇ ગંગાના પત્રની જાણ કરવા કજીઆ સન્મુખ અન્યોકિત કરવા માંડી.

"તારી મડમ સાહેબનો કાગળ આવ્યોને ? ચોખા વીણતી

પણ લોકને દેખાડવા કજીયો કરવા તેણી ઉઠી; તેવોજ સ્વર સાંભળી કજીયા પણ બારીએ દોડી આવી બોલી—

"હા, આજકાલની વેવલીઓનાં વગોણાંજતો; વળી છતા ધણીએ રાંડોપર કાગળ શા ? આપણે તો નવું કૌતક જોયું, વેણી ?"

"બાઈ ? મ્હારો તો બાપ મરી ગયો, ત્યારે મારો ભાઇ છ માસનો હતો, તોપણ ખરખરાનાએ કાગળો તેના નામના આવતા હતા." વેણી ઝડપતા શિકારને થાપ મારતી બોલી.

"ત્યારે તો તું જાણે છે નહિ ?"

"હાજ તો વળી ! છાબડે ઢાકયા ચંદર છુપા રહે ?"

"કંઇ સલાહ લીધી હશે, પુછવા ઠેકાણું તુંજ કેની ? કોણ જાણે વહુ બાળક છે, સાસુ બહાર ગયાં હોય, તો પુછવું તો જોઇએ કજીયા ?"

"આજકાલની વહુઓ કોઇને ગણે છે ? આજ તો ન્હાનાં તે મ્હોટાં, ને મ્હોટાં તે ખોટાં. સાસુને ન પુછે, તો હું તે કોણ ગણુતીમાં, પુછીએ તેનો જવાબ દે ? એ ભણેલાં ને આપણે તો ગામડીઆં ગમાર અરે, એતો મારા નવલ દીયેરને પણ કયાં ગાંઠે તેવી છે ?"

"ભાયડા પણ તેવાજ તો, નહિતો શું સાથે રાખેલા માબાપને પણ ન ગાંઠે ? ડોસી બિચારાં કેટલું કામ કરે છે, તોપણ ખાસડાં." સાસુને ચટકો લગાડવા બોલી.

"ભણેલીઓ બધી રીત જાણે, નાખવાના ને વાળવાના જુદા તો !"

"હાથીના દાંત દેખાડવાના ને ચાવવાના જુદા; તે તો હજી ઠીક છે; પણ અહીં જ્યારે એનાં આવનાર છે, ત્યારે ભવાડા થશે."

"તે કોણ ? તું પણ બડી લફંગી છે. હો કજીઆ ?"

"તું નથી જાણતી ? માબાપનું તો અવતરીને નખ્ખોદ વાળ્યું.

વળી કાકાને ત્યાં રહ્યાં છે, તે છપ્પરપગાએ ત્યાં પણ સત્યાનાશ વાળ્યું અને હવે અહીં ફજેતી કરવા આવે છે."

"કોણ નવલનાં ભાંડુઓ ?"

"હા, ત્યાંથી કહાડી મૂક્યાં છે. ઘડો કોણ કરે, મુવાં નસીબના પણ પાધરાં તો! જ્યાં જાય ત્યાં ચીતળનાં પાદર જેવું કરી મુકે."

"બાઈ, તે આવશે તો તમારે માથે નહિ પડે, તમે કાં વગર પૈસે ધોબી પેઠે ધુવો છો! અમે તમારૂં નામ લઇએ, છીએ, ભાભીજી, વારૂ ?" ગંગા શોર સાંભળી દીવાનખાનામાં ઉભી હતી, તે નહિ સાંભળી શક્યાથી એટલું બોલી: એટલામાં તો કજીઆએ ઉપાડી.

"ધોબણ તારી કહું તે. રાંડ, તું ધોબી કહે શું ? એટલી બીક તારા માટીને, ને ઓશીયાળા સાસુને બતાવ્ય, સમજી ? સારી તારા ઘરની. હશે તેવું તો જગત કહેશે છપર પગી ન હોય તો ઘરનું પોગળ કળાય ? વળી બાપના ઘરનું તો ઠેકાણું નહિ, ને બડાઈ શી મારેછે ? ભણ્યાં તેથી મ્હોટાં ન થવાય! લાજ વગરની શું મોઢું લઇ બોલે છે? ધોબીના પડોશમાં રહેલાં છે, યાદ આવેછે. અમારી તો બલ્લાએ ધોબી નથી. ધો તું ને વળી કહે તારા ધણીને, અહીં કહેવા આવીશ, તો ખાસડું ખાઇશ. કહે ? જો બીચારી ચલાવીને ચાલી અહીં ગળે પડવા આવી! એનું નખ્ખોદ જાય, તે મને ધોબણ કહે છે, તેમાં મુવાં સાસુ પણ વારતાં નથી, એનાં મરે તે ?" ઓ. ઓ. ઓ." છેવટે ચુનો ચોપડી ઉપરથી કાળું કરવા કોલસારૂપી આંસુ પણ ઢાળ્યાં. ને ગંગા એટલી શરમાવી દીધી, કે ધરતી પાસે માગ માગ્યો, ગંગા અંદર ચાલી ગઇ—"

"ઠીક છે ? અમને આવવા દે, દરરોજ નાહક વેરણી મારે માથે લાગી છે. વેરણી ? જોયું કેની, આ નાનવડાઇ મોટવડાઇ ?"

"જા, બાપુ, જા. ઘરમાં રસોઇ કર. થવાનું હશે, તે થશે."

વેણીએ મોઢે ધીરજ દીધી, પણ આંખનો અણુસારો કરી બન્ને અંદર પેસી ગયાં. ગંગાને હાથે કરી પથ્થર પગપર મારવો પડયો. પશ્ચાતાપ થયો. રડી. અંદર ગઇ. સાસુને શંકા થઇ, ક્રોધ ચડયો. પોતાને વાત ન કરી, તેનો રોશ ન સમાયો, તદપી હાલ ન બોલી; એટલામાં ઈંદુ સ્કુલમાંથી છુટેલો આવ્યો, ઉપર ચડતાં નવલ-ગંગાને રડતી જોઇ દયાર્દ્ર ચિતના બાળકે માતા સમ ગણેલી ગંગાને પુછયું.

"નવલમાજી ? તમે તો રડતાં જણાઓ છો ? કોણે મારી જી-બાએ કહ્યું ?" ગંગા ન બોલી. ફરી પુછયું "આમ શા માટે ? તમે મને કાં નથી કહેતાં ? કંઇ કહેવામાં અડચણ છે ? હું નથી ધારતો, કે તમે મારાથી અજાણ્યું રાખો. મારાસમ, જે હોય તે કહી દો. મારી જીબાનો સ્વભાવ સારો નથી, તેથી તેમણેજ કડવું વચન કહ્યું હશે, પણ ખુલાસો કરો, તો તમારી ઇચ્છાનુસારે તેને હું કહું."

"કંઇ નહિ બાપુ એતો સેહેજ—" ગંગા હુસકાં ભરતી બોલી,

"નહિ માજી, તમે છુપું રાખો છો ? મારા જીકાકા અહીં નથી. તેથી કદી કહેવાને અચકાતાં હશો, પણ અહીં તમારે કાંઈ જુદાઇ જાણવીજ નહિ, હું તમારોજ પુત્ર છું, તમે મારાં મરી ગએલાં માતા જેવાંજ છો. ને મણી મ્હારો ભાઇ છે. કદી કોઇ બાબતમાં મારા જીકાકાને તમારી છાની વાત કહેવા હરકત હશે, તો હું એવો નથી, કે ખુલ્લું કરી દઉં, માટે મને જણાવો."

"તેમાં શું કહું ? કજીઆ કાકીનો સ્વભાવ બાપુ તું જાણતો નથી ?

"હા. તે તોવઢકણીજ છે. સવાર થયું કે "વઢ નહિં તો વઢ-વાનું બતલાવ" તેવી તો છે, પણ એકાએક તેને વઢવાનું કારણ કંઇ હશે, ખરૂં ?"

"મામા પોપટનો ભાવલપુરથી કાગળ આવ્યો. એમાંનો સાર રંડાઓએ કોણ જાણે શી રીતે જાણ્યો, કે પેલી વેણી સાથે કજીયા નાહક મને ગાળો ભાંડવા લાગી. મેં તેને તેમ કરવા ના દેવા ગરીબાઈથી માગણી કરી, તો "આવ બલા પકડ ગળા" માફક મનેજ ગળે પડી."

"હશે પણ મામા વિષે શી ખબર મળી ?"

"એમની હાલત દુર્ઘટ છે, એ—

હજી ગંગા બોલે છે, એટલામાં યદુરાય ગંગાને જે એમના મોસાળ પક્ષમાં ઘણે દુર પિત્રાઇ મામાનો દીકરો થતો હતો, તે આવ્યો, કે જેને ગંગાના માતાના બાપના વારસામાંથી એક જુજ રકમ પણ ઉતઃ ક્રિયાકર્મ કરવા આપી વારસદાર ઠરાવ્યો હતો; તે અહીંની કોર્ટમાં ઉમેદવારી દાખલ આવ્યો હતો. જે આ વેળા ગંગાએ માણસ મોકલવા અગાઉ બીજાને મોઢેથી આ વીગત સાંભળતાં બેવડા કારણે આવ્યો હતો. તેને જોતાં ગંગાએ પોતાના મનની ખરી હકીકત કહેતાં ઈંદુને ખોટું લાગશે, એમ ધારી ન બોલી. પણ સમજુ ઈંદુલાલજ બ્હાનું કાઢી નદીએ ન્હાવા ચાલી ગયો, જેથી નિર્ભયપણે યદુરાય સાથે ગંગા વાત કરવા મંડી. તેને પ્રથમમાંજ આંસુ આવ્યાં, યદુરાયને દયા આવી. આંસુ લોઇ નાંખ્યાં ? યદુરાય બોલ્યો " બ્હેન, મેં સર્વે હકીકત જાણી, પણ હવે શું કરવું છે ?"

"અહીં લાવવા માગણી કરવી; જો કે હઠીલો પોપટ અહીં નહિ આવે, ને કૃષ્ણા તો માંદગીના બિછાણાપર છે; એ પણ અહીં નથી, કે હું ભાવલપુર જઇ આવું. અને વળી પોપટ તો ત્યાંથી ચાલ્યો જશે, તો પછી મ્હારૂં કોણ ? માબાપો ગયાં. બ્હેન છે, તે આજારી પડી. બીન ભરૂંસે ખાટલામાં પડી છે, અને એકનો એક ભાઇ કુટ-

મ્બનો આધાર છે, તેને પણ ખોઇ બેસવાનો મારો વખત આવશે શું !" એટલું બોલતાં ગંગા રડી પડી, ઘણી રડી, ડુસકાં ભરવા લાગી.

"હશે, બાઈ, ખાબોચીયાં છળકાય. સાગર પેટ રાખવું. કીચડમાં પથરો નાંખે, તો સામા છાંટા ઉડે."

"હું ખરી વાતતો ત્યારે, કે તેનાં લુણ ઉતરાવું. એ છક્રી છે, તે હું સમજું છું, હમણાં કંઇ નહિ."

"ત્યારે હવે તેને શું ઉપાય લેવો યોગ્ય લાગે છે ?"

"જો કે મારા વર અહીં નથી, તોપણ મ્હારા ભાઇના બચાવ માટે હું જે કંઇ કરીશ, તે ના કહેવાના નથીજ. એમને હું સમજાવીશ, મારી પાસે રૂપીઆ તો નથી. પરન્તુ પાંચસો રૂપીઆના દાગીના આપું, તે ઉપર પૈસા લઇને તેને ગુપ્ત રીતે રાજકોટ પહોંચતા કરવા, અને પોપટને જવાબ લખવો. એ આથી રૂપીઆ ભરી દેશું, પણ તે આપણે બન્નેને સમજી કરવા કરતાં ત્રીજા માણસને વચ્ચે રાખવો વધારે સાનુકુળ થશે."

કળિએ સચકાવેલા ભેજાથી પુષ્કર બોલ્યો હતો; તેમ નિર્દોષ યદુરાય બોલ્યો.

"ઈંદુને રાખીએ તો ? ગંગાએ કહ્યું, તે બાળક છે. ત્હારી મરજી હોય તો ત્હારા જેડ કિશોરલાલને.........

"ગાંડો થયો છે શું ? તેનું નામ મારી પાસે નાં લ્હેતો ! તને ખબર નથી, કે અમારે તેને છઠ્ઠા આઠમું ને બીયાબારમું ચાલે છે? દુશ્મન કરતાં વધારે તેને તું ક્યાં વચ્ચે રાખવા માગે છે ? ઉલટી ફજેતીજ તો પછી ?"

"ગંગા ! તારી ભૂલ છે. એમણેજ ત્હારા પત્રની ખબર આપી, અને ઉલટી તેણે તો મને ભલામણ કરી, તારી દયા ખાધી, ને ત્હારા કાગળનું વૃતાંત તેને કાને આવતાં તે બોલ્યા કે "મારૂં નાણું

કુળમાં રોકાયું છે, તો હું લાચાર છું, કે મદદ કરી શકતો નથી; ભાઇઓ ભાઇઓ કે બાઇડીઓ વચ્ચે ગમે તેટલો અન્તર હોય, પણ ગંગા માટે નો મારૂં સારૂં મત છે. આ કામ ખાનગી રાખવા તેનો મત છે. એટલુંજ નહિ પણ જો ગંગા દાગીના મુકવા ચાહે, તો તે કહે ત્યા મારા નામે વગર વીઆજે રખાવી આપી રૂપીઆ મોકલી દઉં; આટલી જેની લાગણી, અને તું તેને ધિક્કારે એ મારાથી કેમ કબુલ રખાય ? ”

“ તેના મનમાં કપટભાવ નહિ હશે ? ”

“ તે દૈવ જાણે. પણ એમ હોય તો તેને ગરજ શું ? મને તો લાગ્યું નહિ, ને લાગતું નથી. તારી નજર પહોંચે તેમ કર. ”

“ પણ દાગીના કયાં મુકવા ? કેમ મુકવા ? ”

“ તમારી મરજી મુજબ—

“ મ્હારી પ્રભાસખીને ત્યાં ત્હારા નામે મુકી, મ્હારા જોડની જામિનગીરી આપો. ”

“ હા. ઠીક છે. મારો શક પણ રહે નહિ, અને પરભારૂં સારૂં થશે. પણ ગંગા!—ત્હારા નામના દાગીના જાણી રાખશે નહિ. ”

“તેથીજ તમારે નામે રાખવા માગું છું. કદી હું જઇને પાંચસો રૂપીઆ માગું, તો તે બદલે પાંચ હજાર આપે, તેવી મ્હારી સખી પ્રભા છે. પણ મેં આજ સુધી રાખેલી ટેકને બનતાં સુધી ડોલતી થવા દેવી ન જોઇએ. નિરૂપાયે લાચાર ! હવે તેમ કરી રૂપિયા રાજકોટ બીડી પોપટને ટપાલથી ખબર કરો. હું પણ કાગળ લખીશ. લ્હો. ” દાગીના કાઢી બંડલ કરી યદુરાયને હવાલે કીધા. યદુ, સવિતા પાસેથી જ ગયો. પણ દાગીનાનું બંડલ બગલમાં મારેલું ન દેખાયું. તે છતાં કજીઆના કંકાસથી તેને વ્હેમ તો આવ્યો હતો, અને આ ગડબડથી શક ગયો, પણ બોલી શક્યાં નહિ. ને એ ક્રોધ મનમાં રાખી દાવ

આવે, વાંક કાઢવો મુલતવી રાખ્યો.

યદુરાય દાગીના લઇ નીચ ને અધમ કિરશોરલાલ કે જે ગંગાને ફંદામાં ફસાવવા ધારતો હતો, તે પાસે આવ્યો. આથી એ ખુનીનું મન પ્રફુલ્લિત થયું, તે દાગીના પોતાની જામિનગીરી તળે મુકવા કહેલું હોવાથી પ્રભાકુંવરના પતિ પ્રાણલાલ પાસે રેવન્યુ અદાલતમાંજ પરભારા ખાનગી મળવા ચાલ્યા. કળિને થોડી ખબર છે, કે દમયંતીનો હાર દબાવતાં પોતાને પાતાળમાં પેસવાનો વખત આવવાનો છે. દાગીના મુકયા, બન્ને જણે સહી કીધી. રૂપીઆની તરત મુદતની હુંડી પ્રાણલાલે રાજકોટ ઉપર લખી આપી; યદુરાયે રજીષ્ટર કરી બીડી, ગંગાને ખબર આપી. પ્રાણલાલને શક ગયો, તેનું કિશોરે પોતા તરફથી નિરાકર્ણ કીધું. વાંચક ! આ કરવાનો સબબ પાછળથી તને જણાશે. ગંગાએ પોપટપર કાગળ લખી ધીરજ દીધી. ને રાજકોટની ચાકરી મેળવવા માટે ભલામણ કરતાં, સર્વ જોગવાઇ કરી આપી. પોતે પોતાના ભાઇના બચાવમાં પાર પડીસમજી, પ્રથમ તો પતિની ગેરહાજરીમાં કરેલાં કામથી સંકોચાણી, પણ તે ખુલ્લું કરી કરેલા ગુન્હાની માફી માગવા વિચાર ધારેલો હોવાથી હૃદયખેદને વિશ્રાન્ત પાડયો.

કેવી દયાળુ બ્હેન ? આવા કઠણ સમયમાં પણ ભાઈ ઉપર બ્હેનનું કેવું પવિત્ર ને નિર્દોષ હેત ? સર્વ કોઇ ભાઇઓને આવી બ્હેન કેમ પ્રિય ન હોય ? જગતમાં સહુને બેહેનનો તેવો નિર્મળ પ્રેમ દૃઢ રહે, સમયાનુસાર સર્વ સુખી સંતોષી રહી મદદ કરતાં રહે; ને સર્વને એવી બ્હેન પ્રાપ્ત થાય......તથાસ્તુ.

વાંચક ! આ કાર્યમાં કિરશોરલાલની શું મતલબ હતી ? એ તારા ધ્યાનપર લેવું યોગ્ય છે. કિશોરની અંદરની મતલબ કળિની પેઠે દમયંતીને કોઇ પણ ફાંસામાં ફસાવી દુઃખમાં જોવાની હતી,

એટલુંજ નહિ પણ નવલશંકર અને ગંગા વચ્ચે રહેલો પવિત્ર પ્રેમ તે પણ તોડાવી તેને રઝળતાં જોવાની ઇચ્છા રાખી હતી, તેથી પ્રથમ નવલશંકરને તો ફંદમાં ફસાવી આવ્યો હતો, હવે ગંગાને ફસાવી હતી. નવલને કેમ ફસાવ્યો હતો ?

નવલશંકર પોતાના ન્હાના ભાઇ શામલાલ સાથે વ્યાપાર કરતો હતો, પણ તેમાં કિશોરલાલની સંમતિથી નવલને ફસાવવાનું કપટ થયું હતું. આ વિશ્વાસઘાતની નવલને બીલકુલ ખબર નહોતી. જો જાણતા હતા, તો મહેતો, શામલાલ ને કિશોરલાલ ! શામલાલ ચાલી જવા પછી પોતે એકલો પડેલો હોવાથી બીજો ભાગીઓ શોધતો હતો તે કિશોરને ખબર થતાં જેમ ગંગાને ફસાવવા જાતેજ નિર્દોષ બની વહાલ બનાવ્યું, તેમ નવલને પણ ફસાવવા એક દગલબાજ ભાગીઓ શોધી પરભારો ત્યાંજ લખત કરી, ભાગીયાનું નકી ચોકઠું બેસાડી નવલને ઘર લાવવા બદલે બીજી દુકાને પરભારો કાહાડી, પોતે અહીં આવ્યો હતો.

નવલને એવા બારીક પેચથી ફસાવ્યો હતો, કે થોડાજ વખતમાં તેનું છાપરૂં ઉડી, ટકેલી આબરૂ વિખરાઇ જઇ, રઝળતાં થઇ જાય. વળી એટલામાં "અધમકૃત કરનારને ઇશ્વર સત્વર સહાયભૂત થાય" તેમ ગંગાને ફસાવવાની બીજી જોગવાઇ શોધતો હતો. તેમાં પણ અનાયાસે સફળ નીવડયો. ને એ સફળતામાં પોતાની દરેક ધારેલી ઉમેદ પાર પડી. નવલશંકર રઝળ્યો. ગંગાને ધણીથી વિમુખ કરવાની યુક્તિ રચી, કે પ્રગટ વાત નવલને કાને આવતાં તે બન્નેનો પ્રેમ તૂટીજ જાય, એવી સંકળના જોડાઇ; અને નવાજ આકારમાં જોવાની જોગવાઇ આવી. ગંગાને શી રીતે ફસાવવામાં પાર પડયો ? વાંચક ! તને તાજીજ યાદદાસ્ત હશે કે, પેલી કુલટા કજીઆ હમણાંજ ગંગા સાથે લડી, અદાવત કરી બેઠી છે, ને કીશોરલાલ આવતાંજ તેને લડાવવી છે. પણ કીશોર શાણો હતો. વેર લેવાની યુક્તિ પેટમાં પેસી છરી

મારવાની હતી, તેથી નવલશંકરને ફસાવી આવતાંજ કજીઆએ કુટીલ કંકાસ માંડયો હતો " ભાવતું હતું ને વૈદે કહ્યું. પોતાનું મનસ્વી કામ પાર પડતું હતું, ને કજીઆને સંતોષ મળતો હતો, તેથી વાત સ્વીકારી; કજીઆએ શી યુકિત કરી? દશરથને વશ કરવા કૈકેયે શું કર્યું હતું? કુલટા સ્ત્રિ કેવાં ચરિત્ર કરે છે?

---

## પ્રકરણ ૭ મું.

---

### કુલટાનો કુટિલ સંસાર.

" સવળું કરતાં અવળું નડયું, પરદુઃખ પોતાપર જઇ ચડયું:
પરજનને દેતાં કંઇ રંજ, અંતે જાગ્યું ઘરમાં ગંજ. "

જેમ દુશાસન રજસ્વળા સતી દ્રૌપદીને પકડી, દુર્યોધન પાસે બ્હાદુરી જણાવા આવે તેમ નવલશંકરનો વડોભાઇ કિશોર, બિચારા નિર્દોષ મુસાફરીને સપડાવી પોતાની કુલટા સ્ત્રીને વધામણી દેવા, ને શાબાસીનું ઇનામ લેવા આવી ચડયો. પણ અંદર આવીને જોયું, તો ખરેખર મહારાણી કૈકૈયનું દેખાયું, અને તે સાથે ધારાનગરીના મહારાજા ઉદાદીત્યની નવલરાણી વાઘેલીનું વૃતાંત પણ યાદ આવ્યું. તે તાડિકા જેમ હજારો ભક્ષનો શિકાર કરવા વિચીત્ર આકૃતિમાં મદમત પડેલી ન હોય, તેમ પોતાની સ્ત્રિને ક્રોધ મુખમાં છુટા નિર્લજ ઉઘાડા વાળમાં અર્ધ અંગથી ઢંકાયલા વસ્ત્ર માંહેના મુખ શ્રૃંગારમાં આડું મોઢું કરી બેઠેલી જોઇને જાણ્યું કે આજે " બીલાડી ઉંદરને મારી લોહીયાળે મોઢે મોં લુંછતી ને કચવાતી બેઠી લાગે છે! તેમ કજીઓ કરી કંઇ વધારે આગ જગાડવા માટે બેઠી છે, પણ કંઇ નહિ! એમ મનવાળી અંદર ગયો, અને જ્યાં કજીઆકુંવરે

જાણ્યું કે "મારી પાસે આવે છે," એટલે તો દુષ્યંતે જાણે શકુન્તલાને જોઇજ નથી, તેમ સ્મરણ લાવી ક્રોધમાં બેઠી, ને શારંગવાદી ઋષિઓ રાજાને શકુન્તલાને રાખવા વિનંતી કરે, તેમ થાકેલો કિશોર પાસે જઇ બોલાવા, વિનતી કરવા મંડયો.

જુગારી ચોર, વિષયાંધી, ને ખૂની એટલા સ્ત્રિને આધીન હોય છે. જરા ખભાપર હાથ મુકયો, ત્યારે કેમ જાણે વીંછીનો ડંખ થયો હોય, તેમ અંગને સકોચાવી દીધું. ત્યારે ફરીથી જેમ "અમલદારની ખીદમત કરવા ચાકર કેમ પાય તલાંસે, તેમ નમતો પડતો બિચારો લાચાર બનેલો, ખુની, નીચે બેસી મોં સામું જોઇ બોલાવા માંડયો. પણ આ કુલટા એકની બે થાયજ કેમ ? નકી જાણે પ્રેક્ષાવતીને પેલો વિષયી ઠાકોર લાલચથી મનાવતો બેઠો હોય, ને તે સ્ત્રિ તેનું મુખ જોવા હઠીલાઇ કરતી હોય, તેમ આ કુલટા કરવા માંડી ! છેવટે મુખને પણ સાથે કામે લગાડવું ઉચીત ધારી પવિત્ર પ્રેમના શબ્દો સ્મિત હાસ્યે બોલ્યો.

"વાહ વાહ ? મડમ સાહેબ, આજ તો કંઇ જબરી ગોઠવણુમાં પડયાં છે ?"

"કંઇ જબરી ફતેહમંદીની લડાઇમાં ઉતરેલાં લાગો છો ?"

જવાબ ન મળ્યો !—

"હે, હે, મને સહાયભૂત થવા વિચાર લડાવતાં હશો ?"

"ત્યારે કંઇ કામ શોધી જય અપાવા ધારતાં હશો ?

કૃત્રિમ હાસ્ય. !

"ત્યારે તો આપ પ્રેમ બતાવતાં હશો ?

મોઢું વિક્રાલ.

"કાં, વળી આમશું કામ ?"

"મને બોલાવશો નહિ? સો વર્ષે આવો બોલ્યો, ત્યારે કહે, મરયા તેરા સત્યાનાશ જાયગા." દુર્મુખી રંડાએ કેટલી વારે જવાબ આપ્યો. "જયસનકે તયસન મીલે બમનકું મીલે નાઇ, એકને દીયા ટીપણા દુજે આરશી બતલાઇ.

"કંઇ તબીયત ખરાબ હશે?" જાણતાં છતાં ચીડાવી રમુજ મેળવવા બોલ્યો.

"પડયા રહો બકવા કરતા," થાકી રહેતાં બીજી તરફ મુંઠ ફેરવી.

"પ્રાણ હું હમણાંજ આવ્યો–

"હશે, તેમ મ્હારો શું દહાડો ઉઘડયો? 'આવ્યા શેઠ નાખો વખારે."

"ત્યારે બીજા કોનો?

"માથું ન ખાઓ!"

"તારાથી બીજું કોણ?

"જે હોય તે?"

"આમ કેમ વારૂ? કંઇ બોલ, કઇ હાસ્યકર, કંઇ સંભાળ કહે, કંઇ જમાડ, મોજમાં કંઇ ગા."

"ગાવાને બદલે રડું તો છે! એનું નખોદ જાય, બીજાં તો સુખે નથી રહેવા દેતાં, ને તમે પણ કાં ખાલી સતાવો છો? રમવું ને ભમવું તમને સૂજે છે, હમારા કાળજામાં તો કોલસા સળગ્યા છે, ને હોળી બળે છે, કેમ જાણે કમાઇ ને લાડ કરતા નહોય? બોલ, હસ, ગા! દાઝયું રે તમારૂં દાથરૂં?" ખીજ પાડતી બકી.

"કંઇ એટલી બધી ધરડી રીસ ચડાવાય!"

"તેની તમને શી પીડા, મારા દુઃખમાં તો તમને હસવું આવે છે?

" એમ બોલ છો પ્રીયા ?" પાસે બેસી ગયો.

" દુર રહો. જાણ્યું તમારૂં હેત ? " કજીઆ ઉઠી ગઇ.

" પણ વળી કાં ? "

" બહુ સારૂં. હું સમજુછું કે તમે સ્વાર્થના સગા છો, કામ પડે ત્યારે કેવા બીલાડી પેઠે લપી જાઓછો, ને હમારૂ કામ હોય તો જાણે બાપા રાવળ ? કેમ જાણે જગ જીતી આવ્યા ન હોય, ચાલો મરવા દો ? " ચાલી જવાનું ડોળ બતાવ્યું.

" ને તેમજ છે, વ્હાલી ? તું મારી વાત જાણુશે, તો તારો સઘળો રોષ ઉતરી જશે, ને તું પણ મગન મગન બની જશે. તું જો તો ખરી કે એ ફત્તેહમંદીમાં હું કેવો થઇ આવ્યો છું ?

" પણ તે મારે માટે તો નહિજ કેની ? "

" મેં કયાં કહ્યું કે તારેજ માટે, પણ હું તે તું નહિ કે ? "

" મારૂં હોય તો હું આમ પાપમાં દુઃખી હોઉં ? મારે તો જીવતાંજ રંડાપો "—કજીયા રડવા બેઠી. ઢોંગ કરવા લાગી.

" સાધવીને તો એમજ બોલવું ઘટે ! "

" ત્યારે લાવ્યા બીજી ! કપાળમાં ડાહમ દેછે, કોણુ ? લાવ્યા હોત, તો મારે આજે ભવાડો કરવો પડયો તે થાત ? પછી તો તમારે નામેજ ન ફુટાત ? રાંડે હજારો ગાળો દીધી, ને મારે સાંખવી પડી, તે તમારાંજ પાપ કેની ? બળ્યું મોતે નથી આવતું, કે દુઃખમાંથી તો છુટીયે. " કાંગા મુંડી થઇ.

" કોણે તને કહ્યું ? અરે આ હૈયાતીમાં તારૂં નામ લેનાર કોણ ?"

" તમારી વહાલી નવલી ? સમજ્યા ?" કજીયા ઝઘડો જગાવા બોલી.

" હવે વહાલી શાની ! હવે તો તે મારી એક વૈરણી થઇ છે ! તેણે ખોટા મને કહ્યું. તે માટે દાઝ તો પેહમાં રહી હતી, તેમાં પુષ્ટિ મળી.

"હા, હા, હા, એક વખત નહિ પણ હજાર વખત. તેથી હવે તેના કાન કાપવાના છો ? તેણે કહ્યું, હું સાંભળી રમી. ને તમે પણ જાણ્યું હવે તો પુંઠ છોડો ?"

"તારી જીભ પણ રહી નહિ હશે તો ?"

"કેમ જાણે પરમેશ્વરના દીકરા થઇ ગયા ન હોય ? તારી જીભ પણ નહિ રહિ હશે તો ?" મોં ચડાવી ખીજ પાડતી બોલી– "મરો તમે ! જો બાઇડીનું ઉપરાણું કરવા નીકળ્યા છે ?"

"પછી તો તું સુખી કેની ?"

"ને હવે અહિં જીવતાં શું સુખના ઢગલા છે, કે પાછળ સુખી થશે ? રાંડોના શ્રાપોમાં બળી રહ્યાં, ને તેમાં ઓછું પડતું હતું, તે આ કુલકે વળી ઘી રેડી ઠંડુ કાળજું કર્યું ! અરે એ કરતાં તો મરેલાંજ સારાં."

"ત્હારો સ્વભાવ જરા એવો છે, તેથી મેં તો કહ્યું, તેમાં ચીડ શાની ચડાવવી વારૂ ?"

"ચીડ ન ચડે ? એક વાત તો ફરી સાંભળવી નહિ, ને "બાપા બો—તો કે બોલ્યું " કરોછો, જો તમારામાં અક્કલ હત, તો મારે રોહડા રોવા શાના પડત ? પણ માબાપે નખોદગીયાં એવાં કે કુલમણી જેવા જમાઇને શોધી કાઢ્યા."

"રાંડ ? જો ન ગમતો હતો, તો વરવુંજ ન હતું ને ?"

"ત્યારે નહિ, પણ હવે તો મરવુંજ પડશે તો ? દરરોજનાં દખડાં નથી ખમાતાં ?" રડી. પોક મૂકી.

"પડો ચુલામાં !"

"ત્યારે તમેજ પડો, કંઇથી પવન લઇ આવ્યા છે ? મને મરવા દેશો ? આ વાતે અટકી.

"હવે એ પવનને હું રોકી શકતો નથી હું તારી જીભ મારો રૂવાટાંને બહુ તૈયાર કરે છે ?"

"ત્યારે વાટ કોની જુવો છો ને વાર શાની લગાડો છો ? કરીને શું કરવાના હતા ? બે લાત મારશો, કે બે પાંચ ઠુંસા પાઠુ કરશો, એ કેની ? એમ હશે, તો ખમી રહીશું, માબાપે એવા ઉતરેલ ધણી સાથે પરણાવી, ત્યારેજ એવું થશે ના ?" રંડાએ વધુ જીભ ચલાવી.

"અરે રામ, મ્હારી કેવી દશા, કે આ દુખતાપર ડામ દેનાનારને દીધી. માબાપને મુવાંને શું કહું કે "કસાઇવાડે ગાય બાંધી" દયાની માને ડાકણે ખાધી ?"

"એ રાંડ ? હું બોલતો નથી, તેમાંજ દોડતી જાય છે કે, હેં ? એક લાત મારીશ, ને દાંત પાડી નાખીશ, સમજી ? હું જેવો બીજો કોઇ ભૂંડો નથી, હા."

"તેથી બીજું શું થઇ જશે ? દુઃખ ખાતાં ટળીશું, પાને પડયા છે, તે બીજું કરશો શું લીલું ! રાંડ ડોશી પણ ભસતી હતી, કે બાપનું નામ કેવું ઉજાળે છે ?" આગ વધારી, "ખાડો ખોદે તે પડે" તે મુજબ એ દાઝ એના ઉપર ઉતરી.

"તે ભલે કહ્યું, પણ રાંડ તેંજ ઉતારી પાડયા કેની ? તેમાં વાંક તો તારો કેની ? તને છોકરૂં થયું હત, તો બીજી સ્ત્રી કરવાનું મને મન થાત, ને મન ન થાત, તો આ કલેશ રોપાત !"

"મારા હાથમાં જણવાનું હતું કે મેં ન જણ્યું તે ?"

"રાંડ કાવતરાં તારાંજ તો ?"

"મારાં હશે, તો મારાં મરશે. નીકર તમારાં તો."

"મારાં—મારાંને મારે છે ? રાંડ મારાંને મારે તો પછી હું થું

કામની છે ?" ખરૂં ક્ષત્રિય લોહી રણુમાં ઉછળે તેમ "પોતાનું તે પોતાનુંજ છે" એમ સ્વાભાવીક લોહી ઉશ્કેરાયું. અને બે ચાર લાતો લગાવી કહાડી. ભુખે ઝાર બાજરી, ભુખે નાર પાધરી; ભુખે ડોણુ દોવા દે, ભુખે છોરૂં છાનું રહે ! એમજ જાણ્યું.

"ઓ મારા બાપરે ? દોડો. દોડો, મુવાએ મારીરે ? એનું નખ્ખોદ જાય, એનું સત્યાનાશ જાય. એનો વંશ જાય. એનું ઉપડી જાય. મુવા કાળવેલીયાએ સોરાડી નાખીરે માડી ?" કજીયા મોટેથી બુમ પાડવા માંડી.

"ચુપ રાંડ વંઠેલ ? ચીરી નાંખીશ; એકદમ છકવું ?" નિતીના માર્ગે કુદરતી કાળી નાગના હૃદયમાં પ્રવેશ કર્યો, અને નિર્દોષ નવલની દાઝ ઇશ્વરે જાણી. અનિતી કરનારપર માર પડયો.

"માર, માર, મુવા સાંઢડા ? તારે જોઇએ તેમ માર મારીને ફોડ માથું, ને કહાડ રાતું. મુવા હું જાણું છું, કે તારી ડાઢ બીજી કોર સળકી છે. પણ રોયા તને આખો ને આખો ખાઇ જાઉં, ને સામાને પણ ભરખી જાઊં, તોજ ખરી ! અરે, કદી મારી નાખશે, તો ડાકયણ થઇને પણ જીવ લઊં ? હું કોણ ?"

"જીવતી ડાકયણ ? રાંડ, લવારી છોડ, તારા ફુલટાવેડા મુકી દે, વંધ્યા ?" પાટુએ પૂરી કીધી.

"વંધ્યા ! હા, હું એવી રહી, તો મુવા તને કહેવા થયું કેની ? તને પરણી તો તું કહે છે ને ? પીટણી પડયા ? તું કહેછે વો બ્હાર મારૂં શું થશે ? મને મારીને અધમોઇ કરી મારા બાપ ?"

"હજી તો ચીરી કરીશ"—વનનો વા અહીં ઉતર્યો. ભુખની દાઝ ને પેટની દાઝ અહીં નીકળી.

"લે માર, લે પીટગા સાંભેલું, ને કર પછી જેલ જાત્રા. મુવા

કોઇ કપાળમાં કાળો ડામ દેશે તે ખાજે? રખડ વાંઢો, એ તો હુંજ ઠીક છું કે ગાળ, ભેળ, લાત પાટું ખાઇને પણ ઘર ચલાવું છું. નીકર ખબર પડત! તારી ડોશી નવલી આવત, તો ઘણા કાન વિંધત?"

"ડોશી? રાંડ શરમા? જરા લાજ, હવે ન બોલ. હું હવે નથી થોભી શકતો. હં! હું જેવો કોઇ ખુની નથી, ભાઇ જેવા ભાઇને પણ મારા ખુનના આવેશમાં છોડયો નથી, તો તને શું મુકીશ?" આંખ રાતી જોઇ, પોતાનું ચલણ પાણીમાં પડયું જોયું, સ્ત્રિ કળા કરી કામ લ્હેવા ધાર્યું "બુધે નાર પાંશરી" બની, બોલી.

"મુઇ હું? તમારે શરણ પડી છું. તમારી ગાય છું. મારો, જોઇએ તો ઉગારો, હવે તો બસ. અમે બઇરી જાત શું કરી શકીએ? અમારાથી શું થાય? બહુ જીવ દુઃખાય તો રડીએ, ને બહુ કાળ, ચડે તો મરીએ? ધણી આગળ બાઇડી સરજોર છે? કીડીનો ખાઘેલ પણ ભાયડો! બાઇડી ગમે તેવી બળવાન હોય, પણ ભાઇડા પર હાથ ઉપાડવાની હતી! એતો ભાઇડાનાં હૈયાં દેવ જાણે કેવાં કઠોર હોય છે, કે વગર વાંકે નિર્દોષ અબળાને મારે છે, ને ઢોર પેઠે મારે છે! હશે જેવાં નસીબ! કપાળે ચોંટયા કાન કાઢી નાખવાના છે?" રડતી રડતી કજીયા લટી ગઇ. અંદરનું તો કારણ નવલને ફસાવવાની વાત સાંભળી તે જાણવાનું હતું, તેથી જો એમ માંડી ન વાળે, તો ધારેલી ધારણા બરબાદ જાય. આ તો એકાએક પાણીમાંથી અગ્નિ ઉઠી હતી, અને નહિ ધારેલું આડું ઉતરી ગયું હતું, તેથી ધણીની ગોદમાં પેસતી બોલી.

"ત્યારે પહેલેથી એમ પાધરી બોલી હત તો? પણ વાઘરીના દેવને ખાસડાની પુજા થાય, તોજ માને તો?"

"બોલો, બોલો આજ હું નમાયી છું. કંઈ નહિ. હવે મારે

જીવીને પુરૂં કરવું નથી. બસ, મને મારા બાપને ત્યાં મુકવા માણસ આપો. તમે જ્યારે આમ થયા, તો પછી જીવીને શું કરવું છે ? ધણી ઉઠયો, રાજા રૂઠયો, પ્રભુ ત્રુટયો પછી શું ? બસ ચાલો, હું તો આ ચાલી, મારે કંઇ લેવું નથી, કે દેવુંએ નથી." દમથી વાત કરી.

"હવે બસ ચૂપ કરવું નથી કે ? જો જે હું, મારો મિજાજ ખાટો છે. હં–પછી રખડી સમજજે ?"

"અમથી પણ નથી રખડી એવું નથી, પછી "આમે રાંડી ને **શીરાવતે** પણ રાંડી !"

"એમ કેની ? જા, જોઉં ?" રોફમાં બોલ્યો.

"નહિ જવા દેશો, તો સવારે મુડદું જોશો."

"ઠીક છે, હવે જવા દે ? બાઇડી બુદ્ધિ ન રાખીએ. ઉમરે પહોંચી, લાયક થઇ, તોપણ હજી ન્હાનપણની હઠીલાઇ ન ગઇ ?" સ્ત્રિની સાહસ બુદ્ધિ હોવાથી અને ગરમ મિજાજની ફૂલટા સ્ત્રિ હોવાથી નક્કી મરશે, ને મરશે તો ફરી નાગરી નાતમાં ન મળશે, એમ જાણીને, તથા ભાઇના વાંકપર કુતરા ભસી ગયેલા સમજી સ્ત્રિને મનાવા તજવીજ કરવા માંડી. પણ દુરાગ્રહી કજીઆ એક ટળી બે થઇ નહિ "શેરને માથે સવાશેર" બને જણે વખતનો લાભ લીધો.

"હશે, હવે તમારે નાહક કંકાસ કરી માણસ સંભળાવવા છે ? કહો શું કહો છો ?"

"થયું હવે માંડી વાળ્યું—તું પણ ઓછી નથી ઉતરી જો ?

"હા, હા, એમ કરી મને ફોસલાવો છો હં !" હસી પડી.

"ભૂલ્યો, હવે તો બસ." નમી પડયો.

"કોઇ દીન એમ કરશો ? આપો કોલ ?"

"લે, કોલ થયું ?"

"પણ કરેલ ગુન્હાની શિક્ષા ?"

" વળી શિક્ષા શી ? જોઇએ તો એ લાત મારી લે, બસ ?"

" નહિ, ધોબીએ ધોબી ન થવું, પણ અપકારના બદલામાં ઉ-પકાર કરવો " કૂલટાની બદમાસી દેખો, ધુર્ત્તાની શાબાશી દેખો.

" શું તારી પણ કસુર નથી, કે હું લુચ્ચી ?"

" તમારી ને મારી બન્નેની કસુરની શિક્ષા કરવાનું તમને સોંપુ તો ?"

" ના, ના, તુંજ શિક્ષા કર. તારા પોચા પોચા હાથના માર મને બહુ મીઠા લાગશે."

" વારૂ શું ?"

" એક અધર ચુંબન "

કિશોરે ચુંબન લીધું, ને બન્ને ભેટી પડયાં, કુપાત્રનું કુટુમ્બ જાળ, સુખી સંસાર ને દુઃખી વ્યવહાર, તે આનું નામ કહેવાય.

વાંચનાર ? આ સંસાર પણ પોતાના મનનો સુખી છે. પણ એક રીતે નીર્માલ્ય છતાં બોધ લેવા લાયક છે.

કાકચ કદીએ મીઠી ન થાય, ઝાડ દંડ અડકે જીવ જાય.
ભલો ભલાઇ કરી મન ઠરે, બુરો બુરાઇ મુકે નવ મરે.

" કેમ પ્રિયા ? કહે, હવે શું હતું ?" પોતાના મનમાં ખાટી ગયો, જાણી બોલ્યો.

" શું કહું ? એ રાંડ ગંગા નાહકનો કજીઓ કરી તમને અને મને બેઉને ચીતર્યા," ખાટી ખાવા ચડાવ્યો.

" પણ કજીઓ થવાનું મૂળ કારણ ?

" કારણ ? એમનો કાગલ આવેલો ને વેણી ને હું, બેઉ દુનિ-યાદારીની વાત કરતાં હતાં, તેમ " ચોર હોય તે ચોર દેખે, તેમ સુગાણી, ને કજીઓ કીધો."

"કાગળ શો ?"

"તેના ભાઇનો."

"શું હતું ?"

"એમના ભાઇને એની કાકીએ કાઢી મુકયો છે, એમનો કાકો હાલ ભાવલપુરની ખટપટમાં કયાંક ઉપડી ગયો છે, ને રૂપીયા પાંચ-સોની જરૂર ધરાવે છે."

"શા માટે ?"

"એક નોકરી મેળવવાના ખર્ચ માટે."

"એ પક્કી છે, વિચારે શુ જણાય ? નવલશંકર ભાઇ વિના પાણી પીયે તેવી છે કે ?"

"પણ કદી યુક્તિ કરે, તો ચાલે ખરી, કે ?"

"હું માની શકતી નથી."

"આ વાતની મારી જી બાને ખબર છે ?"

"ના."

"ત્યારે કદી એ રૂપિયા આપવા માટે તેને જાણ પણ થવા દે તેમ છે ?"

"ના."

"તો પછી ખાનગી કામ થાય, તો નવલને પણ જણાવવાની જરૂર ખરી ?"

"એ શી રીતે કળાય ? તેના મનનો શો વિચાર હોય ?"

"તું તપાસ કરી શકે ખરી ? કારણ કે સ્ત્રિઓનું કામ પુરૂષથી ન બની શકે."

"મારી સાથ તો લડી છે. પણ મને લાગે છે, કે તમે તેના પોતાના ભાઇને એના મામાના દીકરાને મળો, અને પછી કંઇ ફસાવવાની તજવીજ કરો, તો સ્હેજ બની શકે."

"બરાબર. ઠીક યાદ આપી."

"પણ કેમ કરશો ?"

"નવલશંકરને તો બરાબર ખાડામાં ઉતરી આવ્યો છું; હવે ફક્ત એનો અમલ કરવા નવલગંગાના દાગીના હાથ કરવા હતા, પણ ત્યાં તો ઇશ્વરેજ અનાયાસે આ યોગ મેળવી આપ્યો. "નેવનાં પાણી મોભે ચડયાં, પ્રિયા ?" કજીઆ બોલી.

નંદલાલ નામનો વકીલ જે હડહડતો વ્યાજખાઉ ને હીચકારો છે, તેની સાથે ભાગ કરી દીધો છે. તેમાં નવલે શરતો કરી છે કે કદી તે પૈસા ન આપે, તો તેની સ્ત્રીના દાગીના લઇ મને સ્વાધીન કરવા."

"શાબાશ, ત્યારે તો ઠીક યોગ છે. બન્ને ફસાશે. થોડા દિવસે ભાગીયાને ખબર થશે, એટલે પૈસા માગશે, નવલ પૈસા વેડફી નાખશે, એટલે દાગીના માગશે. અહીં દાગીના જોતાં ન મળશે, એટલે ભવાડો ! "

"ત્યારે તેના મામાના યદુરાયને મળું, ને તેને સાથે રાખી ગંગાને ફસાવું, કે ગંગાને પણ વિશ્વાસ આવે."

"હા, અત્યુત્તમ—જાઓ" કિશોર ગયો, કજીઆનો રોશ ઉતર્યો. કિશોરે ધારેલી આશા સફળ થઇ. યદુરાયના કાન ભંભેરી ગંગા પાસેથી દાગીના કઢાવી, પોતાની ઉમેદમાં પાર પડયો. આવી રીતે બન્નેની ફજેતીના વાવટા જોવાને તલપી રહ્યો. ગંગાએ વાત વિસારે પાડી. નવલશંકર ગંગાપરના વહેમની વાત આ કામથી વિસરી ગયો. મામાની તબીયત સુધરતાં રજા લઇ કુબેરપુરની દુકાને ચાલી ગયો. ને પરભારો ત્યાં જવાનો પત્ર દેવલપુર માતાપર લખી જણાવ્યો, પણ ભાગીઆ સંબંધી કંઇ હકીકત લખી નહિ. કિશોરલાલે કરી આપેલી ગોઠવણુથી ગંગાએ શાન્તિ માનીને યદુરાએ કિશોરલાલ વિશે

કરેલી વાત ખરી માની, ને પોતાનોજ "કિશોરલાલ હવેથી બેરખાહ થવા માંડયો છે" એવું સર્વના મનને ઉતર્યું, પણ ચળકતી ચામડીના કાળીનાગને કોણ નહિ જાણતું હોય, કે તે વિષ વગરનો હોય! અજાણ જંતુ આ શું સમજે? બગલો ધ્યાન ધરી બેસતાં મચ્છને શું ખબર કે એ બગભક્ત ખાઇ જવાનો છે, તે પાસે ન જવું? યોગે યોગ મળે છે, ત્યારે સર્વાનુકુળ સંબંધ આવીજ જાય છે. "કાગનું બેસવું, ને તાડનું પડવું. સીતાનું હરણ ને દશરથનું મરણ."

**भर्ताचरामो जनकःपिताच, गुरौर्वसिष्ठोसकळार्थसिद्धिः ।**
**सुखं न लभ्येत् तृणमात्र सीता, दैवो बली केवलमिश्वरेच्छा॥**

રામચંદ્ર જેવા પતિ, જનક વૈદેહી જેવા પિતા, વસિષ્ટ જેવા ગુરૂ છતાં એક તૃણ માત્ર પણ સીતાને સુખ ન મળ્યું? દૈવેચ્છા બળવાન છે, તેનાથી શું થઇ શકતું નથી? થઇ શકવું તેમને હાથ છે ખરૂં, પણ નિમિત માત્ર બીજાને આપે છે, જેમ લક્ષ્મીની શંકામાં ભગવાને દાબડીમાં પુરેલી કીડીને જે ચોખાનો દાણો લક્ષ્મીના કપાળમાંથી કુદરતી યોગે પાડી, પૌષણીક અનુભવ બતાવ્યો હતો, તેમાં કર્યું, તો ઇશ્વરે હતું, પણ લક્ષ્મિ નિમિત્ત માત્ર હતાં તેમ કરવું જે. તો ઇશ્વરને, પણ પેલા કાવતરાંબાજ હીચકારાને નિમિત દાખલ પ્રગટ હોળીનું નાળીયેર કરી રાખ્યો હતો. જે નિમિત્ત આવવું છે, તે એક કુદરતી નિયમ છે, "નળ દમયંતીનો વિયોગ કરાવવો હતો, ભાનુમતિને યશ આપવો હતો, ને કલિને નિમિત્ત આવવાનું હતું, તો તો પંચદેવમાં ઉશ્કેરાયો હતો! હરિશ્ચંદ્રને સત્વ, સ્ત્રી પુત્ર સેવકોની પરિક્ષા બતલાવી હતી, વિશ્વામિત્રનો ગર્વ ઉતરાવી વસિષ્ટને તપદાન અપાવવું હતું, તો ઇંદ્રપ્રસ્થમાં નિમિત માત્ર વિશ્વામિત્રને વિવાદ કરવાની જરૂર પડી હતી!" "દાનવોનો ધ્વંસ થવાનો હતો,

દેવતાઓનાં દુઃખ ટાળવાં અને ભક્તોનો ઉદ્ધાર કરવો હતો, તો રામચંદ્રજીને અવતાર લ્હેવો પડયો હતો. દશરથને મરવું હતું, કૈકૈને કલંક ચડવું હતું, રામને વનવાસ જવું હતું, તોજ મંથરાને એવી મતિ થઇ હતી?" "રામાવતાર થવો હતો, શ્રવણનો શ્રાપ ખરો થવા દશરથનું વાંઝીયા મેણું ટળવું હતું, ને એ સમયે યજ્ઞ પ્રસંગમાં શ્રંગીને આવવું હતું, ને શ્રંગીનો તપોભંગ થવો હતો, તોજ પ્રબળ-તપનો ત્યાગ કરી અપ્સરાને નિમિત દેવું પડયું હતું!" રાવણનું કૂળ ક્ષય થવાનું હતું, સિતાજીને સુખ સંપાદન ન થવું હતું, વિભીષણને રાજ્ય આપતાં વાનરોની પરિક્ષા કરવી હતી, તોજ સીતા-હરણનું નિમિત્ત આવ્યું હતું!" દુર્યોધનને ખ્વાર થવું હતું, દ્રોણા-ચાર્યને મતલબ સાધવી હતી, દ્રોપદીને સત્યજીત જાહેર પાંચળી છતાં કરવું હતું, કૌરવોનો નાશ થવાનો હતો, તોજ પાંડવોને નિમિત ચઠી કંકાસ કરવાનો આરોપ આવ્યો હતો!" તેમ નિમિત્તે નિમીત્ત આવ-વાનું હોય, ત્યારેજ સૌના મનમાં ખોટું છતાં ખરૂં મનાય, "અહીં પ્રહલાદનું ભક્ત વાકય, હિરણ્યકસ્યપનો નાશ, અહીં કુમતીનું વચન અને અહિં ધ્રુવનું અવિચળપદ" અહીં નારદનો બોધ, અહીં ધુમ-ત્સેનનો અંધાપો દુર, અહીં સત્યવાનનું જીવનપ્રદ અને અહીં સાવિ-ત્રીનું સત્વ પ્રગટ" અહીં શકુન્તલાનો સખી સંવાદ, અહીં દુષ્યંતનો શિકાર, અહીં શકુન્તલાનો વિયોગ, અહીં મુદ્રિકા ગુમ "અહીં જાલંદરનો નાશ, અહીં રૂક્ષ્મણીનું હરણ, અહીં કૃષ્ણની ઇચ્છા અને અહીં સુભદ્રાનું હરણ" અહીં યમદગ્નિનું ધેનુ અભિવંદન અને અહીં નિર્ક્ષત્રી કરવા પરશુરામનો જન્મ "અહીં ચિત્રસેન ગંધર્વનો નાશ થવાનો અને અહીં ઋષિકર્મમાં બિંદુ પડવાનું" "અહીં કાદમ્બરીનો યોગ અને અહીં ચંદ્રાપીડનો શિકાર, અહીં પૂર્વનું દત્ત અને અહીં

તારાપીડનો બંધદ્વાર" "અહીં મદલેખાનું પ્રિતીપાત્ર, અહીં પૂંડરિકનું આકાશગમન, અહીં મહાશ્વેતાનો વીણા વાદ્ય, અને અહીં સર્વનો જગત મોક્ષ "અહીં વનરાજનો જન્મ, અહીં ભૂવડની ચડાઇ, અહીં જયશિખરીનું મૃત્યુ અને અહીં કાન્તાનો જય; "અહીં ધનીનું હરણ, અહીં મુગલ પાદશાહ મદહીણુ; અહીં કલાજીનું વચન અને અહીં મુગલશાહનો ઠરાવ" "અહીં શાહબુદીનનો નાશ અને અહીં પૃથુરાજને દિગ્અંધ, હિદીનારોજની સુચનાને અકબરનું નિમિત્તનાશ" "અહીં વિક્રમના હાથ પગ કપાવવા ને અહીં શનિની નિંદા કરવી" આમ યોગ યોગ બને છે, ત્યારેજ એક રસ સંયોગ આવી જાય છે.

નિર્ધનતા આવે છે, ત્યારેજ એવી અવળી મતિ સુજતી આવે છે; સર્વ સવળા દાવ અવળા મનાય છે; અને તેજ માણસો, તેજ કૃત્ય, એજ સમયે કરતાં ગેરલાભમાં ઉતરવા સાથે જાનના જોખમથી પણ હેરાન થાય છે.

---

## પ્રકરણ ૮ મું.

---

### નિર્ધનતા.

### દુઃખમાં દિલાસો, વિપત્તિમાં ધિરજ—

નવલ વિશ્વાસઘાતના કારી ઘાથી જખમી થએલો છતાં વ્યાપારની ફેંદમાં આ વાત જણાઇ નહિ; પણ ભાગ્યની અવળી દશાએ **વિનાશકાલે વિપરિત બુદ્ધિ** તેમ થયું. અને આડતીયાના કહેવાથી ચણાની ખરીદ કરી, અને તેનાં રોકડાં નાણાં દેવાં હોવાથી કુંડળપુર ઉપર હુંડી લખી. ત્યાંના આડતીયા મનસુખલાલ હરીવલ્લભદાસે એ હુંડી પાછી ફ્હાડી. કેમકે ચણાનો ભાવ એકાએક ઉતરી ગયો. અને હુંડી

સ્વિકારી નહિ. જવાબ આવતાં જે નાણું મળવાની વકી હતી, તેથી ચણાવાળા પણ અધીરાઇથી ખુટી પડતાં ચણા કુંડળપુર મોકલી શકાયા નહિ; એ લાભ આડતીઆએ લીધો, ને ડબલ રીતે ચીરાયો. તેથી જેમ તેમ કરી ખોટ ખાઇ ચણા પોતાનીજ મારફતે બીજાને વેચી નાખ્યા. પણ આ વાત ગામના વ્યાપારી મંડળમાં ચર્ચાયાથી સૌની અધીરાઇ વધી ગઇ. એવામાં મુંબાઇનો શરાફ સવચંદ ગુલાબચંદની પેઢીએ દિવાળું કાઢયું. જેની શાખાઓ કુબેરપુર તથા બીજા કાઠીયાવાડ પ્રાંતોમાં દીવ દેવળપુરમાં હતી, તેઓએ હાર્યીસો બંધ કરી. તેમાં રૂપીઆ પચીશ હજાર ચીરાયો. એથી તો આખા દેશાવરોમાં હોહાકાર થયો. તેટલા કાળમાં અધિક માસ તે દુકાળ પડયો. તેથી ઉઘરાણીમાં ચીરાયો, તેમાં પોતાનાં લગ્ન કર્યાં હતાં, તેથી તદન લાચારીમાં આવી ગયો હતો, તોપણ પોતે તો મગરૂરીમાં ચલાવતો હતો. અને ભાગીઓ તો મેહેનત બચાવવા તથા બીજો મ્હોટો વ્યાપાર ઉડાવવા ફરેલો માનતો હતો. પણ તે ઠગાયો હતો. નિર્દોષ બિચારો નવલશંકર સોનેરી ટોળીના હાથમાં ફસાઇ પડયો, એ પ્રથમ ન જણાયું. કેટલાક દિવસના અન્તરે લેણદારો ઉઘરાણી પર ઉઘરાણી કરવા માંડયા. નવલ તરત વેળા તો ભાગીઆના જેટલા રૂપીઆ આવ્યા હતા, તેટલા સૌને ચુકાવી દીધા. આટલી અધિરાઇ લોકોમાં આવેલી છતાં તે હજુ સમજતો નથી, તેમ નામું તપાસતો નથી, અથવા ઘર પણ ખાલી થયેલું જોતો નથી, કે આ દોડાદોડ શી છે? પણ "ઉઘરાણી જવાતું નથી, તેથી, નાણાની તાણુ રહે છે. બાકી કંઇ નથી" એમજ સમજીને પોતાનો કારભાર ચલાવ્યો જાય છે. થોડાં ઘણાં નાણાં અપાયાં, તેથી ત્યાંના લેણદારોએ તો અધિરાઇ છોડી, પણ દેશાવર વાળાઓની તાકીદ થવા માંડી. આમ થવાથી ચોપડા તપાસવા મંડયો, પણ સુજકો ના પડયો. જુનો મેહેતો પણ

પેલા કિશોરલાલની શિખામણથી નીકળી ગયો હતો, તેથી મુઝાઇ ગયો. "જુના ને અનુભવી નોકરને જે માણસ કાઢી મુકે છે, તે ખરેખર પાછળ પસ્તાવામાં પડે છે" એમ સ્મરણ થયું. તદબીર પણ તે વખતે એવી થઇ હતી, કે નોકરને નીકળી જવું હતું, પણ એવા સંયોગ લાવી મુક્યા, કે નવલશંકરને જાતેજ રજા આપવાની જરૂર પડી હતી. તેથી એજ પશ્ચાતાપે મેહેતાને સમજાવી લાલચ આપી બોલાવ્યો, નામું તપાસવા માંડયું, તો ખરેખર મ્હોટો ઘોટાળો દેખાડી આપ્યો. આ સંમતિ પણ પેલા કિશોરલાલનીજ હતી. જ્યારે આવી રીતે વગર હથિઆરે ચીરાયલો જણાયો, ત્યારે ગંભીર હાલત થઇ પડી.

"લેણદારો ચડી આવશે તો ? તે છતાં મારા ભાગીયાની સાથે કરેલી સરત મુજબ આ ઘોટાળો જણાશે, ને પ્રથમ તેજ મારાપર જુલમ કરશે તો ? માટે હવે તો રહેલો માર્ગ એ છે, કે જે નવા ભાગીયાના બે હજાર રૂપિયા અગાઉથી લીધા છે, તે આપી દેવો; કહેશું કે ભાગીયાંનું હમારાથી પૂરૂં ન થાય. સારૂં થયું, કે હજી એમનો માણુસ આપણું ખાતું તપાસી ગયો નથી, નહિ તો પૂરી ફજેતી થાત, અને જે હજી પેઢી ટકશે, એમ આશા રહે છે, તે ટકતજ નહિ. માટે તેનેજ પ્રથમ પૈસા આપી દઇ કોઇ તદબીરથી દુર કરવો. પછી લેણદારો માટે જોઇ લઇશું; પણ ભાગીયાનો ચુકાદો ન થશે, તો તે હોહા કરશે, ને ભાગીયો થયો, એમ લોકોમાં જાણ થશે, તો જુના લેણદારો ચડી આવશે. મ્હારો આવો ઘોટાળો જાણશે, ત્યારે તો એ લોકોને ચુકાવા પૈસા પણ નહિ આપે, ત્યારે ફજેત થઇ કરેલી સરત મુજબ મ્હારી નવલપ્રીયાના દાગીના કાઢી આપવા પડે, તે કરતાં ઘરમેળેજ સમજી તેની વગર ખબરેજ પતા-

વવું શું ખોટું ? માટે એ ફરીને ભેટતાં પહેલાં અહીં તો નહિજ, પણ ઘેર દેવળપુર જઇ કંઇ જોગવાઇ કરી, નાણાં આપી, ભાગીયાને જુદો કરી નાખું એકાએક એવો વિચાર ગોઠવી દીધો, નવલશંકરને થોડી ખબર છે, કે એ ઘોટાળો હોવાથીજ તુને ફસાવવામાં કિશોર ફાવ્યો છે, ને તું આ જે વિચાર ધારે છે, તે તારા મનમાં પ્રવેશ થવા અગાઉ તો તારી ફજેતી માટે બીજાના લક્ષમાં ઘણેજ દિવસે ઉતરી ગયું છે ?"

"ઘર ફુટયા વિના ગઢ જીતાય નહિ" એ વાત જૂઠી નથી. મેહેતો છળી ગયો, તેમાં વહીવટની મોહોકણુ બેસી ગઇ. મેહેતાએ આ વૃત્તાંત કિશોરલાલ પર લખી જણાવ્યું. કિશોરે નવલના ભાગીયા પર જણાવ્યું કે "તપાસ કરતાં નવલશંકરનો વહીવટ કાચા સુતરના તાંતણા જેવો છે, તે મને આજે તેના માણસ મારફત ખબર મળી છે. માટે ચેતવું હોય તો ચેતજે, પછી હું જોખમદાર નથી." આ પત્ર તેની પાસે જતાં પેલો લોભી ને લાલચુ વ્યાજખોર સાઇલોક મારવાડી જેવો ભાગીયો ધીરજ પકડે ? એકદમ કુબેરપુર પોતાનાં નાણાં વસુલ કરવા ચડી ગયો, દરમ્યાન તો નવલશંકર પોતાના ખાસ એક માણસને સર્વ સોંપી, ત્યાંના ઓળખીતા કેટલાક કારભારીઓને પોતાપર ફરીયાદી થાય, તો ટાંચ લાવતાં અટકાવી ખબર દેવા, ને વખત લગાડવા, ભલામણ કરી દેવલપુર ઉપડી ચુકયો. તે અગાઉ પત્રથી ખબર આપી. નવો ભાગીયો ત્યાં આવ્યો, તપાસ કર્યો, તો ડામાડોળ જણાયું. નિમકહરામ થયેલ ને પૈસાથી ચળી ગયેલ નવલનો જુનો મેહેતો નવા ભાગીયાને મળ્યો. ભંડોળ જણાવી આપ્યું, તેથી પૈસાથી દબાયલો પણ તેથી સમજુ થયેલો ભાગીયો પોતાનાં નાણાં જલદી કઢાવા બીજા લેણદારોને

ધીરજ દેવા મંડયો. એવી મતલબથી કે બધા ઉસ્કેરાઇ જાય, તો પોતાનાં નાણું જલદી ન મળે, તેથી બીજા લોકો પણ આ ભાગીયાના કહેવાથી ધીરજ ધરી; ભાગીયો પુરી તપાસ કરી, એકાએક ત્યાંથી દેવલપુર જવા ઉપડયો. આગળ નવલશંકર ને પાછળ ભાગીઓ, એમ ચાલ્યા........

વિશ્વાસઘાતથી ચીરાયલો નવલ રાત્રિએ પૂર્ણ ચંદ્રમાના અજવાળામાં ચાલેલો હોવા છતાં પણ ભૂલો પડયો. ભૂલો પડત તો નહિજ; કેમકે માર્ગ વિકટ છતાં હમેશની આવજાવ હતી તેથી પણ વિચાર તરંગમાં દોરાયો, તેમ ઘોડો પણ બીજા માર્ગ પર ગયો, ને સાથે બેભાન બનેલો નવલ પણ ઘસડાયો.

વાંચક ! વિશ્વાસઘાતથી કોની ખ્વારી થઇ નથી ! વિશ્વાસઘાતથી કોણ દુનિયા પાર ઉતરી ગયો નથી ! તેથી કોણ ફંદમાં ફસ્યા નથી ! એટલુંજ નહિ, પણ ઘાયલ, વિષાધીન, અને છેવટે અકાળ મરણનો ભોગ કોણ થયા નથી ! મીસીસ બર્થોએ હેકટરને માર્યો, એ શાથી ! રામે વાળીને સંહાર્યો શાથી ! ઇત્યાદિ સેંકડો ઐતિહાસિક દાખલા જોઇશું, ને તેનું પૃથકરણ કરશું, તો ઉત્તરમાં વિશ્વાસઘાતજ આવશે. વિશ્વાસઘાતમાં બે ભેદ છે. પહેલો તો એ, કે ખાસ વૈર, કે જેનું મૂળ ઉખેડી નાખ્યું હોય, વા કોશીશ કરી હોય, તેથી ચડી આવેલા ઝનુન માટે; અને બીજું પૈસાદીકની લાલચે તેની પાસેથી વસ્તુ ખુંચી લેવા માટે લેવું પડતું વૈર તે માટે. સન્મુખ ન જીતાય તો દલગબાજી, ને વિશ્વાસઘાત થાય. રામે વાળીને માર્યો એ વિશ્વાસઘાત જુદો, એ વિશ્વાસઘાત મોક્ષદાતા કે કરણીનું ફળ; પણ બીજો વિશ્વાસઘાત કે જે આપણા નાયક નાયિકા જે ફાંસામાં ફસ્યા તે.

રાત્રના આઠ વાગ્યા પછી કુબેરપુરથી નવલ એકલો નીકળ્યો માર્ગમાં પાંચ ગાઉની અંદર વિકટ ઝાડી ઝુંડ આવે છે, ત્યાં ચોર લૂટારા કે બારવટીયા સંતાઇ રહી, સર્વ કાંઇ લાભ લહે છે. આ સમયે એક સંસ્થાન માંહે બારવટીયાનો જુલમ ચાલતો હતો. આ વાત નવલ જાણતો હતો, છતાં દિવસે ચાલી જાય તો લેણદારો કદી પકડે, ને વગર ફજેતીએ ફજેતી થાય, તેથી રાત્રિએ નિરૂપાયે નીકળવું પડયું હતું. જો કે માર્ગમાં આવ્યા પછી એ વિચાર આવ્યો હતો ખરો, પણ જોખમ ન હોવાથી નિશ્ચિંત રહ્યો હતો. અને અને પૈસાના સિવાય શરીરનું જોખમ વધારે ભયંકર હતું, તોપણ તેને બચાવવા પોતે એક ઉપાય શોધી રાખ્યો હતો. પોતે જે મ્હોટી દુકાન કુબેરપુરમાં રાખી હતી, તે ગાયકવાડ સરકારના સંસ્થાનમાંહે હતી; અને તે સરકાર તરફથી એમના વડીલોના સારા વખતથી ખાસ ખાનગી સિપાઇ રાખવાને હથિયાર સહિત પાસ આપી હતી. તેથી નિર્ભયપણે ચાલી જતો હતો.

દુર્ભાગી નવલ છેવટે રાત્રિના બાર વાગે ભાગોળ પાસે આવી લાગ્યો. જો કે નીકળતી વખત ધારેલા વિચાર પ્રમાણે તો શહેરના દરવાજા ઉઘાડા હોય, ત્યાંજ પેસી જવાય, તેમ નીકળ્યો હતો; કેમકે કુબેરપુર અને દેવલપુર વચ્ચેનો માર્ગ છ કલાકનો હતો. પણ બહારવટીયાની મોકાણમાં રોકાણ થવાથી આટલો વખત થઇ ગયો; તેથી "દરવાજા બંધ હશે, તો શું કરવું ? બહારવટીયાની બીકથી ઉઘાડશે પણ નહિ." એ ચિન્તામાં પડશો. દરવાજા પાસે આવ્યો, સારા નસીબે બીજે દિવસ અગીઆરશના તહેવારે ભીડભંજન મહાદેવમાં ઘીની પુજા ખુલ્લી મુકવાની હોવાથી દરવાજાની આગલી બારી સિપાઇઓએ ખુલ્લી રાખી હતી. નગરશેઠનું કામ હોવાથી દીવાળીની બોણીની લાલચે દરવાનીથી ના ના પડાઇ ન હતી.

અને બહારવટીયાની બીકમાં પણ લાલચુ નોકરોએ હિમ્મત કરી હતી. આ લાભ નવલને મળ્યો. દરવાજામાં પેસતાં ઘોડા અંદર આવી ન શકે, તેટલી બારી ખુલ્લી મુકવાની હોવાથી દરવાજાની આગલી બારી સિપાઇઓએ ખુલ્લી રાખી હતી. નગરશેઠનું કામ હોવાથી દીવાળીની બોણીની લાલચે દરવાનીથી પણ ના પડાઇ ન હતી. અને બહારવટીયાની બીકમાં પણ લાલચુ નોકરોએ હિમ્મત કરી હતી. આ લાભ નવલને મળ્યો. દરવાજામાં પેસતાં ઘોડો અંદર આવી ન શકે, તેટલી બારી ખુલ્લી હોવાથી બ્હાર ઘોડાને બાંધી અંદર સિપાઇને દરવાજો ઉઘાડવા કહ્યું. સિપાઇ ઓળખીતો હોવાથી ખબર પુછી, દરવાજો ઉઘાડી આપ્યો. નવલ અંદર આવ્યો, કે પાછો બંધ કરીને અંદર પેસી ગયો. નગ્ર સુન્યસાન થયું હતું. ઘરની પાસે ગયો. નગ્ર સુન્યસાન થયું હતું ઘરની પાસે ગયો, તે વેળા પોલીસે ગેટમાં બરાબર બાર વાગાની આલબેલ થઇ હતી. અગાઉ કાગળ મળવાથી ગંગા પણ વાટ જોતી બેઠી હતી. પણ બાર વાગે જતાં નિદ્રાદેવીએ તેને ઘેરી લીધી હતી. નવલશંકરે ઘોડાને નાળવે બાંધી સામાન લઇ ઓટલાપર મુકી સાંકળ ખડખડાવી, પણ કોણ જવા દે ? બિચારો નિરૂપાયે ઉભો રહ્યો.

અઘોર રાત્રે પરાયા ઘરનાં બારણાં ઠોકાય, અને તે સર્વ જાગૃત જનો જાગી જોતાં નિર્ભયજ હોય, એવો પુરૂષ કોણ ? ઘરનો માલિક અને આપણી નાયિકા નવલગંગાનો પતિ નવલશંકર હતો. પણ આવી કવેળાએ ભરનિદ્રાદેવીના ભવ્ય મંદીરની રાસક્રીડામાં નિમગ્ન થએલાં પ્રાણી કોણ નિસ્પૃહ હોય, કે બીજાના સ્વાલમાં સ્વર દઇ ઉત્તર વાળે ? નવલે બારણાં ઠોકયાં, પણ અંદરથી કોઇએ મુખે ઉચ્ચાર ન કર્યો. જરા થંભ્યો, ફરી ખડખડાવ્યાં, "ઊંહું ફક્ત એટલું સંભળાયું. પોતે શાન્તજ રહ્યો. પણ તેવોજ પેલો આવેલો

સ્વર પણ શાન્તજ થયો.

આ સ્વર થયા અગાઉ ગંગાની જે સ્થિતી હતી, તે આ વેળા હોત તો તે નવલને ઉભવું ના પડત ! પોતાનો પ્રાણ થાકેલો છે, મુજાયલો છે, દુઃખી છે, એવું એ નિર્દોષ નાર જાણતી હોત, તો આટલો વખત બિચારા દુખિયારા નવલને રોકાવું ન પડત ! તે વખતે નવલશંકરે પોતાના જખમની વેદના પ્રિયાના ચંદ્રવદનને નિહાળી મધુર શબ્દોથી શાન્તિ પામવા તૈયાર થાત, તો આપણી ગંગા પોતાના પતિની ગેરહાજરીમાં કરેલા કામનો હૃદય તાપ શાન્ત કરવાને તત્પર ન થાત ? અને અત્યારે બન્નેને પરાધીન અવસ્થામાં અન્યોન્ય વિનોદ પોતાનોજ પેટમાં રહેલો મુજાય છે, તે વિમોચન ન કરી શકત ? પણ લાચાર કે બે ઘડીનાં પણ સુખવાસમાં વિસારે પડનાર ડંખનો પણ લાભ આપનાને આપણી નિદ્રા રાક્ષણી અળગી ન રહે...

આ વખતે જેમ નવલશંકર ગંગાના પરાધીન પ્રકોપથી ઉભો થઇ વિમાસી રહ્યો હતો, તેમ થોડા વખત ઉપર ગંગા પણ ભાઇ-સાહેબના પ્રેમી પરિતાપથી પથારીમાં પડી રહી હતી. તે શું કરતી હતી ? રાત્રિના સર્વે વ્યાળુ કર્યાં, અને નવલની વાટ જોતાં વખત બહુ વિતી ગયો, એટલે નવલ પણ જમી અજીઠ અબોટ કહાડી પોતાના શયનગૃહમાં ભરનિદ્રામાં પડેલા મણીકુંવરને લઇને ગઇ, પણ એ વખતે તડપતા મનને તરસાવનારી નિદ્રા શેની આવે ? જ્યાં પ્રેમનું દિગ્બંધન, જ્યાં મનનું અતિ ચિન્તવન, ને જ્યાં પોતાની મનોવૃત્તિનું શાન્તવન નતું ન હોય, ત્યાં વળી ઉંઘ સ્પર્શ કેમ કરી શકે ? આખરે પોતે નીચે કરેલી પથારીમાં ને મણીને પારણામાં સુવાડીને પોતે હાળો કર્યો.

મન મારૂં બહુ બાવરૂં, પળ પળ પલટે ખાસ;
પળમાં પિયુ શું જઇ મળે, પળમાં બાળક પાસ.

છેલ્લો બોલ બોલાયો, અને મણી રડયો, એટલે તરત ઉઠી. અને છેવટ અર્ધ પાસે પડી, એક પયસ્થાન મણીના મુખમાં આપી ફરી વાંચવા બેઠી. છેલ્લો બોલ બોલાયો, અને મણી રડયો, એટલે તરત ઉઠી. અને છેવટ અર્ધપાસે પડી, એક પયસ્થાન મણીના મુખમાં આપી ફરી વાંચવા બેઠી; તેને નળ દમયંતી બદલે સાવિત્રિ ચરિત્રનું પુસ્તક હાથ આવ્યું; અને સત્યવતી સાવિત્રીના નિતીપ્રેમે પોતાના દહીન મનને આનંદ આપ્યો. અને એજ આનંદે અખંડ દીવાની જ્યોતમાં પ્રિયુમુગ્ધ બાળકને પડખામાં રાખી એવીજ અવસ્થામાં નિદ્રાદેવીને આધીન થઇ, અને દીવાએ પણ ગૃહવાસ કર્યો. કહો હવે વાંચનાર? ગંગાનો શો દોષ! રાત્રિના બાર વાગવાની પોલીસ ચોકીમાં બોલબેલ થઇ. પ્હેરેગીરો બદલાયા અને સર્વ જગત શાન્ત થયું. તે છતાં આટલા વિચારમાં તો તે ગુંથાઇ મુંઝાઇ, અને બગાસું કીધું પણ પછી તો થક્તિ થયેલી ગભરાની નિદ્રાએ માર્ગ પકડયો, ત્યારે નવલને પણ ત્યાં ઉભું રહેવાની જરૂર પડી; આખરે દંડમાં થંભી રહેલા નવલની દાઝ નવલગંગાની વેરણી રાક્ષસણીએ ખાધી. ગંગાને નિદ્રાએ છોડી અને નવલશંકરને હૃદય તાપે છોડયો. જેમ શ્રવણ કમંડળમાં જળ ભરતાં વાસણ અને પાણીના મેળાપ થઇ શબ્દ ઉઠયો, અને મૃગ જાણી દશરથે બાણ છોડયું, તેમ જેવો નવલશંકરે મ્હોટેથી અવાજ કર્યો, ને તે છોડતાંજ અવાજ સાંભળ્યો; અને સ્વપ્ન ચિંતવતી ગંગાને એ સ્વર પોતાના પ્રાણનોજ છે, એમજ જ્યારે દશરથની પેઠે નિશ્ચય થયો, ત્યારે ઝડપથી ઉઠી, અને મનોહર નારી પોતાના પુત્રના મોં માહે ટકી રહેલા સ્તનને આસ્તે રહી

કાઢી, પોતાનું જીર્ણ વસ્ત્ર સંભાળી પોતાના પતિને અંધારામાં ન લ્હેતાં દીપક કરી લ્હેવા જવા ચાલી. આ સમયે ખરેખર તે અર્ધ નગ્ન હતી, ને તે દીવાને દુષ્ટ પવન ત્રાસ દેતો હોવાથી એક હાથ જ્યોતની આડે રાખી આગળ લ્હેવા જતી હતી. તો પણ પવનના જોસે દીવાની જ્યોત નવ તરૂણીના તનને લાગતી હતી. છતાં પ્રતિ પ્રેમમાં પણ આવી અવસ્થામાં દીવાને પણ જાણે કામ પ્રગટ થયો નહોય ? તેમ મોહ થયો.

બારણું ઉઘાડયું, અને તરતજ નવલ અંદર આવ્યો. એટલે કમાડ ધીરેથી બંધ કરી ગંગા પણ અંદર પેઠી. નવલે આવી ફક્ત પાઘડી ખીંટીએ ભરાવી પોતાનો એક પગ લટકતો નીચે રાખી, બીજું શરીર પલંગપર ઢાળી માથાને હાથનો ટેકો દઇ બેઠો. એટલે ગંગા નજીક ગઇ, અને પ્રેમ ચક્ષુ ફરકાવ્યાં, પણ ફોકટ ! નવલે પોતાના દુઃખાવેશમાં પોતાની મનહર પ્રિયાને જોતા છતાં મધુર બાળકની મુખ મુદ્રાપર દૃષ્ટિ પડયા છતાં, અને દુઃખાવસરમાં શાન્ત થવાનું સ્થળ જાણ્યા છતાં બીલકુલ મંદ થઇ રહ્યો; ને દરેક વસ્તુનો પ્રેક્ષક છતાં નિપ્રેક્ષક બની એકી ટશે દિગ્મૂઢ બની ગયો, અને ગંગા શું કરે છે, તે ચેષ્ટા જોતો બેઠો.

નવોજ પ્રસંગ કરનાર પ્રમુગ્ધા દાખલ થઇ હોય, તો બોલવાને કંપાય, અગર અજાણ્યા પુરૂષ સાથે નવો સંબંધ કરવો હોય, તો અચકાય, પણ આ વેળા તો ખચિત પુર્ણ યૌવન તરૂણીમાં ખપતી છતાં, એક ગંગાને સંતાન પણ વયું હતું, તો પછી બોલવાને શી અડચણ ? તે છતાં તો સ્ત્રિના ધર્મને અનુસરી આવી નિરાશીમાં ગરક થએલા પતીને તો પુછવાની ગંગાને જરૂરજ હતી. જો કે દ્વેષ આવ્યો હતો, તો વ્હેમના વાદળનો હતો, એમ સમજતી પણ નવલના મનમાં હતું, તે શું જાણે ? તેથી એમ જરૂરજ જોઇ ત્યારે ગંગા ધીમેથી બોલ્યાના રૂપે પાણીનો કળશો-ઓ આગળ ધર્યો,

અને "હમણાં બોલાવશે ?" એ પ્રેમી સ્વર સાંભળવવા સવિનયે સદગુણી સાધ્વી ઉભી, પણ કોણ પાણી પીયે, ને કોણ બોલે ! આરસના પુતળાંની પેઠે બન્ને ખડાં થઇ રહ્યાં. ગંગાને વહેમ આવ્યો જતી વખત કહેલાં કટાક્ષ વચનો યાદ આવ્યાં, પણ તે હર્ષમાં લાવીનેજ પતીને મોઢે ખુલ્લાં કરાવવા, તથા પોતાનાપરથી આળ ખસેડવા સાથે પતિ વગર બંધુ માટે કરેલા અપરાધની માફી માગવા સ્ત્રિકળા, ને તે પણ નિતીથી કરવા બેઠી.

વાંચનાર ! તું શંકા કરીશ નહિ. સ્ત્રિ મહા સંકટમાં દિલાસા પાત્ર છે. મ્હોટા રોગમાં શાન્તિકારક છે. અને મહા ઉદાસીમાં હાસ્ય જનક છે, એ સઘળું ખરૂં; પણ આપણા નવલને જે રોગ છે, તે શત્રુ દ્વેષ છે, ને તે પણ પોતાની દર્દશાથી શાન્તિ થવો મુશ્કેલ થશે, એમ માનવું છે; તેમાં વળી એ રોગને પુરતું ઓસડ તત્કાળ લાગુ ન પડે, તો આબરૂની ટકી રહેલી ધોરી નસ તરત તૂટી જવા સંભવ છે, ત્યારે એ આફતમાં આ વખતે તેને રમણીય ક્રિડા કરવાનું કેમ સુજે ! જ્યાં વડીલના નામ જાળવવાની ચિન્તા, અને જ્યાં પરાયાપર આશા ત્યાં કેમ આવી ટેક ન રાખે ? પોતાનો નેક સાચવવો, એ નિતીમાન આબરૂદાર અને કુલીન માણસને શીર સાટે જડેલું ને તેમાં કદી અડચણ આવે એમ જણાય, તો શું પોતાની અધિકમાં અતી વહાલું પ્રિય કરવા બેસે ? હરિશ્ચંદે બાળક પત્નિ પ્રિય કર્યાં ? કર્ણે પોતાનો દેહ પ્રિય કર્યો ? મોરધ્વજે પોતાના આત્માની કાળજી કરી ? નળે પોતાની પ્રિયા પ્રિય કરી ? બળિએ સર્વ કંઇ પ્રિય કર્યું ? નહિજ. ત્યારે એવા બારીક વખતે નવલશંકર આવા પ્રેમની કાળજી કરે વારૂ ?

ઘણો વખત થયો ત્યારે નવલગંગાજ બોલી.

"પા ણી પીશો ?"—નહિ બોલવાથી કોણ જાણવાનું હતું ?

નહિ બોલવાથી છાતીપર આફતનો આવી પડેલ બોજો કોણ ઉતારવાનું હતું? આમ સમજીનેજ નવલશંકરે ઉત્તર વાળ્યો; "હા, ને મનમાં તો પોતાને અત્યારે મારા માટે રસોઇ કરવી પડે, તેથીજ પાણી આપ્યું હશે, કેમ?"

"નહીં નાથ—પણ"—ગંગા શરમાણી. ને બોલતી અંચકાણી, જરાવાર રહી બોલી. "જમવાનું તૈયાર છે."

"નાહક દુઃખતાને દઝાવ નહિ. જા—પડી રહે. અફસોષ! નવલે નિઃશ્વાસ નાખ્યો.

"હું નથી દઝાવતી. અને એમ લાગે તો ચાલો ગરમ પાણી મૂકી આપું. ન્હાઇ જરાક થાક ગાળો, જમીને પોઢો, હું પગ દાબીશ—ઉઠો નાથ"—કેમ જાણે ન્હાનાં બાળકને ફલાવતી હોય, તેમ ચેષ્ટા કરવા લાગી. "મારે જમવું નથી, માજી ક્યાં છે?"

"પાછળના ખંડમાં માથું ચડવાથી પોઢેલા છે, કહેલું છે કે મને ન ઉઠાડતી. ઘણી વાટ જોઇને જમ્યાં. અને હું પણ પાછળ બહુ વખતે "જમી. અને તમારીજ રાહ જોતી અબોટ કરી અહીં આવી પડી."

"તેજ કહી આપેછે, બાકી શું હશે?"

"તમારે માટે સઘળું કરેલું છે, તે રાખી મુકયું છે. ને તેમ છતાં ન પણ હોય, તોએ મણી તો ખાવા શીખ્યો છે, એટલે તો માગે તે સારૂ ઢાંકેલું તો હોવું જોઇએ ના?"

"બાળક માટે બાકી ઢાંકેલું, તે મને જમાડે છે, નહિ લુચ્ચી! જા નીકળ અહીંથી!" મગજ ચડયો.

"મ્હારા સમ!" કંઠે વળગી પડી.

"મને ન બોલાવ"—દુર કરતાં ન છુટી.

"બીજા કોને બોલાવવા જાઉ, વારૂ?" વધારે દૃઢ ચોંટી. રડી

પડી, " તમે વિના મને કોણ ? આનંદ કરવાનો વખત ધીરજ લેવાનો સમય, ચડેલા ભારને ઉતારવાની તક, તે ટાંકણે આવું થાય તો કેમ ટકાય વારૂ ? હું ક્યાં જઇશ ? તમારા વગર મારૂં કોણ સાંભળશે ?" ડુસકાં ભરવા લાગી ! દયા આવી. આગલો વ્હેમ તો કાયમજ હતો, તે છતાં ગંગા પાસેથી એક મતલબ સાધવાની એ હતી, કે કંઇથી પૈસા મળે. તો તેના દાગીના લેણદારોને દેવા હતા. એથી આગલી વાત જાણે વિસરી ગયો હોય, તેમ નવલ ડોળ બતાવવા લાગ્યો. પુરૂષ ચરિત્ર કરવા લાગ્યો."

" ગાંડી, ગાંડી, હું તો તારી મશ્કરી કરતો હતો, હાય ! હાય !" નવલ હસ્યો, અને ગભરાયલીને ઠંડી પાડી.

"ત્યારે તો મશ્કરીમાં પણ એમ કરવું ન હતું ? હું ન માચી ! ! ઓછાપો ન આવે ?"

" તો પ્રવાસીને પણ એકાએક બેહેકાવવું ન હતું ?"

" મ્હારી ભૂલ થઇ.

" તો મ્હારી પણ ભૂલ થઇ.

" ત્યારે તેની શિક્ષા ?

" તમારા પ્રેમનું મારા ગાલપર ચુંબન.

"......થા ખુશી "—ચુંબન કર્યું, હર્ષિત કરી, પોતે ખુશી થયો અને હૃદયભાર ઓછો કર્યો. ગુસ્સો નરમ પડયો. વગડાનો વા ઉતરી ગયો. રસમય બન્યો.

સમાનવયી ભણેલી ને તે સાથે સંસારી સુખ સમજનારી સ્ત્રિથી, પુરૂષપર ગમે તેવી આફત આવે, તોપણ થોડો સમય તો તેને વિસારી દેવામાં આવે છે. એક કુદરતીજ રસરંગ તેનામાં ઇશ્વરે યોજ્યો છે, એ નિઃસંશય છે; પછી પાછળ ગમે તેમ બને !

" વારૂ, ત્યારે જમી લ્હેશો ?

"ઇચ્છા નથી.

"જરા નાસ્તો ?

"શું છે ?

"પ્રાણુલાલભાઇને ત્યાંથી ભાણુ આવેલું છે.

"વધારે સારૂં, લાવ ? ઢાંકેલું સત્રારે આપી દેજે. રાત્રી બહુ ગઈ છે. અત્યારે હો હા નહિ જોઇએ " મળના અન્નનો તિરસ્કાર ન કરવાના હેતુએ ઉચિત વ્હેમને માટે વાત સ્વિકારી.

"પણ ભોજન જમ્યાથી થાક ઉતરી જાત, અને શાન્તિ થાત.

"ના કંઇ નહિ, એજ લાવ ?"

"જેમ મરજી."

ગંગા લ્હેવા ગઇ. નવલશંકરે વસ્ત્ર ઉતાર્યા. અને સુવાનું પંચીઉં બદલી બેઠો. ગંગાએ બરફી પેડા વગેર આવેલું આગળ ધર્યું. મનભાવતું નહિ છતાં જરા ખાધું. ઉપર પાણી પીધું. અને નિરાંત કરી પલંગપર સૂતો. સારે નસીબે મણી પણ ઘોંટાઇ ગયો હતો, એટલે ગંગા કામથી પરવારી નવલના પાય તળાંસવા માંડી. તેની સાથે માર્ગમાં બનેલી હકીકત અને પોતાને આવવાની પડેલી વિપદ વાર્તા કહેવા માંડયો. અંતે થાકથી નિદ્રાધીન થવા માંડયો. એકાન્ત વખત છે. જરા શાન્તિમાં છે. તો તેમણે કરેલા ગુસ્સાનો ખુલાસો મેળવવા, ને મ્હારી વાત પ્રકટ કરવા લાવની કહું ? એમ વિચારી ગંગા પોતે કરેલા અપરાધની ક્ષમા યાચવા તેમની પ્રકૃતી જોઇ ઢંઢોળતી ડરતી બોલી—જાગો છો કે ? જવાબ ન વળ્યો. આંખ મળી ગયેલી જોઇ બોલતી બંધ રહી; પણ નિદ્રાના મુખમાં પડી. નવલે ઉંઘમાંજ કહ્યું. "કાં તું નથી સુતી ? મને હવે સુવાદે, ને તું પણ સુઈ જા. રાત્રી બહુ ગઇ છે." શાન્તિનો જવાબ મળ્યો, એટલે ધીરજ આવી; અને મ્હારા ભાઇને દાગીના માટે કરેલી મદદની વાત

આવતી કાલે હવે કહીશ, ગુસ્સો નથી. એમ મનવાળી ગંગા પણ ત્યાંજ પગ દબાવતી લટી ગઇ, સુતાં. રાત્રિ વીતી. ને એમ કરતાં પ્રભાત પણ થવા આવ્યું. નવલને તો સ્વપ્નમાં એક મિત્રને ત્યાંથી મદદ મેળવવાના વિચારો આવ્યા.

પ્રભાત થયું, સર્વે ઉઠયાં. નવલને ચિન્તા હતી, તેથી પણ વ્હેલો ઉઠી, ગરમ પાણીની દરકાર ન રાખી, ઠંડે જળથી ન્હાઇ તૈયાર થયો. અને બાંધેલી આશા પૂર્ણ કરવા તેના મિત્ર અમૃતલાલને ત્યા ગયો. થોડીવારે સવિતાગવરી ઉઠયાં. અને નવલશંકરને આવવાની વાત જાણી. પણ એટલામાં તો નવલશંકર બહાર નીકળી ગયો હતો, તેથી પોતાને મલ્યા વગર જવા માટે ગુસ્સો ચડયો. એક તો ગંગા માટે ક્રોધ હતો. ને નવલે પણ આવી ઉદ્ધતાઇ કરેલી જોવાથી બહુ ગુસ્સે બનીને ગંગાને મોં ચડાવી હકીકત પુછી. તે જાણતાં તો વધારે ક્રોધાતુર થઇ, અને એ ક્રોધે અંતે એજ નવલનું સત્યાનાશ કાઢયું. નવલને માતાની તબીયત ખરાબ હોવાનું કારણ હતું. પણ સવિતાને વહુની પાસે કરેલી વાતની ચીડનું કારણ હતું. તેથી અગ્નિમાં ઘી પડયું. દીકરો વહુવાલો થયેલો લાગ્યો. સવિતાને થોડી ખબર છે, કે નવલને વાત ન કહેવાનું કારણ છે. ને જે કારણ માતાને ખેદ ઉપજે તેવું છે.

નવલશંકર જે મિત્રને ત્યાં જતો હતો તેનું નામ અમૃતલાલ હતું. તે તેનો મિત્ર થવા સાથે કંઇ નિકટનો સંબંધ ધરાવનાર સગો હતો, અને નવલની સારી સ્થિતિ માંહેથી હાલ કહેવાતો સારો પૈસાદાર બન્યો હતો. તે તેને આગલા વખતથી હજી સુધી ખટાવ્યા કરતો હતો. તેથી નવલને પોતાનો ગણી વખતે વખત જોઇના પૈસાની મદદ આપ્યા કરતો. અને આ વખતે તો નવલ માટે જે વિચાર બાંધ્યો હતો, તે ઉલટોજ હતો; ને તે નવલશંકરના નશીબની નિષ્ફ-

જાતાના દોષનું કારણ હતું.

સવારના આઠ વાગતાં ટપાલના આવેલા પત્રોમાં શોખીન વાંચકોમા ખપનાર અમૃતલાલ પર " કાઠીયાવાડ ટાઇમ્સ " નામનું ગુજરાતી વર્તમાન પત્ર આવ્યું. તે વાંચતાં કુબેરપુરની ખબરોમાં નવલના કોઇ દુશ્મન વેપારીએ લખેલો નીચેનો ફકરો વાંચવામાં આવ્યો.

" **એક વેપારી પેઢીની ભય ભરેલી હાલત** " ગાયકવાડ મહાલના કુબેરપુર ગામની જાણીતી શરાફની વેપારી પેઢીમાં કેટલીએક ગડબડ માલમ પડવાથી નવા ભાગીઆએ તકરાર ઉઠાવી છે, અને દેશ પ્રદેશના વ્યાપારી આડતીયાઓને માલમ પડવાથી મોટી અધીરાઇ પકડાઇ ગઈ છે: એમ લોકોમાં અફવા ચાલે છે. અને એમ પણ કહેવાય છે, કે કેટલાક લોકો પોતાના લેણા માટે ઘટતાં પગલાં ભરવા માંડયાં છે. " આ વાંચતાં અમૃતલાલ બહુ શકમંદ થયો. ઘણા દિવસથી નવલશંકરનો મેળાપ ન થયો હતો, તેથી અંદરની ખબર ન હતી. એટલે આ કારણ તેને યોગ્ય લાગ્યું. અને વળી તેને પુષ્ટી આપવા બીજો કુબેરપુરનો પોતાના મિત્ર તરફથી આવેલો પત્ર હાથમાં આવ્યો, ફોડી વાંચતાં તેમાં પણ એજ અનુસરતી બીના નીકળી. જાતે પોતે સ્વાર્થિ ને લોભી હતો, તથા ઉચરતી ગરીબાઇ-માંથી પૈસા મળ્યા હોવાથી જીવ સાટે તે પૈસાને ગણતો તેથી નવ-લને આપેલા પૈસા સિવાય હવે એક પાઇ ન આપવાનો દ્રઢ નિશ્ચય કર્યો.

" આવી આફતમાં મારો આશ્રય લેવા નક્કી આવશે. " એમ ધારી પોતે નવલની ખબર કઢાવતો. અને જ્યાં સુધી તેનો સન્મુખ મેળાપ ન થાય તેમ રહેતો. એટલુંજ નહિ પણ પોતાના સિપાઇને એટલે સુધી કહી મુકયું હતું કે " તે દરવાજા પાસે આવતાં રોકી

બહાર ગયલાનું બહાનું બતલાવવું. પૈસા પેદા કરવામાં પરસેવો ઉતરે છે!" એમ સ્વાર્થ સોચ્યો, પણ એ પૈસો ક્યાંથી પેદા કરેલો છે ? તેનું પ્રતિસ્મરણ બીલકુલ ન થયું.

નવલશંકરને આ સિવાય બી ન પૈસાદાર સગા હતા, પણ તે લોકોની લાચારી ન કરવાના તામસી સ્વભાવે અને પોતાની સ્થિતી જણાવા ન દેવાના કારણે કોઇ પાસે મળવા કે લડેવા જતો નહિ; જો કે જાય, તો આ વખતે આપે નહિ, તેવાં પણ હતાં; તો પણ એ વિચાર ગ્રહણ ન કરવા પોતાની અટકી ટેવે એ ખ્યાલ આવ્યો નહીં; ને અમૃતલાલ મિત્રને ત્યાં જવું ઉચિત ધાર્યું હતું, પણ ગરીબના નસીબ ગરીબજ.

ગીતિ—દુર્ઘટ સમય ભવિષ્યે, પાસા અવળા સદા પડે સર્વે;
ધારે કંઇ થાયે કંઇ, દુસ્મન તેથી લડે અતિ ગર્વે.

જેની પાસે કામ હતું, જેની ઘણી જરૂર હતી, જેના આશ્રયથી આજ બજારમાં ભાગેલી પેઢી ટકાવવી હતી, જેની મદદથી પોતાની ટકી રહેલી આબરૂ રોખવી હતી, ને જેની મિત્રતાથી નાતમાં મિત્રપદ જાહેર કરી બચ્ચાંઓને બટકું રોટલી ખવડાવવા સાથે આગલનો બદલો વળેલો દેખાડી આપવો હતો, તે માણુસ તો તેને મિત્ર-ધર્મમાં આપેલાં વચન પ્રમાણે મધ્ય દરીએ નાખી, ડુબાડી દેવા નિશ્ચય કર્યો હતો. અને અંતે ખરો પડયો હતો.

નવલશંકર દરવાજા પાસે ગયો, અને સિપાઇને પુછ્યું. "અમૃતલાલભાઇ હય ?"

"સાહેબ સરકીટમેં કલકે ગયે હય!" શીખવેલા સિપાઇએ ઉત્તર વાળ્યો. ઇભરામના મોઢામ.થી આ શબ્દ નીકળ્યો, ને પોતે નિરાશાના ઉંડા ખાડામાં ઉતર્યો. વિચાર વમળમાં ગુંથાયો, કાન્તિ મરી ગઇ, આખરે રૂધિરનો નિઃશ્વાસ પેટમાં ઉતારી ઉભો થઇ રહ્યો.

હજી જો કે અમૃતલાલના દેખાવ છતાં, ને તે મળવા છતાં પોતાની ઉમેદ પાર પાડવી, તો ઇશ્વરાધીન કે તેમની મરજીપર હતી. તથાપિ મનની આશા બીન પ્રયુત્તરેજ નાબુદ થઇ, એટલે " એ હોત તો મારી આબરૂ રહેત ' એમજ ઉમેદમાં પોતે આશામય રહ્યો, આશા ફળવાની બાંધી, પણ તે તુરતજ નિષ્ફળ નીવડી અને મિત્રતાની બેવફાઇનો દર્શનીક પુરાવો રજુ થયો. નવલ હજી તો મનના વિચાર તરંગમાં ગુચવાતે ત્યાંજ ઉભો છે, એટલામાં દૈવ-યોગે કુદરતીજ અમૃતલાલને ઇભરામનો ખપ પડયો, ને ઘરના ઓ-ટલા પર આવી ડેલાના બારણા આગળથી ઇભરામને બોલાવવાનો સાદ માર્યો, પણ અર્ધ સાદમાંજ નવલને જોયો. અને અંદર પેસી ગયો. નવલ ચમકયો, ને આકસ્મિક બોલી ઉઠયો.

" યે કોન ? અમૃતલાલભાઇ " ? આંગળી ઉચી કરી ભવાં ચડાવી, પોતે પગ ઉચો કરી અંદર પેસતાં કહ્યું.

" નહિ નહિ, ઔર......સીપાઇ અટકયો.

" યે હય ? મએને સાદસેં પએછાના, આંખસે દેખા ?—

" હોગા, મગર, તુમકોં ઓ મીલ સકેગા નાહિ.

" સબબ ?

" કુચ્છ જાણુનેકા જરૂર નહિ હય ?

" મગર કારણ તો હોગા—

" આપકી મરજી !

" મેરે વાસ્તે અયસા હુકમ હય ?

" નાહિ; મગર......બોલી ન શકયો. માથું ખંજવાળ્યું.

" કુચ્છ ફીકર નહિ, જરા કહેગા, તો અયસાન હોગા ! "

" કહેનેસૈ ફાયદા કયા ? આપ ખુદસે પએછાન લેના ચાહીયે.

" ઇબ્રામ ?—અંદરથી સાદ આવ્યો, ' સલામ આલેકમ ' કરી ચાલ્યો.

ઇબ્રામને જરા ચાલતાં વિચાર થયો, અને પાછો આવી દરવાજો નવલ બહાર ઉભેલો છતાં બંધ કીધો. નવલ શરમાયો. નીચું જોયું. મનડું રડયું, અને પોતે બેહોશ જેવો થતો છતો ટટાર ઉભો. મનને વાર્યું, પણ મૌન રહ્યું. અને આગળ ચાલ્યો. મિત્રની પરિક્ષામાં છેતરાયો લાગ્યો. જગત પૈસાનુંજ સ્વાર્થિ જણાયું.

અવિશ્વાસના રંગથી વજ્રલેપ બની પશ્ચાતાપ કરતાં ઘર તરફનો માર્ગ પકડયો—

આશાથી નિષ્ફળ થએલો નવલ બહુજ શોક સાગરમાં પડયો છે. એટલામાં " કાળમાં અધિક માસ. " તેમ લેણદાર ભાગીયો પેલા નીચ કાવતરાબાજ ખુનીને લઇ પવન જેમ દરીઆમાં ડોલતી સ્ટીમર ડુબાવવાજ ફુંકવા માંડે, તેમ જોસમાં અંદર આવી ચડયો. " વેરી આદરભાવ સાર " એ રીતે ઉતાવળા આવેલા દુશ્મનોને નવલશંકરે સત્કાર સાથ ઠંડા પાડયા. ને બે દીવસ થોભવા કહ્યું. વકીલને ખુનીએ ભંભેર્યો હતો, તેથી ઉછળતો બોલ્યો.

" પોળીઆ લીધા છે. સમજ્યા ? અમોલા અમોલા કાઢી નાખો, નહિ તો ફજેત થશો. લોકોને ફસાવવાના આવા ધંધા કરો છો કે ? હજી તો ફોજદારી થશે ! " સુકો દમ લીલો બનાવી લગાવ્યો.

" જેમ તમે સારા લાગો તેમ કરો. પણ બે દીવસની મુદત આપો.

" હવે ! ખાંડ ખાઓ ખાંડ શેઠ ? મુદત કેવી ને વાત કેવી ? હજુ કંઇ બીજી પિછોડી ઓઢાડવી છે કે શું ? અહીં તહીં છુપાતા ને રખડતા ફરો છો, તે શું અમે જોતા નથી, કે જાણતા નથી ? જો મુદત માગે છે ! લખી આપેલુ છે તે પુરે પાર કરો. ને તેમ પણ ન કરશો, તો આ ભાઇ કેવા જામીન છે ? "

" હું ક્યાં ના કહું છું. પણ એ એવો એંટી છે, કે નહિ હશે, તો છાતીમાં દાગીના ઠોકી દેશે !" પોતાના મનની માનીતી ઉમેદ પાર પાડવા તેમનો ઉપરનો ભાઇ કિશોર પણ અંદરનો કસાઇ થઇ બોલ્યો.

ભાઇ જેવો ભાઇ નહિ; ભાઇ જેવો કસાઇ નહિ.

"હું આપવા બંધાયેલો છું, અને તે પણ જામીનગીરી સાથે; એ કબુલ કરવા છતાં મને બે દીવસની મુદ્દત મળશે, તો મારા દાગીના મને વેચવા નહિ પડે."

" પૈસા હશે તો દાગીના ક્યાં થ ા નથી, તમો તો ગાંડા છો. મારી દો મોં પર, કે જામીનનો પણ છુટકારો થઇ જાય " મનને સંતોષ દેવા, ને ગંગાને ફસાતી જોવા બકયો.

"મેં ઈંદુલાલને રૂપીઆ લેવા માટે એકાએક મોકલ્યો છે. ત્યારે રૂપીઆ આપતાં દાગીના પર તળાપ મારવાની જરૂર શું ? પાડા પાડી સાથે કામ, કે દુધ ઘી સાથે !"

" જો મારી ગેરહાજરીમાં દાગીના મુકી, કે વેચીને રૂપીઆ વસુલ કરેલા માલમ પડશે, તો ઠગાઈ ને વિશ્વાસઘાતના આરોપી લખતના કરાર મુજબ થશો, એ વાત ધ્યાનમાં રાખવાની છે."

" હા. કેમકે એ દાગીના હમારી સંમતિ વિના બીજાને ત્યાં મુકાય નહિ, એવી મ્હારી જામીનગીરી છે." કેમ જાણે ગંગાના દાગીનાનો હમણાંજ કબ્જેદાર થાય. પણ જાણતો નથી, કે પોતે અંદર હાથ નાખ્યો છે, તે પ્રથમ અપરાધી તો પોતે છે. કારણ નવલની રજા લીધી નથી. તેથી તે વાત પ્રગટ જાણે તો નવલશંકર તે ખુની માટે કેવો મત બાંધે ? પણ સીતાનું હરણ કરતી વખતે રાવણે ક્યાં મૃત્યુ ધાર્યું હતું ?

"ઠીક છે, ત્યારે કહોની કે દાગીનાજ લેવા છે.

"ના, હમણાંજ રૂપિઆ આપો તો કંઇ લેવા નથી. નહિ તો હમારા કહેવા પહેલાં તમારૂંજ કાંડું કબુલ કરશે."

"શેઠ? પૈસા કર્જ ઘરમાં બાંધે ા પડયા નથી, ને તેમ હોત તો તમને ભાગાગો કરવાની પણ જરૂર પડત નહિ. સમજ્યા? માટે કોર્ટની લાજ પર ન અવાય. સરકાર પણ બે દીવસની મુદત માટે ના નથી કહી શકતા."

"મ્હારે મ્હારી સગવડ કરવા જવું છે, જો સાંજ સુધીમાં નહિ આપો, તો ઘટનાં પગલાં ભરવામાં આવશે; એટલુંજ નહિ પણ નાહક ફજેતી સાથે ખરચના ખાડામાં ઉતરવું પડશે, તે જુદું, હાઃ"

"પણ હોહા કરવામાં માલ છે?

"જો એમ કરવું હોત તો, કુબેરપુરના વ્યાપારી ક્યારેના અહીંઆ ટાંચ લાવ્યા હત, પણ હુંજ વારી આવેલો છું."

"તે તમારી લાયકી છે, ને એ લાયકી મુજબ તમારે શોભવું જોઇએ."

"હા, શોભીશ, ને તે પણ આ ભાઇના કહેવાથી, તે પણ ફકત સાંજ સુધી."

"બે દિવસ"—પગે લાગતો હોય, તેમ આફત કાળે લાચારી કરવા મંડયો.

"વારૂ, ત્યારે કાલે સવારમાં ચુકતે કરજો સમજ્યા?"

"વારૂ, ત્યારે ગોઠવણ કરીશ—અણછુટકે પણ કહેવું પડયું.

"ઠીક છે, ચાલો—

"હરકત નહિ. સાંજે નહિ રૂપીઆ દે, તો દાગીના દેશે"—ખુનીયે વચમાં ટચકું મૂક્યું. ને બન્ને ચાલી ગયા—

નવલ વિચારમાં પડયો, ગંગાને બોલાવી. પોતાને ધારવા કરતાં ઉલટું થયું. ઇંદુલાલને મોકલ્યો હતો, તે નિષ્ફળ નીવડયો. કેમકે આ વાયદામાં ખપ આવે એમ લાગ્યો નહિ. અને દાગીના મુકીને પણ સાંજે આપવા વિચાર કર્યો, ગંગા ઘરકામમાં ગુંથાઇ હતી, તેને મળવા પોતાના દીવાનખાનાના પલંગ પર જઇ બેઠો. ગંગાને માટે શકમંદ થયેલો છતાં ગરજને ખાતર નિઃશંક દેખાવનો બન્યો, નિર્દોષ પત્નિને કહેલાં કડવાં વચનોની માફ માગવા ઇચ્છા કરી; અને નિર્ધનતાના પ્રભાવે દઢ મનના પુરૂષને ઇચ્છા રહીત કાર્ય કરવાનો વખત આવ્યો. સારા નસીબે ગંગાએ પોતાના ભાઇને મદદ કરવા રૂપીઆ લેવા મુકેલા દાગીનાની નવલશંકરને કે સવિતાગવરીને ખબર ન પડી, અને ઠીક થયું, કે આ વખતે ઘર કામમાં ગુંથાયેલી ગંગા તથા દર્શન કરવા ગએલાં ગવરી સાસુને, ભાગીયાને લખી આપેલા દાગીનાના કરારની જાણુ ન થઈ; નહિ તો અદેખી આંખે સવિતા પણ પ્રથમ તો ચટી રહેલો ઉભરો ખાળી નાખવા બેધડક નવલના દાગીના માટે નવલશંકરને ઉધડો લઈ લહેત, ને ગંગાનું કાટલું કરત તે તો જુદું—પણ ઇશ્વર કરે છે, તે ઠીકજ કરે છે.

સવિતાગવરી આ ગડબડથી બહુ વિચારમાં પડી, પોતાને કંઇ વાત ન જણાવાથી નવલપર ગુસ્સે થઇ, પણ એ શું જાણે, કે નહિ કહેવામાં નાહક દુઃખી ન થવાનો લાભ રહેલો છે! દુર્ભાગી નવલના કમનસીબે તેના મનમાં પણ ક્રોધ ઉત્પન્ન થયો, ને મુગી મુગી સર્વે ચેટક જોવા લાગી, ગંગાપર ચીડાવા લાગી.

## પ્રકરણ ૮ મું.

### મિત્ર તો એજ.

**पत्न्यु पानक्ति पत्निर्ही सर्वस्य मित्रं**
**मित्रत्वाय यद्वैपत्नी यज्ञस्य करोतिमिथुनं**
**तद्यो पत्निया ए वैष यज्ञस्यन्वारंभोऽनवछित्यै**

"कृष्ण यजुर्वेदसंहिता"

"પત્નિ પતિ ઉપર પ્રિતી ધરે છે, સર્વજનોમાં પત્નિ એજ મિત્ર છે. મિત્રત્વ કરવાને માટેજ પત્નિ પરણે છે. પતિ અને પત્નિથી એક પ્રભુની ભક્તિનું આખું ફળ ગ્રહણ કરી શકાય છે. દમ્પતી વીના આરાધનનાં કામ થઇ શકાતાં નથી, અને બન્ને હોય તો જ તે કામ સફળ થયેલું ગણાય છે."

નવલશંકરને ચારે તરફની પીડા આવી પડવા સાથે સઘળે ઠેકાણેથી અપમાન પામો હડધુત થયો, એથી તેનો જીવ કંકાળી ગયો. અને હવે માતાને કહેતાં ઉલટાં વ્યાધી રોગમાં છે, તેથી અધિક થશે, એમ જાણી કંઇ બોલ્યો નહિ, ને ગંગાને કહેવું ઉત્તમ ધાર્યું; પણ એમ માતાની દાઝ ખાવાથી પોતાને માથેજ આફત આવી પડવાની છે, અને એવીજ રીતે મેનાવતીના સમજાવવાથી ગોપીચંદને યોગ ધારણ કરવો પડયો હતો, તેમ થવાનું છે, એ નવલશંકર કયાં જાણે છે? નવલ બહુ વિચારને અંતે એટલું મનથી બોલ્યો, કે કોઇ રીતે નવલને સમજાવી ભોળવી, ફોસલાવી દાગીના કહડાવું. તેમ કર્યા વિના છુટકો જ નથી. આ વખતે તો આપણે પુરૂષ ચરિત્ર કરવું જોઇએ. નવલ ના નહિ કહે! એમ કરવાથી તેની



જો, બળ્યું, આ તો ભણેલાંના ભવાડા જ તો!

મનોવૃત્તિ જણાશે, અને આગળ આવેલા પત્ર માટે વ્હેમનું નિરાકર્ણ થશે. એમ સમજી ગંગાને આવતી જોઇ મન સાથેજ પોતાના દુઃખની વાત કરતો હોય, તેમ દેખાયો. પ્રિયાને સુખ સંતોષ આપવાના ઉત્સાહમાં હું તેને દગલબાજી કરૂં છું; એટલુંજ નહિ પણ એ ઉત્સાહ તો હું અત્યારે ભંગ કરવા ડગલું ભરૂં છું. કેવો ખેદ ! કેવો દુર્ઘટ દેખાવ !"

"નહિ નાથ ! જ્યાં સુધી દાસી હાજર છે, ત્યાં સુધી આપને કોઇની જરૂર પડવાની નથી." એકદમ શુદ્ધ અંતઃકર્ણની પ્રમદા પતિનાં વાક્ય સાંભળી બોલી, સામે આવી ઉભી રહી; ને નવલ ચમકી પલંગપરજ બેઠો થઇ ગયો–નિસાસો નાખી નીચું જોઇ રહ્યો.

"કંઇ નહિ નાથ, કઇજ નહિ. દુઃખમાં હું ભાગ ન લઊં, તો શું એકલા સુખમાંજ ભાગ લેવાને હું તમારી સાથે પરણી છું ?" નિર્દોષ મનની નારી ખરા સદ્ગુણોથી સાબીતા કરવા બોલી.

"પ્રિયા ? તે તો ખરૂં; પણ મ્હારાથી હરિશ્ચંદ્ર પેઠે સ્ત્રીને વેચી શકાશે નહિ."

"સ્ત્રી, ચાકર, ને બાળકને તો અંકુશ જોઇએજ ! એક આંખમાં હસાવવાં જોઇએ, અને બીજી આંખમાં રડાવવાં જોઇએ. સ્ત્રી ગુલામ તરીકે વેચવી તો નહિ, પણ સુખદુઃખમાં સરખી તો ગણવી."

"એ ખરૂં છે, તોપણ નજીવા દોષો મનપર લાવી જંગલી લોકો બિચારી અબળાને તજી દઇ જન્મભરની દુઃખણી કરે છે, ને તેમ કરવાથી એના પશ્ચાતાપે ધણીનું કઇ પણ ભલું થતું નથી. હું પણ જે પીડીત થાઉં છું, તે ફક્ત તારા પર નાખેલી બેઠના શ્રાપને લીધે છે"

"નહિ નાથ, હું આપની દાસીજ છું. હવે કહેશો, કે આપ ગયા હતા, ત્યાં શું થયું ? અહીં તો માતાએ નાહક કોપ કર્યો છે.

" તેને તો એવી ટેવ છે. દુઃખતા પર ડામ દેવાની તેની પ્રકૃતી છે. સ્વભાવનું ઓસડ નથી. પણ તે પુછવા કરતાં જાણવાની પણ જરૂર ન ધારવી. " મતલબના મહાદેવજી બની નવલે માતાનો તિરસ્કાર કર્યો, સ્વાર્થ સાધ્ય કરવામાં જુઠાણું કરતાં ન ડર્યો.

" શા સારૂ નહિ ? "

" તું જાણીને શું કરશે ! "—નવલનો વિચાંર લેવા માટે અંદરની હકીકત લેવા માંડી.

" મ્હારાથી બનતી મહેનત કરીશ. "

" ત્હારાથી શું થશે ? "

" મ્હારાથી શું :થશે ? અરે ઘણુંએ થશે ! હું એક રીતે ભુલતી ન હોઉં, તો ખરૂં હોવું જોઇએ, કે તમારા મગજમાં ઠસેલા વિચાર મુજબ સ્ત્રિજાતિ એ કામ કરવા તદ્દન ના હિમ્મતદાર છે. પણ તે જાણવું ભૂલ ભરેલું છે. દાખલા તરીકે આપને વાંચેલું યાદ હોવું જોઇએ, કે સાવિત્રી, બહુલા, દમયંતી, તારામતી, દ્રૌપદી, સીતા, વગેરેએ પોતાના ધણીને દુઃખમાંથી બચાવા કેવા ઉપાયો લીધા છે ? કદી તમારા મનમાં બીજી પણ શંકા થશે, કે આજની સ્ત્રિઓ તેવી હોતી નથી, તો તેનો દર્શનીક પુરાવો દેખાડવાજ મ્હારે તમારો લ્હેવાતો બોજ માથે માથે ઉપાડવો. જો મને ખુલાસો કરશો, અને મારાથી બનશે, તો મારા ધણીના માથાપરથી દુઃખના ડુંગર તોડી પાડવાને પૃથ્વીના આ છેડા પરથી બીજા છેડા સુધી જઇશ, અને તેમ કરતાં કદી મારા પ્રાણનો પણ ભોગ આપવો પડશે, તો મ્હોટી ખુશીથી આપીશ.

" શાબાશ, વ્હાલી શાબાશ ! સ્ત્રિઓનો તો એજ ધર્મ છે. કદી કામ ન થતું હોય, તોપણ આટલી મદદ તારા તરફથી બસ છે.

" ના, ના, એમ કરવાથી તમારૂં દુઃખ ટળવાતું નથી ! માથે

દુઃખના મેઘ ગગડે છે, ને તમને નિશ્ચિંતપણે શાબાશ કરવું કેમ સુજે છે ?

" તારી મધુરી વાણી અને ધીરજનાં વચનથી સર્વે આફત વીસરાઇ જાય છે; પણ જો બોલાવે છે, તો હવે ફકત છેવટ આત્મઘાત કરવો બાકી છે. " સ્વચ્છ દીલની સ્ત્રીને ગભરાવા દમ દીધો; પ્રેમમાં અચળ રહેલી પાતિવ્રત તારૂણી પર ખરી અસર થઇ.

" એટલી શી જરૂર પડી છે ? શું પૈસા નહિ હોય, તેથી માણસ મરી જતાં હશે ? એમ જો દુનિયાં માનત, તો ગરીબી ને તવંગરી ચાલતજ નહિ સમજ્યા ?

" ત્યારે તું કહેતી હતી, કે હું મદદ કરીશ, તે તું શું રસ્તો બતાવે છે, બોલ ?

"તમારા ખુલાસાપર મારો આધાર છે, તે જાણતાં છતાં ગુપ્ત રાખી શું પુછો છો ?

" લ્હે, તો જાણ, કે મને બેહજાર રૂપીઆની જરૂર છે. અને એ જરૂર આ વખતે કામ ન આવશે, તો આ મોં—

" મોં ન દેખાડશો એમ ? જ્યારે મ્હારા વ્હાલાને મોં ન દેખાડવું, એવુંજ થાય છે, તો તમારા આપેલા મેં ડોકમાં ઘાલેલા સોનાના ચકચકીત દોરા અને હાથમાં નાખેલી સોનાની બંગડીઓ શું ખપમાં આવવાની છે ? મારા પતિના સૌભાગ્ય દાખલ ફકત એક ભલી ને સાદી ચુડી અને મોતીની સેર રહેશે, એજ મને ઉત્તમ થઇ પડશે. એ દાગીના જલદી વેચી નાખો, ને લેણદારને નાણાં આપો. જ્યારે આપણી આબરૂ જવા બેઠી, તો પછી એ પીળીયાને ડોકમાં રાખી લજવાયા જેવું શા માટે કરવું ? " નવલ પેહેરેલા દાગીના કાઢવા માંડી. તેને મુકેલા દાગીનાની બહુ ઘાસ્તી હતી, તોપણ પોતાના વરને હાલ તરત હિમ્મત દેવા બોલી.

"એટલામાં કંઇ પુરૂં થશે? પળીનું તૂટયું પાવળે સંધાવાનું હતું?

"બીજું શું કરૂં? મારાથી બનતી મદદ કરૂં. મ્હારી પાસે દાગીના છે, તે આપું. મ્હારે હવે પેહેરીને શું કરવું? મ્હારે તો તમારે સુખે સુખ, અને તમારે દુઃખે દુઃખ! આ જીવન અને આ પ્રાણ જો તમારાપર કુરબાન છે, તો આ દાગીનાની શી વિસાત છે? વખત આવશે, તો તેથી વધારે દાગીના થશે! ને હવે મ્હારે પહેરવા છે પણ ક્યાં? કાલે સવારે ઈંદુલાલની વહુ આવશે, પછી વહુવારૂ માણસ ઘરમાં છતાં મ્હારાથી ગાંડા શોખ થવાના હતા? ક્હાડેલ આ દોરો, બીજા દાગીના લઇ આવું.

"એમ કહેતાં મને શરમ આવે છે; લોક શું કહેસે, કે અંતે સ્રીના દાગીના પણ વેચ્યા, એ કરતાં દશ ટકા વ્યાજ દેવું સારૂં.

"પણ દેવું તો વધારવું ખરૂં કેની? નાચવા જવું ને ઘુંમટો શેનો તાણવો? ને કદી દાગીના વેચ્યા તે પોતાની બૈરીના છે, એમ જાણ્યું, તોપણ શું ખોટ ગઇ? કેટલાક લોકો ખપ વખતે રાખેલી રાંડના પણ દાગીના વેચી ખાઇ જાય છે, ને પાછળ ભવાડા થાય છે, એમ કરતાં તો આ સારૂં છે?"

"પણ નાગરી નાતમાં પછી રહેવાશે?"

"ત્યારે રોકડ નાણું કયાંથી લાવું? કહો તો પ્રભાકુંવરને ત્યાં જાઉં?"—ગંગાને યાદ આવ્યું.

"નાહક વળી આબરૂ ગુમાવા ત્યાં શા માટે જાય છે? આજ આપણું કોઇ નથી. અમૃતલાલે દગો કર્યો તો?

"આ એમ નહિ કરશે. મને ખાત્રી છે."

"જેમ મરજી!—ગંગાને જવા દેવા નવલે ઇચ્છા કરી, ને રજા આપી. પણ શકમંદ થયો. કેમકે પ્રભાકુંવરની ચાલચલણ માટે શક હતો. ને એ અસર ગંગાપર થતાં અગાઉના પત્રે વધારી આપી હતી. તોપણ ગરજનો માર્યો સર્વ ઉત્તમ કહેવા લાગ્યો; ને મનમાં

મુંઝાવા લાગ્યો. ગંગા ખુશી સાથે ગઇ; પણ જતાં વિચાર કર્યો, કે કદી સખી ના પાડશે તો ? મારા દાગીના સાથે લઇ જાઉં, ને તે રાખીને લાવું. પછી બંને દાગીનાની વાત પતિને કરીશ. પ્રભાકુંવરને ત્યાં મારા દાગીના છે, તે ઘરમાંજ છે. કદી બે દીવસ અડવું રહેવું પડશે, તો ફિકર નહિ. પણ મ્હારા ધણીને દુઃખ થાય તો મ્હોટામાં મ્હોટી વ્યાધી છે, એમ વિચારી બાકી રહેલા દાગીના સાથે લઇ ચાકરડીની છોકરી પાસે મણીને તેડાવી પોતાની નવલ સખી પાસે આજે પતિને ખાતરે મદદ લેવા ગઇ.

વાંચનાર ? સ્ત્રિ હોય, તો એવીજ હજો, કે—આવા બારીક વખતમાં સાહ્યક થઇ પડે.

पतिप्रिय हिते युक्ता स्वाचारासंयतेन्द्रिया ।
इह कीर्तिमवाप्नोति, प्रेत्यचानुपमं सुखं ॥
सन्तुष्टो भार्य्ययाभर्त्ता, भर्त्ता भार्य्यातथैवच ।
यस्मिन्नेव कुले नित्यं, कल्याणं तत्र वै ध्रुवम् ॥

" सुभाषितरत्नभाण्डाऽगारम् "

બ્હેનો ? જો ખરૂં પતિવ્રતપણું ધરવું હોય, ખરી દઢતા રાખવી હોય, ને ખરૂં સતીપદ પામવું હોય તો; અને ખરા દેશની, કુટુમ્બની ને પતિની પ્રીતિ સંપાદન કરવી હોય, તો આ નવલગંગાના સર્વ સદ્‌લક્ષણ ગ્રહણ કરજો. પણ સાહસીકતા કરી ખોટા વેહેમમાં ભમાઇ જઇ ધણીથી વિમુખ ન થશો. મનમાં ઉલ્લાસ ધરતી, પતિના કાર્યમાં હિમ્મત થતી, અને જાણે ઇશ્વર સાહ્યજ થવાનો હોય, તેમ સહર્ષે પોતાનો ખુલાસો જાહેર કરવાને પતિની પીડાત આપદા ટાળવાને ગંગા, સખીની સાહ્યતા લેવા ચાલી. અને અંતે સફળ થઇ.

---

# પ્રકરણ ૯ મું.

## સહિયર તો એજ.

### માલિની વૃત્ત.

સખિ સદ્દગુણ ભરી તે, કાર્યમાં કામ આવે,
મન અવગુણ તજતી, ઊર ઊલ્લાસ લાવે;

દેવળપુર મહાલની રેવન્યુ અદાલતના અધિકારીની પત્નિ છતાં, નાગરી નાતના થોડે પૈસે અને ન્હાને હોદ્દે મોટું ડોળ બતાવનાર નાગરાણી છતાં, કુળવાન માબાપની દીકરી હોવાથી, અને નવલગંગાના પિયરની પ્રિયસખી હોવાથી, તથા બાળકપણમાં એકજ સંસાથે એકજ શિક્ષણ અને એકજ પ્રેમ ખરો કરેલો હોવાથી, પ્રભાકુંવર અને ગંગા એ બન્ને વચ્ચે એટલો સ્નેહ થઇ ગયો હતો, કે તેમના પ્રેમનો વિયોગ એક ઘડી વર્ષ તુલ્ય થતો. અને એક દીવસ ન ભેટાતાં યુગ સમાન જતું. એટલી પ્રિતી છતાં ગંગા કોઇ દિવસ બને ત્યાં સુધી લાચારી કરવા ન જતી. અને આ નવલ સખી પ્રભાકુંવરે પણ નાગરી સ્ત્રિના મગરૂરી મુજબ ગંગા ગરીબાઇમાં ખપી છતાં તેમના પરની અતુલ્ય પ્રિતી અણુમાત્ર પણ ઓછી કરી ન હતી; તે ઠંડા મિજાજની, મલતાવડી, ને પ્રિતીપાત્ર સખી હતી, એટલુંજ નહિ પણ તેનામાં સહીયરપણાના સર્વ સદ્દગુણ ભરેલા સાથે અગણીત ગુણ-દોષને પીછાણવાવાળી હતી. જો કે તે રૂવાબદાર મરોડદાર ને ભપકાદાર હોવાથી સામા જોનારની આંખ અંજાવી નાખવા સાથે ઘણી-પર પ્રેમનું પુરતું ચલણ ચલાવતી, પણ આ ગંગા સાથે સાદી, નરમાશવાળી ને ઘણી વિનયવંત રહેતી હતી. પ્રભાકુંવર બીજાની પેઠે સંતાનથી કે કળા કૌશલ્યથી બેનશીબ છતાં દ્વેષી ન હતી. તે

નવલ–ગંગા.



નાથ ? આપને ખોટું લાગે, એવું કંઈ કર્યું નથી.

ભાગ ૧. પૃ. ૧૧૩

Manoranjan Press Bombay.

બીજી સ્ત્રિની પેઠે નિર્ધનતામાં ખપાયલી સ્ત્રિને હલકામાં ખપાવી ઓછા આદરમાનમાં રાખવાને મોજ સમજતી નહિ. આ ગુણ તેણે લીધેલી કેળવણીના, ને ખરૂં કહીએ, તો ગંગાના સહવાસના હતા. જેમ નારદમુનીના તપ પ્રભાવે ( વાલ્મીકઋષિ ) વાલીયાભીલને શુદ્ધ-મતિ થઈ હતી. તેમ કોણ જાણે ગંગાના પતિવ્રત તપોબળથીજ કુદરતી રીતે પ્રભાના હૃદયમાં ઉત્તમ ગુણે વાસ કર્યો જણાતો હતો.

પ્રભાકુંવરનું ચલણ ઘરમાં સવાવીશ આના હતું, ને તેથી નવલે પણ પતિ પાસેથી લીધેલી પ્રતિજ્ઞાને ખરી નીવડવી માનતી હતી. સાસુ, સસરો, જેઠ, દીયર કે નણંદ કોઇનો અંકુર ન હોવાથી પોતે ઘરમાં સ્વતંત્ર હતી. જાતે જરા દેખાવડી ને ચ્હેરે નમુન હોવાથી પ્રાણુલાલ તેના પર ફીદા ફીદા થઇ ગયા હતા, અને તેથી પ્રભા-કુંવરના મોઢામાંથી પડતો બોલ ઉંચકી લેવાને તે બહુ હર્ષ ને વડાઇ માનતા હતા. એનું મુખ્ય કારણ પ્રેમપાસ બંધનનું હતું. અને પ્રભા પણ એવું સ્વતંત્ર ચલણ ફક્ત તેમના ઘરમાંજ તે પતિના લાડ વખતેજ ચલાવતી. બાકી બ્હારના લોકોમાં તો પોતે લીધેલી કેળ-વણીના ભૂષણને ઓજ આપવા પતિને એવી મર્યાદા રાખી વર્તતી, કે, સામા માણસને સ્વપ્ને પણ સ્વતંત્ર વળણનું ચલણ થાય નહિ.

ચોમાસાના દિવસ હતા, તેથી ખળાં ભરવા ગામડાઓમાં જવું, કે બીજી દેખરેખ કરવી પડતી નહિ. પ્રભાશંકર દેવડીમાંથી વખત બે વખત ઘેર આવી પવિત્ર પ્રભાકુંવરના પ્રેમની મોજ લ્હેતા. અને શુક્રવારે કોર્ટ બંધ હોવાથી આજે તો પોતે બપોરના વખતે બપો-રીયા કરી ઉઠી ચાહ પાણી પી પાનપટી ચાવતા હીંડોળાપર હીંચ લેતા, પ્રભાકુંવરના મનહર મુખડાને નિહાળતા, તેમના મુખની મૃદુલ વાણીમાં મોહ પામતા બેઠા હતા, તેવામાં ગંગા દાખલ થઇ. અને મણીને પોતે લઇ, ચાકર છોકરીને ઘેર જવા રજા આપી. અને પોતે

આવેલી છે, એ વિષે માણસ પાસે ખબર કરાવી: તેવીજ પ્રભા-કુંવર પોતાના દીવાનખાનામાંથી નીકળી નીચે બેસવાના ખંડમાં સખી નવલ પાસે આવી. ઘણે દિવસે ને તે વળી શુક્રવારને દીવસ આવી ચડી, તેથી નક્કી વ્હેમ આવ્યો: ને ઘણું કરી સાસુ સાથેની કંઇ અંદેશાભરેલી વાત વિષે લાગ્યો: પણ તે વાત ગંગા કહેવા આવે નહિ, એમ શંકાનું નિવાર્ણ થતાં બીજી શંકાનું સ્મરણ થયું. નવલશંકર બહારગામથી આવેલા છે, ને તેનાપર આફત છે, એમ પોતાના પતિના મુખથી સાંભળ્યું હતું, તેનું સ્મરણ થયું. અને ગંગાની વાત જાણવા આતુર બની, અને આવી. ગંગાને આદર સત્કારથી બોલાવી. મણીને ચુંબન કર્યું. અને બન્ને બેઠી. પ્રભાકુંવર મોં મલકાવી પ્રેમમાંજ બોલી.

"બ્હેન? બહુ દિવસે ફુરસદ મળી! કેમ બેટા મણી? તું પણ રીસાયો કે શું? હેં લુચ્ચા!" લાડ લડાવતી ગાલપર આંગળી મારીને મણીને હસાવ્યો, ને તેડવાનું કર્યું.

"જા, બા, માસી પાસે જા." નવલે આપતાં કહ્યું.

"મ્હારા મણીને તો તેડવા હું આવતી કાલે માણસ મોક-લનારજ હતી."

"હમારે બા માણસ શા માટે જોઇએ? વગર તેડે આવીએ છીએ ને?" બેદીત થઇ,

"હા, બેન હા, નવલશંકરનાં બાનુ તે વળી એમ આવે કે?" મોં મલકાવ્યું.

"હમે શાં માનીતાં? ને માનીતાં હોઇએ તો પણ"—અટકી.

"તો પણ શું? તારો બોલ નવલે ક્યારે ઉથાપ્યો, વારૂ ગંગા? તે દોષ દઇ અટકે છે?"

"હું દોષની વાત નથી કરતી. પણ વાવમાં ન હોય તો હવાડામાં ક્યાંથી આવે?"

"હા" કંઈ યાદ આવ્યું હોય, તેમ ડોળ કરતી બોલી. "મ્હેં સાંભળ્યું છે, તે વાત ખરી ગંગા? હું જાણું છું કે તું માને તેવી તો નથી, તો પણ હવે તો મ્હારે પુછ્યા વગર રહેવાતું નથી."

"જેમ તને પુછ્યા વગર રહેવાતુ નથી, તેમ મ્હને હવે કહ્યા વગર પણ ચાલવાનું નથી. પણ બળ્યું, શું કહૂં? પ્રભા મને બહુ શરમ લાગે છે." નીચું જોયું.

"શરમાવાનું શુ છે? હું પરભારી છું? નક્કી જાણ કે મ્હારે મોઢેથી વાત જવાની નથી. તું તો ઘેલી છે, કે અંતર રાખે છે. તારે બીજું કોણ છે? આ ઘર તારૂંજ છે, ને હું પણ ત્હારી પોતાનીજ છું."

"ને તેથીજ હું આવી છું, બ્હેન? અગાઉ હું શરમને ખાતર તારીં પાસે વાત કરવા પ્રચંડ સાસુને રોષે અચકાતી, તો પણ આ વખતે તો તને કહેવાને, અને તે સાથે તને તસ્દી આપવા આવી છું."

"તસ્દી? ને વળી તારે માટે? હોયજ નહિ, બોલની બ્હેન? શું આજ ખુશી કરે છે?"—કેમ જાણે ગંગાના સ્નેહનો આજેજ બદલો બદલો વાળવાનો એકાએક સમય આવ્યો હોય?" તેમ જાણી હર્ષિત થઇ બોલી.

"તું લાયકીવાળી એટલે તો તું ગમે તેવી તસ્દીની વાત સાંભળીને પણ ખુશી થશે. પણ મને તો તે કહેતાં ઘણું દુઃખ આપવા જેવું થાય છે." ગંગા શરમાતી બોલી.

"પણ મને જાણવું તો જોઇએ? એવું તે શું છે ગંગા?"

"બીજું તો શું બ્હેન! આજ કાલ હમારો દિવસ"—અટકી

"હું જાણું છું, એ વાતની મ્હને ખબર પડી છે. અને તે

માટે હું તને પુછવા મોકલનાર હતી. પણ કહેની એ શું ગડબડ છે? એ હમણાં એજ વાત કરતા હતા. ને તે પણ તારા માટે સારો વિચાર બાંધી બેઠેલા હતા."

"હા. બહુ અગત્યનો વખત આવ્યો છે. ને તે ફક્ત તને કહેવાનેજ જીભ ચાલે છે"

"ખુશીથી કહે. હું બનતી તજવીજ કરી દઇશ."

"ઘણે વખતે પોતાનો ભેદ એ ખુલ્લો કરવા પામ્યા છે, ને તે સાંભળી મને બહુ ખેદ થાય છે. અરે એણે તો એટલી હદ સુધી વાત કરી, કે જો ધારેલા કામમાં વિજય ન પામે તો છેવટ આત્મ—રડી પડી.

"આત્મઘાત કરવો? ગાંડી તું તેને સમજાવી શકી નહિ?"

"બીજું સમજાવીને શું કહું? એમને જોઇતી ચીજ દાગીના સિવાય મારી પાસે શું છે? હેની ખુલ્લું કહું? તારી પાસે શું અજાણ્યું રાખું! સુયાણી પાસે પેટ શાનું છાનું રાખવું મારૂં પલ્લું સુદ્ધાં ખપી ગયું છે."

"ત્યારે તારા બોલવા ઉપરથી અને અગાઉના સાંભળવાપરથી તેમને રૂપીયાની ભીડ આવી છે. તો બેશક. તે ટાળવા હું ખુશીની સાથે મારા પતિને સમજાવીશ. આ માટે હમે અગ.ઉથીજ વિચાર ગોઠવ્યો હતો. એ વાત તારો મર્મ જાણ્યા અગાઉ મેં તેમને કહેલું પણ છે."

"હા, બ્હેન. તારોજ મને આશરો છે. તેથીજ હું દુખણી છતાં મારૂ મન સુખી બન્યું છે. આવો ઉપકાર હું કમતરીન સખી ક્યારે વાળીશ?"—રડતી બોલી.

"રડ નહિ, તું મુંજાઇશ નહિ. તને કેટલાક રૂપિયા જોઇશે?"

"રકમ ઘણી મ્હોટી છે. અને તે કહેતાં પણ શરમ આવે છે, તો પણ કહ્યા વિના ચાલતું નથી. રૂપીયા બે હજારની ખરી આફત છે.

"ઠીક છે હું એમને કાને વાત નાખુ ?"

"પણ તે નાખવા પ્હેલાં મ્હારી વિનતી સ્વીકારવી પડશે" ઓશીયાળી થતી ગંગા બોલી. બંડલ છોડવા લાગી.

"શું છે ?"—પ્રભા સમજી ગઇ હોય તેમ મોં મલકાવી સ્મિત બોલી—

"હું દાગીના લાવીછું, તે રાખ. અને મને"—દાગીના આપવા માંડયા.

"બસ, બહુ થયું. ગંગા તું ગાડી થઇ છે કે શું ?" એમ કહી ચાલવા માંડી.

"મારા સમ—

"ત્યારે, જા, બીજાને ત્યાં આપી લઇ આવ."

"બીજાને ત્યાં જાઊં, તો અહીં કાં આવું ? આ વાત કહેવી પડી, તો તને આ દાગીના બતાવું, તો પણ તારા જેવી ભરોસાદાર સખીને ! નહિતો નાગરી નાત તું જાણતી નથી ?"

"તો મુગીમુગી જોયા કર, નથી જોઇતા તારા દાગીના, કે નથી જોઇતું વ્યાજ. પાડા પાડીનું કામ કે દુધદહીંનું કામ" હું આપું ને લઇજા."

સહિયરપણાની ખરી હિમાયત કરનાર દિલશુદ પ્રભાને શું ખબર કે અગાઉ ખૂની કિશોરલાલ મારફત પોતાને ત્યાં ગીરવી મુકાયલા દાગીના ગંગાના છે ? ને જો ગંગાના છે, એમ એ કુલીન સખી જાણે. તો આ વખતે કેવા ઠપકા દે ? ને સખી તરીકેનો દાખલો બેસાડવા કેવી શરમમાં નાખે ?"

"પણ અહીંયાં રાખીશ તો અડચણ છે ?"

"એક લાખ ને અઠાવીશ હજાર વખત."

"હું એમ કહેવા નથી માગતી, કે ઘરેણા ઉપર તું આપેછે? પણ એ રાખવાથી હમને ચોંપ થશે."

"એ તારી કહેવાની ફરજ અને લાયકી છે. પણ મને તાકીદથી જોઇએ, ત્યારે કેની? સગવડે આપજે, બસ."

"લાચાર છું"—ધીમેથી શરમાતી બોલી "ગરીબની ઓથે આવે છે, તેની સાથે પરમેશ્વર આવે છે" એમ મન સાથે બોલી આશિષનો ઘુંટડો ઉતાર્યો.

"બસકર. જરા બેસ—હું ઉપર જઈ આવું—" ઉપર ગઈ, ને ગંગાને, પ્રભાના આભારની લાગણીની ખરીઅસર મનપર ઠસતાં પોતાના મન સાથે ત્યાંજ બોલાવા લાગી.

"લોકો કહે છે, કે સખીઓ આવી દીલગુર્દ અને ભલા ખવાસની હોતી નથી. એ મારાથી કેમ કહેવાય? આવું સંકટ, આવી ઇજત જવાની વેળા, અને આવો બારીક વખત છતાં, બીલકુલ કોઇ જાતની દરકાર ન કરતાં વગર બ્યાજે, ને વગર આધારે આવી રકમ કાઢી આપે છે, આ થોડો ઉપકાર? આ સખીપણાની થોડી હિમાયત? આ પ્રિતીનો ઓછો નમુનો? આ પ્રેમની થોડી પરિસીમા? અરે દૈવ, મ્હને એવો કયારે વખત આવશે, કે હું તેનો બદલો વાળી શકું? સખી પ્રભા? હું તને કયારે ઉપયોગી થઇ પડીશ? તું જો હોત નહિ, તો મારૂં સૌભાગ્ય કેમ રહેત? તું મદદગાર થઇ ન હોત તો પતિ આત્મઘાત કર્યા વીના રહેત નહિ. ત્યારે હવે કદી મને બચાવનાર, ઉગારનાર, સૌભાગ્યને અને જીવનને વધારનાર, ને ટકાવનાર જો કોઇ છે, તો ફક્ત તુંજ છે. ને આ દેહ ટકવા પામ્યો છે, તે ફક્ત તારી ભલમનસાઇ ને ભલા ખવાસની લાગણીજ છે, એમ કહું તો શું ખોટું?"

"પિયર તરફનો આધાર છે, તો તું છે; મારે મોટી બેન નથી, અને જો ગણું તો તું ને તારી લાગણી છે. ને મ્હારે માતા નથી, તે બદલે ગણું તો તારી પ્રિતીજ છે. તો હવે એથી વધારે બીજું કોને ગણું? સખીઓ મળજો, તો આવી મળજો; સખી હોજો, તો આવીજ હોજો. પ્રીત કરજો, તો આવી કરજો; કે આવા વખતમાં અગણીત સહાયકારક થઇ પડે; મારા પર કરેલા ઉપકારનો બદલો વાળી આપવા થોડામાં થોડી જો શરીરની ચામડી ઉતારી આપું, તો પણ ઓછી કહેવાય, એમ કહું તો શું ખોટું?—અરેરે પ્રભા! મેં નહિ ધારેલી એવી મદદ તું આપે છે. અને એ મદદ માગવાને પણ આજે ફકત મારા પ્રાણ પતીના ભલા સારૂજ આવી છુ. કદી મ્હારી રાખેલી ટેક જોકે આ વખતે બેશરમ થઇ મેં છોડી છે, તો પણ મારા કાન્ત, મ્હારા વ્હાલાને એવી ટેક તો શું, પણ પ્રાણ સુદ્ધાં જો એમના ખપમાં આવતો હોય, તો મારાથી આપવાને કેમ ના કહી શકાય, વારૂ? ઓ સખી! સખી! હું કોણ? અત્યારે મારે કોની ઓથ? ફકત તારીજ. સખી! ફકત તારી!"......

પ્રભા, પતીને સમજાવી, આપવા ધારેલી મદદને પુષ્ટિ આપી, ગંગાને પૈસા લેવા આવવાની ખબર કહી. અંતે તેમની પાસે પોતાના શરાફ ઉપર ચીઠી લખાવી આવતાં ગંગાને બકતી જોઇને છેલ્લા બે બોલ સાંભળી તેને અત્યંત દયા છુટી; અને હસી વળગી પડી.

"ગંગા? એ વળી શું બકે છે? મ્હને બોલાવે છે?"

"હા બ્હેન? તનેજ યાદ કરૂં છુ." ગંગા શરમાઇ ગઇ.

"ત્યારે તારી ઉમેદ બર આવી. ને આ ચીઠી લાવી, લ્હે."

ચીઠી આપી, ગંગાએ, જોઇ વાંચી. આંખમાં હર્ષનાં પાણી આવ્યાં.

"કાં વારૂ ગંગા! કંઇ વધારે જરૂર છે? બોલની, અચકાય છે કાં!—

"ના બ્હેન. આટલી મદદ લાખો રૂપિઆ જેટલી થઇ પડી છે."

"બાપુ રડ નહિ !"

"શું બોલું? બોલવામાં ફક્ત એટલુંજ કે હું અત્યારે નિર્ગુણી નારી બીલકુલ અવેજ વાળી શકવાની નથી."

"તેથી શું થયું? ગાંડીરે ગાંડી? મને બદલો જોઇતો નથી તો!"

"એ તો તારી લાયકી છે, બ્હેન? પરન્તુ-"

"વારૂ કંઇ નહિ. નવલશંકરને મોકલી પૈસા મંગાવી કામ ઉકેલી દે!"

"ત્યારે હું રજા લઉં તો? તું એમ તો નહિ કહેશે કેની, કે "ગરજ સરી એટલે વૈદ વેરી." ગંગા હસી પડી. અને અંદર ઉપકારનો ઉભરો બતાવી હાસ્ય વદન જણાવ્યું.

"ના, જા, નવલશંકર વાટ જોઇ રહ્યા હશે?" પ્રભાએ મશ્કરી કરી. ગંગાને હસાવી શોક વિસરાવ્યો.

"હા એમજ છે, અત્યારે પોતે મોટી ચિન્તામાં ભરાયલા છે."

"તો તેને જઇ શાન્તિ આપ, તારી કાન્તિથી શાન્તિ થશે. ને આ ચીઠીથી ભ્રાન્તિ જશે-જા, પણ મણીને તો મુકતી જા."

"નાં. નાં, માં—" કાલુ કાલું બોલી ગંગાને મણી વળગી ગયો.

પ્રભાએ ખાવાનું આપ્યું. મણી ખુશી થતો ગયો. બન્ને સખીઓ ભેટી જૂદાં પડયાં. પ્રભાને આજે મ્હોટો લાભ થયો હોય, તેમ હરખાતી સખીને મદદ કરીને હર્ષમાં મદમાતી પતિ પાસે ગઈ, અને ગંગા પણ પોતાની નવલ સખીના અનુપમ પ્રેમનો દાખલો બેસાડવા, આ મદદ લઇ પતિને હરખાવવા, ત્વરિત પોતાના ઘર તરફ આવી: પણ તે પ્હેલાં તો અહીંઆં સત્યાનાશ થયું હતું.

નિર્દોષ ગંગાને થોડી ખબર છે, કે જે હર્ષ, ઘડી પ્હેલાં પોતાના હૃદયમાં પતિની હિમાયત કરવામાં સફળ થતાં માયો સમાયો જતો

નથી, તે હવે એક ઘડી પછી હળાહળ ઝેરના જેવો પતિની આંખમાં પ્રવેશ થવાનો છે.

ગરીબ બિચારી ગંગા ! આ સંકટમાં પતિને સહાય થવા છતાં પ્રભૂ કેવો હશે કે નિતીમાનને ગેરઇનસાફ આપવા ન અચકાયો, ને અંતે ગંગાનો વેરી થયો ! ગંગા તો નિર્દોષ, ને હીંદુ સંસારનો એક ટકીયાનાડી અજ્ઞાની પણ ટેકી ને નેકી, ભોળી ને વિશ્વાસુ નારીયોનો અમુલ્ય નમુનો છે.

એ નમુનાનું રત્ન નિર્દોષ બિચારી અબળા એક ખરેખરી ભોળી ભૂલની આફતનું પાત્ર થઇ પડી.

## પ્રકરણ ૧૧ મું.

### ભોળી ભૂલ.

"ચાકર માણસો ભોળાં અને નીચ સ્વભાવનાં હોય છે. તેને પૈસાદીકની લાલચ આપી હોય, અગર તેને ફુલાવી છાપરે ચડાવી દીધાં હોય, તો ભેદભરેલી છુપી વાત કહેવા, કે ધારેલું કામ પાર પાડી આપવા ચુકતાં નથી."

"સાંજનો વાયદો કરેલો છે, અને પાસે તો નવલના દાગીના સરખા પણ નથી, તેથી કેવો ભવાડો થાય છે: એ વાટ જોતો પેલો કાવતરાંબાજ ખુની, આવેલા ભાંગીયાને પોતાના દોષ કંઇ બ્હાને ઢાંકી, નવલના લેણા માટે ઉશ્કેરી નાટક જોવા તલપી રહ્યો છે. અને ક્યારે સાંજ પડે, ને આ ભવાડો ખુલ્લો થાય: તેજ ચિન્તવન કરી રહ્યો છે. તે સાથે એ શી તજવીજ કરે છે, એ પણ જોવાને પુંઠ પકડી બેઠો છે. એટલામાં એમને કાને નવલ બહાર જાય છે, એમ અવાજ આવ્યો. ક્યાં જાય છે ? શંકા થઇ, તે પ્રભાને ત્યાં દાગીના

માટે જતી હશે. પણ પ્રાણુલાલ ઘેર નથી, એટલે ઠીક લાગ છે ? એમ સમજી નિરાંત વાળી; તોપણ પેલી ગંગાની સાથે જતી નાદાન છોડી, જો ફરી આવે, તો તેને પુછવું. તે માટે બારણું રોકી પોતાની પત્નિ કજીઆને બેસવા હુકમ કર્યો. ક્રોધાતુર કજીઆએ તેને ઉત્તેજન દઈ, તેની ખબર કાઢવાનું માથે લઇ ત્યાંજ બેઠી. દરમ્યાન થોડાજ અરસામાં છોકરી ત્યાં આવી, એટલે કજીઆએ બોલાવી. અને જેમ વિક્રાળ વાઘ ગરીબ બકરાંને દબાવે, તેમ રોફમાં પૂછવા માંડયું. ને નાદાન બાળાએ કહેવા માંડયું.

"બપોર વખતે ક્યાં રવડે છે, છોકરી ?

"મારી બાઇ હાથે ગઇતી કાકી."

"હેં ? કોણુ મ્હારાં સાસુ ?"

"ના રે ? ગંગાબાઇ."

"ત્યારે તો કંઇ હીર, સુતર કે ઉન લેવા ગયાં હશે ?"

"બીજુંજ કામ હતું."

"હેં ! ત્યારે તારા માટે કંઇ કામ હશે ?"

"ના કાકી, મ્હારૂં હું કામ હોય ? ઇતો ઇવણુને કામે ગ્યાસ."

"ક્યાં, વળી ?"

"એ તો——"

"કંઈ છુપે કામે ગયાં હશે, ને તને કહેતા ના કહેતી હશે, કેમ ?"

"ના ઇતો——ઇતો——"

"ગવરીબાઇ તો બુમ મારે છે, કે સૌ ક્યાં મરી ગયાં ? તે પુછશે તો ?"

"કહીશ, કે પરભાબાઇને ત્યાં ગીયાંસ."

"હેં ? ત્યાં શું ? નવલશંકર ઘેર છે, ને તે રખડતી કાં ફરે છે ?"

"મારી બાઇ રખડે એવી નથી તો ? બાપુ? ઇતો પોતાનું કામ હાંધવા ગઇસ. પકી સે, પકી. કાકી ? તુને ને હુંને વેચીને દાણુ કરે, ઈવી તો દેખું જો ? હા !"

"વળી એવું તે શું ?"

"વરી હું ? કંઇ લેવા દેવાનું સે, ઇતો ઘરમાં હેઠ ને હેઠાણી વાત કરતાંતાં, કે રૂપીઆ જોઇયે, તો મારી બાઇ કે હું લઇ આવું. ઇવું મેં દાદરે સડતે હાંભર્યું, પસી ભગવાનીયાને માલમ ! હા"

"હા. તું તો સાંભળે તેવું કહે. તને બિચારીને વધુ શી ખબર ! ગરીબ બિચારી ! અલી તને કંઇ અપાવે છે કે ?"

"અપાવ્યા કરતાં માયા રાખેસ, તે થોડી કે ? બસારાનો દાડો નબળો બેઠો, તીમાં આપણે હું માગીયે ? હરમાઇએની ?"

"શાબાશ. તું તો બહુ શાણી દેખાય છે."

"પણ ગવરીબાઇનો હભાવ ધુળ જીવો. કોઇના હાથે વાતે કરવા ન દે તો ?"

"હા. જા બા. વળી નાહક તને ને મને ફજેત કરશે."

"હા કાકી. વરી કોણ જાણે–"

"હમણાંજ બુમ મારતાં હતાં–"

છોડી ગઇ. અને વાત હાથ ચડી. કેવી ભોળી ભુલ ? નાદાન વિશ્વાસુ ચાકરડીને શી ખબર કે પોતાની બાઇનું ગળું કાપવા આ યુક્તિ થાય છે. વાંચક ? ગંગાના ભાઇનો કાગળ સાંભળી નવલને અને ગંગાને એક વખત ફસાવ્યાં. અને આ વાત સાંભળીને વળી ક્રૂર ખુની શું યે કરશે ? અફસોસ ! માણસ પણ શું આવા કાવાદાવામાંજ પોતાનો ભવ પુરો કરતાં હશે ? હોય. જમાનો છે !

હલકા હૈડાની અબળાના હૃદયમાં ગંભીર વાત પ્રવેશ થતાં કેટલુંક વધારીને પોતાનું વેર લેવા પેલા ખુનીને કહ્યું. તેની આંખ-

માં ઝેર આવ્યું. "કદી પ્રાણુલાલની વહુએ દાગીના નહિ, પણ રૂપીઆ આપ્યા પછી પેલા દાગીનાની વાત બહાર પડયા છતાં લાવી આપેલા રૂપીયાના આભારમાં નવલ દબાઇ તેની ભૂલ કબુલ નહિ કરે તો ? માટે કદી રૂપીઆ આપે, અને દાગીનાનું કપટ પણ જાહેર ન થાય, તે પહેલાં હું સવિતા માતાને કાને વાત નાખું, કે તે નવલપર ભંભેરાયેલાં છે, તેમાં આગ ઉઠે ! ને મ્હારી ઉમેદ પાર પડતાં નવલ વહુનો ભવાડો થાય; અને મ્હારૂં વેર લ્હેવાઈ રહે. એમ થશે, તો પછી નવલને અને ગંગાને વિપક્ષ થશે, અને હૃદયને ઠંડક થશે"

આવો નિશ્ચય કરી નવલગંગા આવતાં પ્હેલાં આ ગોઠવણ માટે કુતરો જેમ રોટલાના સ્વાર્થી લોભ માટે લપા । જાય, તેમ સવિતાગવરી જ્યાં ગુસ્સો ચડાવી બેઠાં હતાં, ત્યાં ગયો. સવિતાના ક્રોધને પુષ્ટિ આપનાર આ માણસ હોવાથી, તેને માન સાથે બોલાવ્યો, અને પોતે બેઠો. ડગબાજીના પેલા અંકનો પડદો ઉઘાડયો ભોળી સવિતા ભોળવાઇ, ને ખૂની બોલ્યો.

"કેમ માજી ? તબીયત કંઇ બરાબર નથી ?"

"બાપુ ? એક તો ઘરડાં હાડ, અને તે સાથે ઘરમાં કંકાસ. નાહક લેવાદેવા વગરનો નવલે તારી વહુ સાથે કજીઓ કીધો." કેમ જાણે પોતાના ક્રોધનો દાવ વાળવાજ આ વેર લ્હેતી હોય ?

"હોય. આજ કાલનાં ઉછાંછલાં વહુવારૂ તો એવાંજ ? આજ મ્હોટા ન્હાનાની શરમ છે ? તમે તો સુખી થયાંજ નહિ."

"નવલ બિચારો ગરીબડો ! મડમ સાહેબ બોલે, તે બોલે બોલ ખરૂં. ને આપણે ચાહન તેનો દોષ બતાવીયે, તો પણ ખોટો ?"

"આજ કાલના છોકરા પણ વહુ વ્હાલાજ તો, ખોટા ખરાની શી વાત, પણ જ્યારે તમે વાત આશરે વાત કરોછો, ત્યારે જો કે

મારીજ જાંગ ઉઘાડી થાય છે, પણ તોએ કહેવા હિમત ધરૂં છું; અને તે પણ ફક્ત તમારેજ ખાતર, કે વહુએ તો તમને અને નવલશંકરને એઉને વેચ્યાં છે.

"શું ? શું ?" સવિતા અધીરી પડી ગઇ, અને ગંગાની સાથે લડવાને કંઇ બહાનું ન્હોતું મળતું, તે શોધવા આકળી થઇ બોલી.

"વળી શું ? પોતાના ભાઇ માટે તમારા ઘરના દાગીના–" નવલગંગાએ પ્રવેશ કર્યો, અને ખુની વાત કરતો લપાઇ ગયો. ગંગા હર્ષમદમાં અંધ થયલી, ખુણા પાસે બેઠેલું કોઇ બહારનું માણસ છે, એમ દુરથી જોઇ લાજ કાઢી ઉપર ચાલી ગઇ. અને બ્હાવરી બનેલી સવિતાએ પુછ્યું.

"દાગીના શું, દીકરા ?"

', કંઇ નહિ ! અરે બા એ તો એમજ—"

"નહિ મારા સમ ?"

"સમ ન ખાઓ, વાતમાં કંઇ દમ નથી. જવા દો."

"મારા સમથી વાત વધારે ?"

"લ્યો ત્યારે કહું છું. પણ—અરે જવાદો બા. નાહક મને બદનામી આવે ! હું તો જાઉં છું." કિશોર હઠ કરતો ઉઠવા માંડયો.

"આમ તો ઠીક નથી લાગતું, જો વળી ?" હાથ પકડી બેસાડયો. "તું મારા ઘરનું કલંક જોવા રાજી છે ?"

"જ્યારે મને દાઝ આવે છે, ત્યારે તો હું કહું છું, કે વહુએ દાગીના ચોરી, પરાયાને ત્યાં મુકી રૂપીઆ પરભારા ભાઇને મોકલ્યા છે ?"

"ઓ નખોદ ગયું ? " વચમાં હું પણ વિશ્વાસે ખરડાયો છું. મને શું ખબર કે આમાં કાવતરૂં છે ! મને તો હમણાં ખબર પડી.

પણ એક તો ભવાડો ઘર આગળ ભાગીયાનો છે, તેમાં હું ક્યાં ફંદ લઈ બેસું ? તેથી ચુપ બેશી રહ્યો."

"પણ ક્યાંથી રૂપીઆ લીધા, ને શું કર્યું ?

"હમણા કંઇ નહિ. હું તો આ ચાલ્યો. હશે, પવન ઉડશે, ત્યારે એની મેળે વાત ખુલશે, હ્યો બેસો." ઉઠ્યો.

"પણ કહીશ કે પૈસા ક્યાંથી ?—હાથ પકડ્યો.

"બીજે ક્યાંથી ? તેનાં હોય ત્યાંથી ? હમણા ક્યાં ગયાં હતાં ?"

"તે પુછીને જાય છે શું ?"

"ત્યારે પુછો. ને પછી વાત કરો ? જાઓ સંભાળો. નહિ તો ઘર ફીટશે. અને લાખોની આબરૂ ધુળમાં મળી જશે ?"

"વહુ ઉપર તો કુંવર મરી ફીટે છે, ને એ તો કાગડા ઉડાડવા તૈયાર થઇ છે. !"

"આંધળી આંખનો દેખતાંને મારવા જેવું થાય છે ?"

"આ સાંભળી મારા પેટમાં આગ ઉઠી છે."

"ના, બા, આગને ઓલાવી નાખો. કોણ જાણે, કદી મારી અક્કલ ભૂલાવો પણ ખાતી હોય, મારૂં નામ ન દેતાં. પણ તપાસ તો કરો ?"

"કંઇ નહિ, એમજ થયું છે. એ વહુ ભટકવા તો શીખી છે, ને જગની બત્રીશીએ તો ચડી છે, પણ હમણાં એનો બરો ભાંગુ છું."

"ના. ના. મારા સમ, એમ ન કરો ! હશે, વહુવારૂ છે. વખત મળે સૌ ઠીક થશે," વિશ્વાસ બેવાડત્રા બગભક્ત બન્યો—

"એ કેમ જોવાય ? વહુ શું મારી રજા વગર દાગીના બ્હાર લઇ જાય ! ને તે વળી ઘરેણે મૂકી રૂપીઆ લેય ? અને તે પીયર મોકલ્યા છતાં મારે મોઢે વાત ન કરે ?" સવિતા સવિસ્મતાએ બોલ્યાં.

"નવલને ઠગ્યો છે' તો તમારી શી વાત ? હશે, બા ! અમે વચ્ચે બોલ્યા વચમાં રહેશું, ને તમે તો હમણા એક થશો; પણ તમારી વિશ્વાસ વાત કહેતાં મ્હારૂં નામ બ્હાર ન પડે, હો ?" પોતાના મનને સંતોષ આપ્યો, અને નિર્દોષ દેખાવ કરી પડદામાં ભરાઈ દુરાચરણ આદર્યું.

"ના, રે ભાઇ ? ગુણપર અવગુણ ? મને સપડાવતાં ક્યાં નથી આવડતું ?"

"લાંબી ટુંકી શું કરવાને ? દાગીનાજ તપાસોને ?" ગુન્હો કરેલો અપરાધી ક્યાં સમજે છે, કે સાચાપણામાં એ પોતે સપડાવાનો છે.

"હા, એમજ કરૂં છું."

"હું રજા લઉં છું. પુરાવો જોઇશે, તો લાવી આપીશ. હા બેસો."

કિશોરીલાલ ગયો. સવિતાગવરી ચીડાઇ તો રહી હતી, પણ દાવ ન મળતો હતો, તે મળતાં વધારે શુરવીર બની. અને છકેલી ગંગાનો હવે તાર ઉતરશે" એ સંતોષથી ઉઠી. સાંજ પડતાં રસોઈ કરવાનું બ્હાનું ક્હાડીને તરત ઉપર ચડી. ત્યાં **જુની આંખે નવા તમાસા જોયા.**

## પ્રકરણ ૧૨ મું.

### જુની આંખે નવા તમાસા !

"જન્મે ઉત્તમ કૂળમાં, શિલહીન તે ઉત્તમ ન ગણાય;
મનહર ઉપવનમાંહી, કંટક તરૂ અતિ વિના શ્રમે થાય."

મૃચ્છકટિક"

સવિતાગવરીના કાન ભંભેરાયાથી તેનું મસ્તક પણ ભમી ગયું અને લડવાનો સમય ક્યારે આવે ? એ સ્ત્રિવશ થયેલા છોકરાને ક્યારે વાત કરી ઠેકાણે લાવું, ને બન્ને પર ચડેલી દાઝ નિવારૂં ? આ દાવ શોચતી સવિતા ઉપર મેડીએ ચડી તે અગાઉ નવલશંકર એકલો કેવી રીતે વખત ગુજારતો હતો ? વાટ જોઇ રહેલો નવલ ગંગા ન આવતાં અધીરો થઇ ગયો. ને રામ જેમ સીતાના પ્રેમ વિયોગે અધીરા થયા હતા, તેમ નવલ સ્વાર્થ વિયોગે અધીરા થઇ બોલ્યો—

ગીતિ.

" સ્નેહ રસે શિતળ તુજ, સ્પર્શ પ્રેમ તણી મૂર્તિ સમો હજુ એ;
નવરાવે પ્રિતી રસમાં, મુજને, પણ તું કયાં ગઇ નન્દિની રે !—"

ઉત્તર રામચરિત.

વળી તેનાં આવાં કર્ત્તવ્ય માટે શંકાશીલ નવલ મૂળ વ્હેમ ભૂલી જઇ, ઉપકારના આવેશમાં ગંગાના ઉમદા ખવાસ અને પતિ પરની અનુપમ લાગણી જોઈ, મન સાથેજ વખાણ કરવા લાગ્યો. તદ્દપી તેની ભાગ્યદેવી એવો પ્રેમ જોઇ ન શકવાથી મગજને ફેરવી નાખનાર છે, એ છતાં અંધકારમાંજ રહેલો નવલ આશ્ચર્યતાથી બોલ્યો:—

" પવિત્ર ત્રીભુવન તુજથી, તુજપર દે જન અપુન્ય અપવાદ;
ધણિયાળાં જન તુજથી, નહિ ધણીયાણી પિડાય તું આજ."

ઉત્તર રામચરિત.

તો શું ! તારાથી બનેલું મારાથી તૃણભાર બની શકવાનું છે? આ વખતે તું જેવી ઉપકાર કરવામાં સબળ બની છે, તેવો હું બનીશ? ખરેખર તેં મ્હારા સારા વખતમાંયે મારી પાસે એક દાગીનો કે ઉમદા વસ્ત્રની માગણી કરી છે ? નહિ, પ્રિયા ! તેં કંઈ માગણી

" કંઇજ નહિ. જો ખરો બદલો વાળવાનો છે, તો ફક્ત મ્હારી સખીના વર પ્રાણુલાલનો !"

" શું તેણે એકાએક રૂપિયા કહાડી આપ્યા, કે દાગીના રાખ્યા ?

" તે પ્રશ્ન પુછવા કરતાં ગુપ્તજ રહેલું વધારે સારૂં છે."

" તોપણ ?"

" કંઇજ નહિ."

" શું લખાવી લેવાને પણ કહ્યું નહિ ?"

" ના "

" એટલો બધો તારાપર પ્રેમ !"—જરા અંદરનું હૃદયકમળ સંકોચાયું.

" વળી પ્રેમ શો ? ફક્ત પ્રભાની લાગણી."

મનથી વિચાર થયો, જરાવાર ન બોલ્યો, તરંગમાં એમ આવ્યું, કે " પ્રાણુલાલ જેવો કંજુસ અને કઠોર આદમી, નવલને એકાએક વગર દાગીને, અને વગર દસ્તાવેજે બે હજાર રૂપીઆ જેવી રકમ કહાડી આપે, એ મારા તો શું, પણ બીજા સાંભળનારાના મનમાં પણ કેમ ઉતરે ? રખે મને ઠગતી ન હોય ? કંઇ એમની સાથે પ્રેમમાં ફસી તો નહિ હોય ?"

આગલો કાગળ ખરો પડવાનો હશે શું ? આવો અઘટીત અને હલકો વિચાર તેના હૃદયમાં પ્રવેશ થયો. થંભ્યો. પણ ઉપકારના આવેશે એ ફેરવ્યો. "નહિ, નહિ, એમ હોય નહિ ? કેમકે મ્હારીપર તેનો હૃદયદ્રાવક અસરકારક પ્રેમ છે, તેની વાત પરમાત્મા જાણે !" દૃઢ વિશ્વાસ સ્થાયી સંસારમાં પાછો ફર્યો.

" આમ શું વિચાર કરો છો ?" ગંગાએ ધીમેથી કહ્યું.

" કંઇ નહિ. જો દાગીના મુક્યા હોય, તો બેવડું કારણ છે, કે ચોંપ રહે ?" નવલે વાત ફેરવી.

"ના રે? પણ કદી અમ હોય, તોપણ અત્યારે એવું પુછવાની હઠ શી લેવી? તમને ખાત્રી છે, કે પ્રભા દાગીના રાખે?"

"ના, મને તો નહિ. પણ–હું જાણું છું, કે કદી મારૂં મન દુખાય, તેથી તું નહિ બોલતી હશે."

"હા, એમ ગણો તો તેમ—"ગંગાએ બેઉ બાજુ કાયમ રાખી. નવલ તેથી આનંદમાં આવી હર્ષગોદમાં દબાવા આત્માને ઉશ્કેર્યો, કૃતાર્થ થતો, ધર્મ બજાવવામાં સાહ્યભૂત થનાર પત્નિને ચુંબન કરવા ગયો, એટલામાં તો—

"चक्कवाक बहुप आमन्तेहि सहअरं उवट्ठिआ रअणी"

"હે ચક્રવાક? સાંજ પડવા આવી, હવે તારા પતિને છોડી દે." એમ નેપથ્યે અન્યોક્તિ કરી ગૌતમી, શકુન્તલાને દુષ્યંતથી જુદી પાડવા કેમ બોલતી હોય તેવીજ રીતે પવિત્ર રસબસમાં નિમગ્ન થયેલાં ગંગા અને નવલશંકરના જોડાંને છુટાં પાડવા કુદરતીજ સવિતાગવરી ખરેખર ગૌતમી પેઠે આવી પહોંચ્યાં.

ગંગા લાજ કહાડીને એક બાજુ ઉભી રહી. નવલશંકર શરમાઇ જઇ ગભરાતો કંપતો આરસના પૂતળાપેઠે એકી નજરે ટટાર થઇ રહ્યો. સવિતા ઠપકો દેતાં હાથ લાંબો કરી બોલ્યાં.

"જરા શરમા? જા—ઘરમાં જઇ ચુલાનું મોં જો! ઘરડી થવા આવી, તોપણ હજી ધણીની ગોદ છોડતી નથી! અને આ રડ્યો રાંડીયા જેવો પણ જોને કંઇ લાજે છે? ક્યારનો આવી સુવો છે, પણ માતાનું નામ પણ લ્હે છે? કોણ જાણે રાંડે શુંએ તપ–તાપમાં આંધળો કર્યો છે, કે તેની છાયામાં દબાઇ ગયો છે! હજી ભવાડા તો હવે જાણશે. અંદર જા વહુ?" ગંગા બિચારી શરમાતે મોઢે અંદર ચાલી ગઇ.

"માજી! આજ વળી આટલો બધો ક્રોધ? ભૂત ભરાયું કે શું?" હસતે વદને નવલ બોલ્યો.

"મને તો નહિ, પણ તને તો ભરાયું છેજ, નહિ તો આવી રીતે મૂખો બને નહિ. માતાની રજા વગર ઘુંટડો પાણી પીનારો નહિ, તે વહુના પાશમાં પલોટાઇજ જાય, તે શું વખતનો ફેરફાર નહિ?"

"માજી? વહુને રાંડ કહી મારૂં શું ઇચ્છવા ધારો છો?"

"હું તો ધારતી નથી, પણ તારી પરણેતર લીલાકુંવરી ધારે છે!"

"એ એવું ઇચ્છીને પછી બીજી કયું સુખ લ્હેવાની હતી?"

"તે તારા મનમાં કેની? જેની ઘરમાં ઉંદરથી બીહે, ને બ્હાર સાપના મોંઢામાં હાથ ઘાલે. દીવસે ઉંબરમાંથી પગ કાઢતાં ડરે, ને મનનો ખપ પડે, દરિયાના દરિયા ઓળંગી જાય. સ્ત્રીઓની તને શી ખબર? તને કેમ સમજાવે, ને મનમાં કેમ હોય? તને કેવી રીતે ઉડાડે, ને પોતે કેમ ઉડે? તારો જીવ ક્યાં ભમાવે, ને પોતે ક્યાં ભમે? એ તો બાયડીની વાતો બાઇડીઓનેજ ખબર. જો વિશ્વાસે રહ્યો કેની તો જાણુ, કે બારે બુડા. હું તો તારા ભલાં માટે કહું છું. પછી જોઇએ તો માવડી જાણુ, કે જોઇએ તો દુશ્મન ગણુ. હું તને હમણાં તો કડવી ઝેર જેવી લાગતી હઇશ, પણ કડવું ઓસડ માતાજ પાય?"

"આમ ભેદમાં બોલવાનો કંઇ સબબ?"

"મ્હારા પેટની હોળી—"

"મને લાગે છે, તમે હમારૂં સુખ જોઇ શકતા નથી."

"હા. હા.: પરણ્યો તો તુંજ કેની? બાયડી તો તારેજ છેની?

વહુ લાવ્યો, તે કંઇ માથે શીંગડાં ને પાછળ પુછડું લટકાવી આવી હશે, કેમ ?"

"મને સંતોષ છે. એ સ્ત્રી બીજી જેવી નથી. તેને માટે મને હજાર ગાઉપર ભરૂસો રહેલો છે."

"હરિ ! હરિ ! હરિ ! આટલી બધી તેં માથે કયારે ચઢાવી ? તારૂં તેણે શું દારિદ્ર, ફાડી નાખ્યું ? જો આંખ ઉઘાડ. એટલો આંધળો ન થા, દીકરા ! તારી વ્હાલી ને વિશ્વાસુનાં પોગળ હમણાં જણાશે, ને સૌ સારૂં જ થશે. પણ બહુ પુષ્ટિ ન દે. સારી હોય, તોય સ્ત્રીને ન પુલાવીયે. પગનાં ખાસડાં પગમાં સારાં લાગે, કંઇ માથે ન મૂકાય, સમજ્યો ઢોર ! દશરથે કૈકેના લાડમાં ખાંડ ખાધી તે જોયું કેની ?"

"કયાં રાજા ભોજ ને કયાં ગાંગો તેલી !"

"ધણીને સુજે ઢાંકણીમાં, અને પાડોશીને અરીસામાં પણ ન સુજે. જોઇએ તેમ કર ! પણ વારૂ નવલ હું તને પુછું, કે કદી તું વહુનો દોષ અત્યારે માનતો નથી; પણ જો તેનો દાખલો નજરોનજર દેખાય, તોપણ કબુલ કરે નહિ ખરો કે ?

"પણ પ્હેલાં તો વાત એજ છે કેની કે નવલ એવું હીચકારૂં કામ કરવા પગલું ભરેજ નહિ. ને તો પછી એ દાખલો તે બતાવોજ કેમ ? ને નજરોનજર દેખાય કયાંથી ? ને મારાથી મનાયજ કયાંથી વારૂ, માજી ?"

"ત્યારે તો થઈ રહ્યું ભાઇ ! આ તો રંડાએ ડાટ વાળ્યો, ને સત્યાનાશ ગયું ! હાય ! હાય ! જેને સોનું જાણ્યું હતું, ને વળી આજ સુધી અનુભવથી જાણતી હતી, કે આ રત્ન ખોટું નથી. પણ હું એકાએક ઠગાઇ ગઇ, અને થોડીવારમાં આખું મંડળ ફરી ગયું, તેમાં તેનું કારણ શું હશે ?"

"માજી ! એ મંડળ ફર્યું નથી. પગ તમારૂં મગજ ફરી ગયું દેખાય છે."

" ચુપ રે, મુવા કાળભૈરવ ! મારૂં ભેજું તો નથી ચસક્યું, પણ તારૂં તો ચસક્યું છે." વારૂ, આ પેલા કાળા કરતુક કરનારને ત્યાં ધામધુમ શાની છે ?"

" તે જઇ પુછી આવીએ કેની ?" બીજી વાત પણ જાણવા આડો જવાબ દીધો.

" વાહ ! રોકડો જવાબ આપતાં અને મર્યાદા છોડી છુટથી બોલતાં તને ત્હારી દશાએ સુજાડયું કે કેમ ? હું જાગતી છું કે સુતેલી ! સ્થિતીસર છું કે બેભાન ? આ સમજ પડતી નથી. આ મારો નવલ કે મ્હોટો" ?—

" એજ તમારો સેવક."

" મારા બાપુ ? તું મારૂં માન્ય, એ બધા ઢોંગ જવા દે, હું સમજું છું, તારૂં સુખ હું તોડવા ઇચ્છતી નથી, પણ સોનાની કટારી કેડમાં રખાય, કંઇ પેટમાં ન મરાય, સમજ્યો ? મારે કંઇ તારાપર કે વહુપર દ્વેષ છે ? તું નાદાન છે. મેં સાંભળ્યું છે કે એક તો આપણી લાજ જવા બેઠી છે. તેમાં કાં વધારો કરાવે છે ? મારૂં જરા સાંભળી જા. પછી તારે તપાસ કરવો ઘટે, ઉપાય લ્હેવો ઘટે તો લ્હેજે, નીકર તારી મરજી ! " ગોર પરણાવી આપે, કંઈ ઘર ન ચલાવી દેય."

" વારૂ, શું છે ત્યારે કહો !" નવલશંકરને નક્કીજ કંઇ નવુંજ લાગ્યું.

" જોની, બાપુ ? વહુ ત્હારૂં નાક કપાવા બેઠી છે. સારૂં છે કે હજી વાત બહાર પડી નથી. સોડમાં પેઠી છે, તેજ આગળ રહી માથું કપાવે છે. ને જેને તું દુસ્મન ધારે છે, તે કિશોરલાલ અંતે ખરો નીકળ્યો છે. પોતાનો તે પોતાનોજ તો !"

" એટલે ? મને સમજણ પડતી નથી, એ શું ટાયલું છે ?"

“ તારૂં ઘર તપાસી જો ! તારી રંડાએ તારા ઘરમાંથી માલ ચોરી જઇ, રૂપીયા કરી તેને પીયર મોકલાવ્યા છે.”

“ હોયજ નહિ. શું માલ ? ”

“ દાગીના ! ”

“ મને હમણાંજ બતલાવ્યા છે.

“ તે જુદા હશે ? હું ખાત્રીથી કહું છું, કે દાગીના લઇ તેની સખી પ્રભાકુંવરને ત્યાં મુકી પાંચસો રૂપીયા લઇ તારી ગેરહાજરીમાં મારી સંમતિ સિવાય તેમના ભાઇને મોકલ્યા છે. પછી કદી તારી રજા લીધી હોય, કે તને કહ્યું હોય, વા હવે પછી કહેવાની હોય, અને તેં કબુલ રાખ્યું હોય, તો મને માફ છે.”

“ એ બનવાને કેટલા દિવસ થયા ? ” પોતાની શંકાને ટેકો મળતાં ખરો મુદ્દો પુછવા માંડયો.

“ તું ગયા પછી થોડાજ દિવસે. ”

“ ક્યાંથી લીધા ? ”

“ તેની સહિયરને ત્યાંથીજ કદી હશે ?”

“ ત્યારે મારૂં કાગળ ખરૂં ? મારા માટે મંગાવેલ રૂપીઆ ઉપર લીધેલો શક સાચો ? હા ”----મનમાં બોલ્યો, વિસ્મય થયો. “ આ વાત મારે કાને આવીજ નથી જી, બા ? પણ—

“ હો, હા, ના કરીશ. ઉઘાડાં ન પડવું, ખાનગી તપાસ કરવી. જો એક તો બ્હારમાં બેઠો છે, ને વળી બીજા તાકી રહ્યા છે, તેમાં કયાં તૂત ઉભું કરીએ ? દીકરા ? આજ તો સમજતાં છતાં મૂંડી ખંજવાળી બેસી રહેવાનું છે. હાથેજ તમાચો મારી મોઢું લાલ રાખવાનું છે. ઘરનાં માણસજ ફીટયાં ત્યાં શું કરીશું ? પેટ ફાટયું, ત્યાં પાટો કયાં બાંધીશું ! હું પેહેલાંજ કહેતી હતી, કે બાપુ એ વહુ આપણે ઘેર નહિ છાજે ! ખબર નથી, કે છડે ચોક રસિક ઉપર

કાગળ લખતી, બાળકપણુથીજ એ ઉછળી ગયેલી તો છે, તેમાં વળી તેં પુષ્ટિ આપી, એટલે તો બેહુકી ગયા સિવાય રહે? પણ કંઈ નહિ, વખત વરતી વાત કરવી, હજી મારા કહેવાપર ભરૂંસો ન રાખ, તો જાતે તપાસ કરીને દાગીના મેળવ. કદી મને વાત કરનારે ખોટી પણ કરી હોય, ને હું ભુલાવો ખાતી હોઉં !"

"વારૂ, ઠીક છે," ગભરાટમાં પડતા ક્રોધને ખેંચી રાખી ઉભો.

"પણ જો બ્હાર ન સંભળાય ! લોકો કહેશે કે ભુખબરો કરે છે. દુબળો માટી બૈયરપર શૂરો થવા જેવું ન બતાવીએ, રાત પડવા આવી છે, મારા પેટમાં તો હોળી સળગે છે. એવી રાંડને તો નાક ચોટલો કાપી કહાડી મુકવી જોઇએ. પણ શું કરીએ ! આપણો દહાડોજ પાધરો નહિ મળે તે ? હશે બાપુ, જેવું હોય, તેવું ભોગવવું. ડીકરાનું વાસણ છે, તે કાઢી નાખીએ ? કપાળે ચોંટયા કાન કાપી નખાય છે ભાઇ ? જેમ કસરવજે ઠંડે પેટે પોતાના અફ્રાસીયાઝના જમાઇ શાવક્ષને સમજાવી લાભ લેવા માંડયો હતો, અને કારસ્તાનીઆઓએ જેમ કાચા કાનના ઓથેલોને ભમાવી તેમની પ્રિયા દેશદીમોનાને ગુંગળાવી મારી નખાવી હતી, અને દુર્યોધનના કાન ભંભેરી દુઃશાશને દ્રૌપદીના ચીર હરવામાં મોજ માની હતી, તેમજ પોતાનું પૂર્ણ વૈર લ્હેવા નવલના કાન ભંભેરી સવિતા કહેવા માંડી. "મને ઠીક ખબર આપી. માજી હવે મને બોલવાનું કંઇ નથી. હું એ રાંડને સારી પેઠે જાણુવા માંડયો છું, ને હવે તેનું પાનીઉં ફરી ગયું છે. પણ હું મારી આબરૂમાં તણાતો હોવાથી કંઇ કરી શકતો નથી. કેટલાક સંજોગો મને જુઠા લાગતા હતા, પણ હવે તમારા કહેવાપરથી ને આગળ મળેલા પુરાવાપરથી સાબીત થાય છે. હવે હું શું કહું ? તપાસ તો કરીશ. પણ "—

" પણ હવે સમજીને બેસી રહે ! હાલ આ ગડબડમાં કંઇજ બોલાય નહિ. "

" આપણું ભુડું થવા બેહું છે, આ વાત ખરી હશે, તો નક્કી પરિણામ બુરૂં આવશે. "

" આપણું દીનમાન ખરાબ છે, તેમાં કંઇ કરીશ, તો રાંડ જાતને ગળે પડતાં વખત નહિ લાગે, માટે જવા દે. કોણ જોવા ગયું છે, કે રસિકચંદ્રની પ્રિતી કાયમ રાખી નહિ બેઠી હોય ! પેહેલાં તેના કાગળો પણ તારા શીરનામાના આવતા, હવે તો તેનેજ નામે આવે છે. "

" ખરી વાત છે ? "

" મારા સમ ખોટું હોય તો ! વહુને તો નહિ પણ શેરીનાં માણસોને પુછી જો ! "

" ત્યારે તો સત્યાનાશ ગયું. નકી કંઇ કાળું ધોળું છે ! "

" હા, જા, હું આ નીચે ચાલી. રાત પણ પડી. બળ્યોરે હહાડો ! " મોં ચડાવી સવિતાગવરી કેસ જીતી નીચે ચાલી ગયાં. નવલશંકરને એકાએક ઝેર વ્યાપી ગયું. તે મન સાથે બોલ્યો, " આ ચીઠી લાવી તેજ વેળા મને કુદરતી આવેશ આવ્યો, કે કંઈ શક જેવું છે, નહિ તો વગર જામીનગીરીએ સાધારણ પીછાણમાં ઓરત જાતને અને તે પણ વળી મારી બુરી અફવા સર્વમાં ઉડેલી છતાં એકાએક આવી મ્હોટી રકમ ન કહાડી આપે, એજ વિચારશીલ છે. મારી પૂર્ણ ખાત્રી થઇ. આ કાગળ કોઇ મારા ખરા હિતસ્વીએ લખેલું છે. આજ સુધી મેં રાખેલા દૃઢ વિશ્વાસમાં હું ઠગાયો છું.

નવલ ફક્ત પોતાના આવેશમાંજ નિર્પરાધી અબળાપર એકાએક તોહમત ઢોળી પાડવા તૈયાર થયો. દુર્ભાગ્યેજ તેના મનમાં વાત ઉતારી. કાચા કાનની ખ્વારી કરવા નવલ ગંગા પાસે દોડી ગયો.

———:૦:———

# પ્રકરણ ૧૩ મું.

—:૦:—

## કાચા કાનની ખરાબી.

આ પ્રપંચમાં અને મૂર્ખ પતિમાં ગંગા બિચારી કેવી દુઃખી બની ! તેનું ભણતર વૃથા ગયું. અને ઉલટું યશપાત્ર થવા બદલે ખોટું કલંક બેઠું. પતિનું સંસાર સુખ જોવા બદલે દુઃખના ડુંગરો શિરે આવી પડયા. મા બાપની ઓથમાં રહેતાં તેણે બાળકપણથીજ તજી દીધાં. કાકાએ તો નખ્ખોદ વાળ્યું, જેનો તાંતણો હજી સુધી લંબાયો. ઘરની ઉઠી વનમાં ગઇ, તો ત્યાં પણ આગ લાગી. રસિક વિસાર્યો. પિયરની દરકાર ન કરી. સાસરાની નિંદાનો ઘુંટડો ગળ્યો. લોકોની અધમતા મનપર ન લાવી. તોપણ જો ધણીથી સુખી હત, તો બીજા ગમે તેવાં કષ્ટો આવે, તો તે વિસારી દે તેવી હતી. પણ આ દુઃખે તેને ભ્રમિત કરી મુકી. તે છતાં શાણી અને વિવેકી સાધવીના મનપર ન વસ્યું. કાગળની વાત પુરાવા પડતી જણાતાં પણ તે મોઢાપર લાવી નહિ. ઉલટી તેમના ખોટા દમ માટે સાહ્યભૂત થવા લાગી, તો તેમાં પણ દુનિયાં પાર ઉખડી જવા બેઠી. પતિને જીવતદાન આપવા જતાં પોતેજ ભૂલી પડી. કોઇ દિવસ નહિ અને સખિની લાચારી કરી, તો તેમાં પણ નિષ્ફળ નીવડી. પ્રથમ પતિના દુર્ભાવમાં સાવિત્રીનું વ્રત ઉત્થાપન અપૂર્ણ રહ્યું માન્યું, તેથી અપવાદ લાગ્યો. અને આ વખતે ભાઇને કરેલી મદદમાં પતિનાં દુઃખમાં વધારો થશે, માટે શાન્તિથી કહેવું, એ રોકાણમાં તે આફતમાં ઉતરેલી લાગી. પતિને છેતરવા કરેલી કોશીશની શંકા લીધી. અને પોતાનોજ અવગુણ મોંપર વસ્યો. પણ અજ્ઞાની નવલને બીલકુલ પોતાનો દોષ આંખ તળે ન દેખાયો. કેવી નિર્દોષ ગંગા ? કેવી તેની અચળ દ્રઢતા ! પતિ પ્રત્યે કેવી શુધ્ધ ભાવના ! ધણીને મદદ

કરવામાં કેવી ઉત્કંઠીત ! ઓહો ! શું એમનાં સત્વ તાવવાની આવી કોશીશ ? હા ! એવી સ્ત્રિઓપર હડહડતાં અને નિર્દોષ તોહોમતો ! ના, કાચા કાનની ખરાબી ?

સાંજ પડી ગઇ. દીવાબતી થઇ થોડું સરખું રાંધવાનું હતું, તે રાંધી રહી. એમ કરતાં નવ વાગ્યા, તોપણ નવલ અને સવિતા-ગવરીની વાત પૂર્ણ ન થઇ, એટલે ગંગા બહુ વિચારમાં પડી. પોતે કરેલા સાહસ અને પતિએ પ્રેમમાં અને તે ફકત આ વખતે કરેલ ઉપકારના બદલામાં હર્ષ બતાવી કરવા જતી ચુંબી સાસુએ જોઇ તેની શરમ હજી મોં ઉપર છવાઇ રહી. છાતીમાં અવિનયપણાંના ધબકારા ઉછળ્યા. મનહર ગુલાબી ગાલ ઉપર શરમના શેરડા પડયા, અને ખીન્ન થઇ ગઇ. પતિના કાર્યમાં પોતાને સંતોષ મળ્યો હતો. તેમાં પતિએ કરેલા અનાદરનું અને પોતે ભાઇને કરેલી મદદમાં નાથને કરેલી ઠગાઇનું શાન્તવન કરવા દીવાનખાના તરફ જતાં અગાસીમાં આવતી હતી, તેવામાં નેત્ર રક્ત કરી હીર્ણ્ય-કશ્યપ પ્રહલાદપર ક્રોધ કરતો ચડી આવે, તેમ બકરાપર વિફ્રાયલો વાઘ દોડી આવ્યો.

અગાસીમાં મણીસહ ઉભેલી ગંગાનો હાથ પકડી એકદમ દીવા-નખાનામાં ઘસડી ગયો, મણી રડવા મંડયો. ગંગાને એક લાત મારી નીચે પાડી, ઉપર મણી ને નીચે ગંગા પડયા, પણ ક્રોધીએ ન ગણુકાર્યું. ક્રોધમાં જેમ આવ્યું, તેમ બકયો.

“અધમ ચંડાળણી? આવી રીતે ઠગાઇ કરી શું તું એમ જાણતી હતી, કે હું એ વાતમાં કંઇ જાણતો નથી? તારાં આ ચરિ-ત્રની મને ખબર નથી? તારી ચાલ માટે મને શક નથી? નીચ? તું મારૂં કૂળ બોળવા બેઠી. તે મારૂં સત્યાનાશ વાળ્યું. તું આવી

રીતે મને આત્મઘાત કરાવા બેઠી. અરેરે કૂલટા નારી, તારો આવો વિશ્વાસઘાતી ઉપકાર !"

"નાથ ! આટલો શો કોપ ! ખુલાસો તો કરો ? હું તમને યોગ્ય જવાબ દઉં ?" ગંગા ભોંયપરથી ઉઠી મારની અસર ન ગણુકારી. જુઠા અપવાદપર ધીમેથી ખુલાસો કરવા બોલી—

"જવાબ તેં આપીજ દીધો છે. હવે ફકત જવાબ એજ કે મારા દાગીના લાવ, અવિચારી? તારા બાપનો માલ હતો, કે યારને દીધો ? હું શું કહું ? મારી પાછળ તારાં આવાં કર્તવ્ય ? તારૂં મુખ જોવું હરામ છે. દુર થા—" લાત મારતાં હાથ પકડી રાખી ગંગા બોલી.

"નાથ? તમને ખોટું લાગે, તેવું એક પણ કામ કર્યું નથી." મણી બાળક વચ્ચે રડતો મોં વિકાસી જોઇ રહ્યો. 'પ્રાણાધાર' મણીને તો સાંભળો ? હું મરીશ તો તેની ફીકર નથી, તમને કોઇએ ભંભેર્યા છે. તમારી મતી ફરી ગઇ છે-મને ન ગણો, મારૂં મોઢું ન જુવો, તો મારે બીજું કોણ ?"

"દુરાચરણી ! દુર થા. મારી મતિ ફરી ગઇ છે, તે ખરૂં છે. તેથી નક્કી જાણ, કે હવે તારૂં કોઇ નથી. આજ સુધી ત્હારાં છિદ્રો તપાસ્યાં, સહન કર્યાં, હવે નથી જોવાતાં. અધમ નારી? મને હજી પણ રાજી રાખવા સ્ત્રિ ચરિત્ર કરે છે, કેમ ! અરે હવે હું તો તારો કાળ થઇ આવ્યો છું." ફરી ગયેલા મગજના ભંભેરાયલા નવલે ધમકીથી કહ્યું.

"તો ખુશીથી મારી નાખો, સ્ત્રિઓની શું ખોટ પડશે ? જો કે જુની મરી ગઇ, તો મારા જેવી અધમ પણ મળી કેની !"

"ત્યારે શું મને તેથી ખુની કહેવા ધારે છે, નહિ ? લે ત્યારે !

ખુની! ખુની! ખુની!” એમ કહી અબળાને અતિશય લાત લગાવી ભોંયસરખી કરી.

“બાપા, બાપા, માલી માડીને નહિ મારો! એ. બા! બા!” મણી બુમ પાડવા માંડયો, ગંગાને બાઝવા લાગ્યો, તેણે બેભાનમાં તરછોડયો, નીચે ભોંયપર પડીને તે પણ રડવા લાગ્યો. સાદ સાંભળી ગંગા તેનું શાન્તવન કરવા લાગી, અન્યોકિત કરવા લાગી.

“દીકરા દુર રહે! નહિ તો પાડા લડે, તેમાં ઝાડનો ક્ષય થશે. હું મારીશ, તો ભલે, પણ તું જીવતો રહે, પછી મારૂં નામજ કહાડી નાખવા તને ગળે ચીપ દે તો ભલે.” વિવેકશીલ નારીએ હદ બાહેર ખૂન જોઇ તામસી નારી પોતાપર હડહડતું આગળ આવતાં ન સહી શકવાથી પોતા ઉપરજ દાઝ કહાડી, પોતે બેઠી થઇ. મણી પડી રહ્યો.

“આ ઉપરથી હજી તું મને નીચ કહેવા ધારે છે એમ કે? હા! હા! આજ સુધી વૃત ને ઢોંગ, અને આ પ્રપંચ, એ સર્વે મને રાજી રાખી લોકને પતિવ્રતતા દેખાડવાનાં શાધન, એમકે! ચાલ. નીકળ રાંડ, તું ને તારો દીકરો ગમે તે કરો.”

“એમ ચાલી જશે, તેને વાર છે, નાથ? હજારો માણસોની વચ્ચે રસિકને રડતો કરી પકડી લાવ્યા છો તે—

“રસિક! તારો ધણી! જા, નીકળ, પુનર્લગ્ન કર, જા. પણ મ્હારા દાગીના આપતી જા.”

“તેની તમારે ભીડ હોય તો કહો. એમ મારીને મુસલમાન કાં કરો છો? હું લઇ આવી દેવા ના કહું ત્યારે મારો.”

“બસ બીજી વાત નહિ. લાવ દાગીના?”

“દાગીના તો નવલ સખીની તીજોરીમાં પડયા છે.”

“કારી ઝેરની નાગણ? આમજ તેં મને ડંસ કર્યો? પુછેલા સવાલના આમજ વિશ્વાસુ જવાબ આપી મને છેતર્યો? ધિઃક પડજો

તારા જન્મદાતાપર, કે તને અવતાર આપ્યો. હીચકારી! કલંકણી! ત્યારે આ રૂપીયાની ચીઠી કયાંથી લાવી?"

"પ્રભાને ત્યાંથી—

"આ ઉપરથી એમજ સાબીત થાય છે, કે તારા દાગીના આ વખતે નહિ, પણ અગાઉજ મારી ગેરહાજરીમાં વેડફી નાખેલા છે. અને હવે તું પ્રભાકુંવર પાસેથી સમજાવી ચીઠી લઇ આવી છે. મને લાગે છે, કે તે પણ એક કપટ છે. મને ખાડામાં ઉતારવાની આ બીજી કોશીશ છે. આ ચીઠી ન સ્વિકારતાં હું માર્ગમાંજ આપઘાત કરૂં, એ તેં જાણ્યું, એટલે તારા યારને સંતોષ આપી, તારી ઉમેદમાં પાર પડવાજ આ કોશીશ કીધી છે. પણ નક્કી સમજ, કે તેમાં તું સદાની નિષ્ફળ નીવડેલી છે, ઠીક છે. હાલ તો દાગીના લાવ. પછી જોઇ લઉં છું.

"નાથ, આમ ન બોલો: જરા વિચાર કરો. નિર્દોષ અબળાપર અઘટીત આળો ઢોળી પાડતાં પેહેલાં ઇશ્વરી ડર રાખો. હું એવી નથી. અને એવી હોત, તો તમારો સંસાર આટલી હદ સુધી હું ન ચલાવત! રસિક—

"રસિક! રસિક! જા રસિક પાસે હજી તેં ન છોડયો! હજી તારૂં ચિત ત્યાંથી ન ગયું! દુર થા. નથી જોઇતા દાગીના. મરીરે, જા?" નવલે બહુજ તમાચા લગાવ્યા.

"હા! હા:! ઇશ્વર સાહ્ય થા!" ગંગાને મુર્છા આવી ગઇ. મણી પડેલે ઠેકાણેજ રડતો નિદ્રાધીન થયો. બેશુદ્ધ થએલી કોમળ સ્ત્રિથી ન બોલાયું. પ્રચંડ અગ્નિ વેગમાં અંજાઇ ગઇ. ક્રોધન કારી શસ્ત્રમાં જીભ કપાઇ ગઇ. દાનવોની ભૂમિમાં સત્યતાએ લોપ કર્યો. અધમ રાજ્યાધિકારીની અનિતીવાન પ્રજા નીવડી. અને ભેદ ખુલ્લો કરવા બદલે નશીબના દુર્દૈવે દુષ્ટ માર્ગેજ પ્રવર્તાવી.

ગભરાટ થયો. બેભાન બની હતી તે ઉઠી. બીજું બ્હાનું શોધવું પડયું. ભાન ભૂલી ગઇ. ચિત્ત ચંચલ થયું. બુદ્ધિ ફરી ગઇ. પગે પડી બોલી.

"પ્રાણાધાર—આમ જુલમ ન ગુજારો! હું નિર્દોષ નાર છું. હું એક અપરાધમાં આવી છું ખરી; પણ જ્યારે તમે જાણશો, ત્યારે ખાત્રીથી માનશો, કે એક ખોટાં કાવતરાને ભોગ થયેલી આપની વેરણી નહિ, પણ એક જીવન સુખની મદદગાર ને અધિકારી"—

"બસ મારે એકજ બોલ સાંભળવો હતો, હવે ખુલાસો જોઇતો નથી. હવે હું તને નહિ છોડીશ. મારી શંકા દુર થઇ છે. વધારે સાંભળવું નથી. બસ જ્યાં હોય, ત્યાંથી દાગીના લાવ." નવલે વચ્ચેથી બોલી ઘણોજ દમ માર્યો.

"રાત્રી બહુ ગઇ છે. અંધારૂં થયું છે. સર્વ સુઇ ગયાં છે. હવે કયાંથી લાવું? ધીરજ રાખો. મારૂં સાંભળો. હું સવારે લાવી આપીશ. તેમ કરતાં કદી હું મરીજ ગઇ, તો સમજજો, કે આ મારો મણી છે, તેજ દાગીના છે."

"મને આગલો પત્ર યાદ આવે છે, કે તું અમૃત્તસમ માનેલા ઘડાને હું ઝેરથી ભરેલો કહીશ, તો તું નહિ માને; પણ એ મારા લેખકનું લખવું હવેજ મને યાદ આવેછે. હવે તને છોડાય કેમ! ફાંસીએ જઇશ. પણ હવે તને એકલી છુટી ફરવા દઇ મારા નામને કલંક નહિ બેસાડું. તું ન જાણુ, કે હું મરી જતાં તું મોજ કરે! અરે, તને પ્હેલાંજ મારી પછી હું મરૂં!"

"ત્યારે બે ને આ ત્રીજું બળીદાન મણી! તેને કાં રાખો છો? તમારાં બે છે તેથી વંશ રહેશે ને?"

"હા, પણ તું નહિ. મને છેતર્યો! નીચ? જૂઠું બોલતાં પતિવૃત્તતાના ડોળથી ઠગાઇ કરતાં જરા ન ડરી?"

"મેં ઠગાઇ કરી નથી. અને કદી થઇ, તો મ્હારી આત્મસંમતિથી થઇ નથી. એ દશાપર આધાર રહેલો છે; ને તે સંસ્કાર બન્નેને લાગુ પડે છે; તે છતાં જો વિચાર કરશો, તો જણાશે, કે કોઇ માણસનું નિર્મેલું સૂખ છોડાવવામાં કેવું ફળ મળે છે!" મગજના વિકારથી સાધ્વી બોલી; કાળ અને માઠી દશાએ બોલાવી.

"તેમાંજ આ મ્હોકાણ વળી છે! હું જાણતાંજ અગ્નિમાં પડયો છું. દેખતાંજ કાંટાના માર્ગે ચાલ્યો છું. રસિકમાં રસિક બનેલી, લોકોની દાઢમાં ચવાયલી છતાં ચર્વિત ચર્વણ કર્યું, તેનો આ પસ્તાવો છે. ને તે હવે છેલ્લોજ છે. દાગીના લાવ, કે પશ્ચાતાપ બુજાઇ જાય."

"દાગીના માટેજ આ વાત!"

"હા, મને તેં છેતર્યો. રાજમહાલયના લાખો રૂપિયાના ઉડાઉ ખર્ચોમાં ગયલા બસો પાંચસો રૂપીઆ નુકશાનમાં જવાની વાત નથી. પણ રાજસૈન્યના અખંડ પેહેરેગીરો, ને તે પણ સેંકડો માણસો વચ્ચેથી એ રૂપીઆ ચોરી જાય કેમ! એજ પ્રથમ સવાલ છે."

"ના, મેં તમારી પીડ જોઇ."

"તારા યારની પીડ જોઇ, કે મને રાજી રાખવા આ કામ કર્યું."

"હશે! જેવી આપની માન્યતા—બીજું શું કરૂં?"

"હશે, શું? જો આ કાગળ વાંચી જો." અક્ષલ કાગળ ફેંકયો.

"તમારૂં પણ પોકળ હશે! તમે તો પ્રગટ નીકળ્યા છો. પણ તે હુંજ સહન કરૂં!" ગંગા સક્રોધે કાગળ લઇને બોલી.

"પોતાના માથાપરનો અપરાધ ઓછો કરવાનાં સ્ત્રી ચરિત્ર છે. તું એમ સમજે છે, કે હુ કંઇ જાણુતો નથી. કેમ! અને જાણુતો હશે, તો કંઇએ વીસરાયું હશે! પણ યાદ રાખ, કે તારાં સઘળાં

કર્તવ્ય હું જાણું છું. ને તે ધીરે રહીને તારા હૃદયમાં હોળી-રૂપે પ્રગટ કરનાર છું. પણ દાગીના લાવ. જ્યાં હોય, ત્યાંથી લઇ આવ !"

"ઠીક છે, એમ હોય તો ચાલી." મધ્ય રાત્રે પણ વિશ્વાસુ સખી પાસે ગુપ્ત રાખેલા દાગીનાની વાત કહેવાને, પતીને રાજી રાખવા રજા લ્હેતી ઉઠી.

"લે આ તારી ચીઠી. પણ જો એ ચીઠી દઇ દાગીના લાવવા પહેલાં, એટલુંજ નહિ પણ તું જતાં પહેલાં સંભાળવા કહું છું, કે તારા માટીને હવે છેલ્લીજ ભેટ કરી આવજે !" બે હજારની લાવેલી ચીઠી આપી દીધી.

"આવું બોલી મારૂં કાળજું સેડવવા બેઠા છો ! આજ તમને શું થયું છે ! તમારા કાન શાથી કાચા થયા છે ? હું જાણુંછું કે, આપણું કંઇ ભુંડુ થવા બેઠું છું, નહિ તો આમ હોયજ નહિ."

"ભુંડું થવામાં બાકી શું છે ? એક મ્હારા ભાઇઓએ નખોદ વાળ્યું; ને બાકી હતું, તેમાં તેં ઉમેરો કર્યો ! હવે તો હું ખુન પરજ આવેલો છું. એટલે પૂછવાનું શું ?"

"ત્યારે તમે એવું બોલી મને આત્મહત્યાની પાપીણી કરવા ધારો છો ?"

"તું એમ બોલશે, તેથી હવે હું છેતરાઇ જઇશ ? ના, ના, તે વખત તો ગયા. જલદી દાગીના લાવ, નહિ તો ખુલ્લે ખુલ્લું કહી દે, કે અંદર ઘોટાળો છે. પ્રથમ મારી એકજ વાત છે કે, દાગીના લાવ, પછી જેમ કરવું ઘટશે તેમ કરીશ."

"રાત્રીએ કયાં જાઊં ?

"મધ્ય રાત્રિએ તારા આશકને ત્યાં જતાં કેમ ન ડરી ?

" મને વગર હથિયારે કાં મારો? તમે દેખી કે પકડી, તે કહો છો ? "

" ત્યારે તો તું ફરીને ઘેર માં દેખાડે ખરી ? "

" ને એ પણ જોશો, ત્યારેજ તો ? "

" એમ કહેવામાં ફાવી જવાની નથી. એમ કરવાથી ઉગરી જવાની નથી. પતિથી વિમુખ થએલી રંડાનો ઇશ્વર પણ સત્કાર કરતો નથી. "

" ને તેનાપર હડહડતું આળ ઢોળી પાડવામાં કાચા કાનના થનાર પતિને પણ પરમેશ્વર કોઇ દિવસ સુખનો દિવસ દેખાડતો નથી. હું તો જાઉં છું. પણ પરિણામ સારૂં નથી. " હૈયું હાથ ન રહ્યું. વિનયની દોરી છૂટી. પતિવૃતા યુવતીને દુઃખેજ બોલાવી. ગિરિયાને એવી મતિ થઇ હતી, તો ગંગાનું શું ગજું ?

" ત્યારે હું નક્કી જાણીશ, કે દાગીના તું તારા યાર પાસે ત્યાંજ મુકી આવી છું. "

" ના. મારૂં કહેવું એમ નથી, કે હું ફરી આવવાની નથી. દાગીના બતાવી, તમને સ્વાધીન કરી, મણીને સોંપી, પછી તમારેજ હાથે અને તમને વગર ગુન્હાયત કરીનેજ મરીશ. "

" હું તારાં ચરિત્રો હવે કંઇ ધ્યાનમાં લેવાનોજ નથી. બહુ ઠગાનારને કોણ ઠગે ! હવે હદ આવી છે. તારી સદાચરણી ચાલની ખાત્રી થઇ ગઇ છે ! વધારે બોલવાથી શું ફાયદો ? જલદી લઇને આવ, અને પછી તું કહેજે. વિનયતાની પૂછડી, સત્યતાનો તારો, તે આવાજ પ્રકાશમાં છવાઇ રહે છે, નહિ ? જૂઠું બોલી ધણીને છેતરવો એજ ઉત્તમતા કેમ ? ઠીક છે, ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો. જા, હાલ તો દાગીના લઇ આવ.

"આવીજ હઠ છે, અને ખોટીજ શંકાથી ભૂત ભરાયું છે, તો આ નીકળી! ઇશ્વર મને સહાય થશે, મણીને સંભાળજો."

"જો કદી ત્હારો પ્રેમાળ જન ન હોય, અને કદી દાગીના આપે, તોપણ પ્રેમના આવેશમાં બેસી રહીશ નહિ. દાગીના બતાવ્યા પછી તે વાતની તને છુટ મળનાર છે. આ સંતોષ તેને જાહેર કરી દાગીના લઇને વહેલી વળજે—જા—મેં પ્રથમ તને ના કહી છે. પણ હવે તને છૂટ આપું છું."

"બોલો નાથ? હું અપરાધી છું."

નવલગંગા રડતી, દડતાં આંસુડાંએ અંધારી રાત્રે વિમાસણ કરતી ચાલી, નવલના એક એક શબ્દે તેને ઘેરી લીધી. પોતાના પર આવું તરકટ રચેલું જાણી, તેમે સાચું કરાવવા ઘણી આતુર બની, પણ ભાઇને કરેલી છાની મદદ માટે એકદમ ખુલાસો કરતાં ડરી. પતિને છેતરવાની પહેલી, પછી નવલ માટે દાગીના મુકયા, તે બીજી, અને ફરી દાગીના લઇને બતાવવાની ત્રીજી ને છેવટનો ખુલાસો કરવો, એ ચોથી કોશિષમાં નિર્પરાધી ઠરવાની ઉત્કંઠાથી નિર્ભય થઇ ચાલી. પોતાનો અપરાધ પોતાને નડયો, જાણી રડી. પતિની આજ્ઞાનું ઉલઘંન કરવામાં વિમુખ થયલી હોવાથી એકાએક આફત આવી માની. અસહ્ય દુઃખ સહન કરતાં ન ડરી પણ ખુલાસો કરતાં ડરી, અને તે પણ પતિના સુખનો સમય શોધતાંજ! આ વેળા તો સર્વ વિસારી પોતાના સત્યપણાનો ભોગ આપવા તારામતી પોતાના ભાવીના યોગે નિર્ભયપણે ઘેલછામાં જાય તેમ ગંગાં પણ ભાન ભૂલી અંધારી રાત્રે સત્યતાનું બળીદાન દેવા ચાલી, ત્યાં પણ વિપત્તી નડી.

---

# પ્રકરણ ૧૪ મું.

—:*:—

## અંધારી માત્રિ—પોલીસ ગેટમાં ગંગા.

રાત્રિના નવ વાગી ગયા છે. સર્વ લોકો નિદ્રામાં તૃપ્ત થઇ ગયાં છે. ફકત તમરાં, દેડકાં આદીના સ્વર, પતંગીયાનું તેજ, ને સીમમાં કુતરાં શિયાળનાં ભોંકાર સિવાય કંઇજ સંભળાતું નથી. કાળી અઘોર રાત્રિ ભયંકર લાગે છે, ચોરફાનસ લઇ ફરતા કાળા ડગલા-વાળા સિપાઇઓ પણ મુનિવ્રત લઇ પોતાની બહાદુરી બતલાવવા ફકત પેહેલા પોહોરમાંથીજ ખૂણે ખાંચરે છુપાતા લાગ ફાવે, તો હાથ મારવામાં પણ સાંમેલ થતા ફરતા માલમ પડે છે.

નીચ કિશોર "હવે શું થાય છે" તે વાટ જોતો બેઠો હતો. વિચાર તરંગમાં ઉંઘ આવી નહોતી. તે ગંગાને બહાર નીકળેલી જોઇ પાછળ પડયો. અંતે રાત્રે કયાં જાય છે, તે જોવા ચાલ્યો. લાગ આવે દમબાજી ભીડવા, અને ગભરાયલી ઓરતને શરણ કરવા, પણ દાવ શોધ્યો. વાલીને કામ શુદ્ધિ હોય, તો વડા ભાઇ સુગ્રીવનીજ સ્ત્રિ પર કાં મોહાય ? ગંગા ચાલી. પૂઠે ખૂની કિશોર ચાલ્યો. ગંગા નવલ સખીના માઢમાં પેઠી. દરવાને, ગંગા જાણી જવા દીધી. ખૂની પાછલી પછી તે સર્વ સાંભળવા ઉભો. એવા સમયે નિર્દોષ ગંગા આફતની મારી પોતાની સહીયરને ત્યાં ગઇ. પ્રભાકુંવર એકલીજ હતી, તેથી અંધારી ને મોડી રાત્રે પ્રથમ બારણાં ઉઘાડતાં ડરી, પણ ગંગાનો સ્વર અને આવે કટાણે સંભળાતો જોઇ વિસ્મય થઇને ઉઘાડયાં, અને ગંગાને અંદર લઇ કમાડ વાસી દીધું ગંગાની આંખ રડતીજ રહી...

" ગંગા ? આજ મોડી રાત્રે અંધારમાં તું અહીં ફરીને કેમ આવી ?" વિસ્મયતાથી પ્રભા બોલી.

"બ્હેન ? હું તને છેલ્લીજ ભેટ કરવા આવી છું." ગંગાએ ચાલુ આંસુ છોડી દીધાં.

"પણ એટલું બધું શું, ગંગા ?"

"મ્હારા નસીબની ગીરદ્દેશી."

"જાણુવામાં તો આવશે ?"

"મ્હારા ધણીને કોણ જાણે કોઇએ ભંભેર્યા છે. ને તેમાં મ્હારી એક ભૂલ થઇ છે, તેથી હવે મ્હારા સરદાર મ્હારો ગુન્હો તપાસી શિક્ષા કરવા બેઠા છે, પણ તે શિક્ષા કરવા પ્હેલાં મુદ્દો માગે છે, ને તે રજુ કરવા આ ટાણે ઘર બહાર કાઢી છે"

"એટલે! ગુન્હો શું! મુદ્દાને શું! શિક્ષા શું? આશું લવે છે, ગંગા?"

"બ્હેન? તું જેવી મ્હારી લાજ વધારનાર થઇ, તેવી બચાવનાર થઇ જા; હું દુનિયામાં અધમ પાપણી નારી ગણાઇશ! નિર્દોષ નાર મારી જઇશ. મારૂં કોઇ બેલી નથી. મને કોઇ ખમાં કરનાર નથી. ઉંચે આભ ને નીચે ધરતી છે. મ્હારો બચાવ ફક્ત ત્હારાજ હાથમાં છે. તારાથી મરવું ને ઉગરવું બન્ને છે. વધારે શું કહું ? જો તારા હૃદયમાં ઈશ્વર વસે, તો સાહ્ય કર, નહિ તો છેલ્લી ઘડીના પ્રણામ ! હું આશા રાખું છું, કે તું મારી માગણી નાકબુલ કરીશ નહિ."

"વારૂ, ગંગા? બોલ તો ખરી કે શું!

"ત્હારી પાસે નાં બોલું, તો બીજે કયાં? મ્હારા પોપટને પોલીટીકલ ખાતામાં નોકરી મેળવવા મેં એમનાથી છાના દાગીના મુકીને પાંચસો રૂપીઆ લઇ મોકલ્યા છે."

"દાગીના કયાં મુકયા!"—આશ્ચર્યતાથી પ્રભાયે પુછયું.

"ત્હારે ત્યાં."

"મ્હારે ત્યાં ? આ શું બોલે છે? ક્યારે ? કોની મારફત ? એ શું ગાંડા જેવું કર્યું છે, હેં, ગંગા ?"

"મ્હારા ભાગ્યે મને અવળી મતી સુજાડી છે. વીગત હું શું જણાવું? હમણાં મને કામ પાર પાડવા દે?"

"ત્યારે તું શું કહેવા ઇચ્છે છે?"

"મ્હારે ત્યાં મ્હારા દાગીના મ્હારા પિત્રાઇ મામાના છોકરાના નામે મ્હારા જેઠ કિશોરલાલની જામીનગીરીથી ગુપ્ત ગીરવી છે. આ કાવતરૂં એ જેઠનુંજ છે, એ મને હમણાં ખબર પડી છે. પણ ભોળી અબળા વિશ્વાસમાં છેતરાઇ. ઝેર જાણીનેજ પીધું; અસમજમાંજ દુઃખ વોર્યું, અને હવે પશ્ચાતાપ શું કામનો ? એ દાગીનાની વાત મ્હારા ધણીની પીડામાં તેને ન થઇ, અને આ વખતે તને પણ વાત કર્યા સિવાય હું ચીઠી લઇ ગઈ. તે પછી મારી સાસુએ એમના કાન ભંભેર્યા, એટલે દાગીના માગ્યા. મેં આ ચીઠીને પેઠે દાગીના મુકયા છે, એમ કહ્યું; તેણે દાગીના રજુ કરવા ક્રોધ સાથે માગણી કરી. હવે કેમ કરવું ?"

"મ્હારા પતિ તો બહારગામ છે, અને તને દાગીના જોઇયે છે. પણ વળી મારાથી તારૂં દુઃખ જોઇ શકાતું નથી. દાગીના ન મળે, તો તું આપઘાત કરવા તૈયાર થાય છે. હવે હું પણ મુજાણી છું. મ્હારા પતિનો તો મને ભરૂંસો છે, કે મારૂં કરેલું ઉત્થાપન નહિ કરશે, તોપણ વિચાર કરૂં, તો તે દાગીના મારાથી અપાય નહિ. વળી એક તરફ નજર કરતાં, ને તારી દયા કરતાં, જા બ્હેન એ દાગીના તને આપીશ; અને તે કદી મૂઠનાર ધણી તૂત ઉભું કરશે, તોપણ ફિકર નહિ. પણ દાગીના તું ઓળખશે ?"

"હા ઓળખીશ ! ફકત મોહનમાળા ને ચંદનહાર એ વસ્તુજ છે."

"ઠીક છે, ચાલ અંદર"—

બન્ને અંદર ગયાં. આ વાત છુપા ઉભેલા ખૂની કિશોરલાલે બ્હાર સાંભળી. અને વૈર લેવાના દરેક હથિયારો હાથમાં આવી ગયાં લાગ્યાં; ને હવે શું થાય છે, તે સાંભળવા ત્યાંજ ઉભો. પણ એટલામાં એક વિચાર આવ્યો, ને તે વિચાર ત્યાંજ સફળ થયો. સારૂં કરતાં વખત, પણ ભુડું કરતાં કંઇજ નહિ.

પ્રભાએ તીજોરીમાંથી બન્ને દાગીના કાઢયા, ગંગાએ ઓળખ્યાં, પણ તેનાથી આપવા કહેવાયું નહિ.

"ગંગા ? તારા ભાઇ ખાતર તેં તારા ધણીને ઠગ્યા, તેમ તારા ખાતર, હું મ્હારા ધણીને ઠગવાની કોશિષ કરૂં છું. પણ ફિકર નહિ. હું સમજાવીશ, તું આ લઇ જા; ત્હારા ધણીને સમજાવ, અને ત્હારી ભૂલ જાહેર કરી, તે ગુન્હાનો એકરાર કરી, પાપનો પશ્ચાતાપ કરી અને સર્વે સમજણ ઉતારી શાન્ત થા"—

"હા, મ્હારી ભૂલ થઇ છે બ્હેન! મને ત્હારો ભરૂંસો હતો. ને તેમાં પણ મારી કરણી પ્રમાણે ઇશ્વર મને સહાય થાત નહિ, પણ કોણ જાણે કયું પુન્ય આડું આવ્યું હશે, કે ત્હારા હૃદયમાં વાત ઉતરી. હવે થાય તે ખરૂં. હું પતીને સમજાવીશ, પગે પડીશ, ગુન્હાની માફી માગીશ, ભૂલનો પશ્ચાતાપ કરીશ, પણ આવી ત્હારી અનહદ પ્રેમી લાગણી, અમુલ્ય ઉપકાર, અનેક વેળાએ કરેલી મદદનો બદલો હું લાચાર, નિરાધાર અબળા કયારે વાળીશ ? મને તેં મોતથી બચાવી છે. લાજથી ઉગારી છે. અને સંસારથી તારી છે. હું ત્હારે પગે પડું છું." રડતે ગદગદતે વદને ગંગા નમી.

"બસ કર, હવે મ્હારાથી નથી જોવાતું ગંગા ?" પ્રભાને દયાની લાગણી છુટી, અને આંખમાં પ્રેમનાં આંસુ આવ્યાં. ઉપકારના આવેશમાં નમ્ર થઇ ગઇ.

"બ્હેન હવે હું જાઉં ? એ મ્હારી વાટજ જોઇ રહ્યા હશે.

ત્હારી ચીઠી માટે ત્હારા પતિને સમજાવજે, તેને ખોટું લાગશે. પણ અપ્તરંગીના શા ભરૂંસા!"

"ફિકર નહિ, જા અંધારી રાત્રિ છે. સંભાળજે ! માણસ સાથે આપું ? જોખમ છે."

"રામરાજ છે. મને અડચણ નથી. છાની રીતે જવા દે. ત્હારો પ્રેમ ઓછો નથી." ગંગાના ભાગ્યાસ્તે તેણે માણસ લ્હેવા પણ ના પાડી.

"જેમ તારી મરજી. ફિકર ન કરીશ. સાહસીક ન થઇશ. ગંભીર થજે. સહનશીલતા રાખજે. અને પડતો બોલ ઉંચકી લ્હેજે. સમજુને શું કહું ?"

"વારૂ, બાપુ ! હવે હું જઇશ. જો જીવતી હઇશ, તો મળીશ, નહિ તો મણીને સંભાળજે; તેને ઓછું આવવા દઇશ નહિ. માસીબા તરીકેનો હોદ્દો તુંજ સંભાળજે ! તે કદી મ્હારા માટે રડશે, તો તેનું શાન્તવન કરજે. ઇશ્વર તે અનાથ બાળકની સારવાર કરતાં તને સંતાનનું ફળ દેશે. મ્હારી ખોટ તારાથી સરશે, એટલે મણીને હરકત નહિ. પતિને બીજી મળશે. અને સાસુને તો ટાઢે પાણીએ ખસ જશે. તને નહિ ગમશે તો મણી છે, તેજ મને જાણજે. તારો બોધ મ્હારૂં મન કબુલ કરે છે; તો પણ"—ગંગાને કાળેજ બોલાવી. ટપકતે આંસુડે, ને ફાટતી છાતીએ પ્રભાની ઉપર બેભાન થઇ પડી ગઇ, તેને પકડી લઇ પ્રભા બોલી.

"ગંગા ! ગાંડી થઇ ? હોય. માણસ છે. થનારૂં થયા કરે છે. બનવાનું બન્યા કરે છે. સુખદુઃખ સર્વને આવેજ છે. તું સમજુ છે. વિદ્વાન છે. તું ડાહી છે. તેં વાંચ્યું નથી, કે કાળની ગતિ વિચિત્ર છે?

"જા, બા, રડ નહિ. રાત્રિ બહુ ગઇ. ઘેર જા. તું ગભરાયલી બેભાન છે. માણસને લઇ જા ? મ્હારૂં માન્ય ?"

" ના કંઇ નહિ, હવે તો—

" જો ગાંડી ન થઇશ હો ? સાહસીકતા તને સાતે ભવ નડશે. ત્હાર વડીલનું કુટુંબ તપાસજે ? ત્હારા ભાંડુને જોજે ? ત્હારી કિર્તી સંભાળજે, ને પછી ગાંડાઇ કરજે ? "

" વારૂ બ્હેન ! અત્યારે હું કંઇ કહી શકતી નથી. માફ કરજે. હું જાઉં છું. "

ગંગા બ્હાર નીકળી. પ્રભાકુંવરે દુર જતાં સુધી દીવો રાખ્યો, ન દેખાઇ, ત્યારે કમાડ વાસી અંદર ગઇ. ગંગાનાં હૃદયભેદક વાક્યોએ અનિવાર્ય પ્રેમને ઉશ્કેર્યો. છાતી ભરાઇ આવી. દયાની લાગણીમાં બાળપણની સખીની સાહસીકતાએ દુઃખ ઉત્પન્ન કર્યું. પ્રભા બ્હેન, સહીયરપણાના ખરા પ્રેમમાં ઉછળતી મદમાતી પલંગ પર પોઢી; ઉપકારનાં આવેશમાં અવનવા શિતળતાના શેરડા પડયા, અને બ્હેનપણીનો લાભ મેળવી મનને સંતોષ આપતી નિદ્રાધીન થઇ.

નિર્દોષ ગંગાના સંકટમાં સાહ્ય થનારી પ્રભાકુંવર જેવી સખી કોણ સુભાગીને ગમે નહિ ? હેતસ્વી, નિતીમાન, ખરા દીલની અને શરમાળ પુતળી કોને પ્રિય ન લાગે ? પ્રભા જેવી બ્હેનપણી તો કોઇકજ, અને હોય તો બ્હેનપણી તે એજ.

" ગંગા બિચારી એકલી ચાલી. પણ અંતે અહીંએ ફસી. જેવી નસીબની અંધારી રાત્રિ હતી, તેવી આફતની પણ અંધારી રાત હતી. નગ્રમાં દીવાબત્તીનો તો બંદોબસ્ત નહિ, પણ પેહેરેગીરો પણ લાંચીયા અને મગરૂર ? તેથી કોઇ વખત બહુ જાતની ગડબડ થતી, ને તેને લીધે ખટપટ ઉઠતી હતી. તેમાં વળી જરા એસકી અને ટામાંધી, પછી તો પુછવુંજ નહિ- ઘરમાં વાંસ ફરે તો હાંલ્લુ જડે નહિ, પણ બ્હાર બડેખાં ! વાતો સંગ્રામો જીતી જવાની કરે, ને

સામે લડવાની વાત આવે, ત્યારે ખુણો શોધે ! પગાર પાંચ કોરી ને ખરચ પચાસ કોરી ! કેમ નીભે ? નક્કીજ કંઇ ઉથલપાલ કરવીજ જોઇએ. તેથી લાલચમાં ફસાઇ અવળે માર્ગે ઉતરે, અને અજાણ્યા થઇ પોતાનો સ્વાર્થ સાંધે, તે ઘણું કરીને રાત્રિનાજ સારૂં ભક્ષ મેળવે.

ગંગા બિચારી દાગીના લઇ જેવી માર્ગમાં પળી, તેવીજ ખુનીએ જોઇ. અને જો " દાગીના લઇ જશે, તો પોતે રચેલી બાજી રદ જશે " એમ સમજી તરત પોતાનું વેર લ્હેવા એક યુક્તિ શોધી કહાડી.

જેમ દમયંતીના દુર્ભાગ્યે કળી તેને ફસાવવાનાં કામ કરતો હતો, તેમાં સફળ થતો, તેમ આ ખૂની ગંગાને જે ફસાવવાનાં કાવતરાં રચતો, તેમાં સત્વર સફળ થએલો દેખાતો હતો. અને આવી રીતે ફત્હેમંદ થતાં તે બદલો વળેલો સમજતો હતો. કાગળ લખવાની પણ અસર થઇ. દાગીના મુકી નવલને તેની દુરાચારી સ્ત્રિની વર્તણુંક ખરી બતાવવામાં ફાવ્યો, અને આ દાગીના લઇ નિર્દોષ ગંગા જતી હતી, તેમાં પણ ફળીભૂત થયો—અને અભાગી ગંગા અહીં પણ ફસી પડી.

પોલીસની રોન ફરતી હતી. પોતે એવાંજ કાથ કરતો હતો, ને હાથનો છુટો હોવાથી લાલચુ સિપાઇઓને ખટાવ્યા કરતો, તેથી તેમની પણ મુંડી હાથમાં રાખી હતી, એટલે તે લોકો માર્ગમાં મળતાં તરતજ ગંગાને પકડવાની પ્રેરણા કરી દીધી. નહિ વડીલની શરમ રાખી, નહિ ભ્રાત સ્ત્રિની મર્યાદાની બીક ધરી, નહિ લોકાપવાદ માટે ડર્યો, નહિ અબળાને અકાળ તહોમત ચડાવવા ડર્યો. મદનમાં મદોન્મત થયેલો ઠામાંથી પોતાની એબ ઉઘાડી કરવા પોતાનાંજ માણુસને તરકડાને હાથ સોંપવા નીચ અધમી પુરૂષે જરાએ ગમ ન ખાધી.

સિપાઇઓના કાન ભંભેર્યા, પણ નાયક નિષ્પક્ષપાતી, નિસ્પૃહી ને દયાળુ હોવાથી અને અનિતીનો દુશ્મન, ને લાલચુ લોકોનો કાળ હોવાથી સિપાઇઓને ગુન્હો ખરો કરવા માટે બહુ ચોંપ રાખ-

વી પડતી. પણ એ ખૂનીએ ગંગાને મુદ્દાસહ બતાવી દીધી, તેથી તો બમણું જોસ આવ્યું, અને ગંગાને પકડી! વાંદરાને વળી દારૂ પાયો. જાતે તરકડા, ગંગા ખુદના આસ્કી, અને તે હાથમાં આવી, તેને કેમ છોડે? ભાવતું હતું ને વૈદે કહ્યું, વળી આ વેળા તો મામાનું ઘર ને મા પરીસણે એવું દેશી કહેવત મુજબ તે લોકોને થયું. ગંગાને બતાવી. નિરાંત કરી અજાણ્યો થઇ જ્યાં નવલશંકરનો વડીલ ભાગીયો પોતાને ત્યાં સૂતો હતો, ત્યાં આવી છાનોમાનો સુઇ ગયો. પણ ગંગાના વિચારમાં તેને ઊંઘ ન આવી, અને હવે શું થાય છે? તે ચિન્તવનમાં ઘેરાયો. દેખતાં ઊંઘેલો લાગવા માંડયો. પણ ગુપ્ત જાગૃત જણાયો. તે તો પોતાની ઉમેદમાં છેવટ સુધી હાથ ઘસતોજ રહ્યો. અને ગંગાને તો પ્રભુ સાહ્ય થવાથી સ્વેચ્છાએ પળી. ગંગાને સિપાઇઓએ એકદમ પકડી. ધમકી આપી. ગંગા દબાઇ ગઇ. કાળી રાત્રીએ પુરૂષો અને તેપણ તરકડાના હાથમાં આવવાથી બકરૂં વાઘના મોઢામાં પેસવાની સ્થિતિ થઇ ગઇ. બોલી શકી નહિ."

ગંગાને છુપી રીતે જવું હતું, ત્યારે ભાગ્ય યોગે તેને પ્રકટ કરી હતી. કુદરત આડો થાય, ત્યારે કોને દોષ દેવાય? 'કુળવાન કૂળાંગના અરધી રાતે પોલીસના હાથમાં ફસાયલી નગરમાં જાહેર થાય, તે કરતાં મરવું સારૂં.' એમ ગંગાએ કાં માની લીધું નહિ હોય!

"તુમેરી પાસ કયા હય? તુમ કોંન હય?" સિપાઇએ સામે આવી દમ માર્યો.

"કઇ નં.....હિ!" ગંગા અટકી ગઇ, બોલી ને શકી. થંભીજ રહી.

"તુમ કોન હોય? બોલો નહિતો કેદ કરેગા?" "હું એક સ્ત્રિ—ફકત છેવટ એટલું પણ કંપતાં બોલી બંધ થઇ ગઇ."

" રાતકા વખ્તમેં ઓરત જાત કહાં જાતી હય? ચાર ફાનસ

ગંગાના મુખપર ધર્યું. મનોહર મુખકમળ જરા પાખંડીથી કરમાયલું છતાં નેત્રરૂપી પાંખડીઓ એવી ચળકાટ મારતી જણાઇ, કે જોતાંજ કામાંધીઓ છળી ગયા, તો પછી તેને છોડે કેમ? આવેશમાંજ વધારે ધમકી આપી. ગભરાવીજ દીધી. પકડવા માંડી. અંધારી રાત્રે કોણ બેલી? પોતાના ગૃહસ્થ ઘરની વાત બહાર પડે, એમ ધારીને ખુલાસો ન કર્યો, તેમાં ફસી પડી!

"મને ન પકડો. હું બૂમ મારીશ." દુર ખસી વિકાળ બની ગંભીરપણેજ ગંગા બોલી.

"સુપ? ચોરીકા કામ કરકે ડરાતી હય કયા? વાહરે તું—ચલ બતા તેરી પાસ કયા હય?" કાંડુ પકડવા ગયો.

"દુર રહે તરકડા? ખબરદાર? તું હજી શિયાળીયાના દરમાં ગયો છે, પણ સિંહસ્થાનમાં આવ્યો નથી. તે હજી ઉંદરના દરમાં હાથ નાખ્યા છે પણ નાગ રહેઠાણ જોયાં નથી. તું એમ સમજે છે, કે નિરાધાર અબળાપર ફાવી જઈશ; પણ ખબરદાર! આડી આંગળી બતાવી, તો તારી વાત તેં જાણી! જયાં સુધી હું બોલતી નથી, ત્યાં સુધી છુટનો લાભ લહે છે કેમ? આબરૂમાં રહે, નહિ, તો વગર મોતે મરશે. એક રાત્રિના વખતમાં અબળાને ફસાવવાની તજવીજ કરીને તમારી અઘટીત ઉમેદ પાર પાડવા ધારો છો, પણ યાદ રાખો, કે તેમાં તમે સદાના નિષ્ફળ થવાના છો; એટલુંજ નહિ પણ શિક્ષાપાત્ર અને બહુ હદ બહાર જશો, તો પ્રાણ બચવાની આશા રાખવી ફોકટ જશે."

"કયા ગાયકે ડરાનેસે સાવજ ડર કે ઝાડીમેં ઘુસ જાયગા?"

"વધુ ગડબર ન કરવી. મને તું ઓળખતો નથી. જો મારી કંઇ છેડ કરી તો નકી જાણજે, કે તારો પ્રાણ અહીંજ જશે."

"અબે ચલ ચલ! તેરે જયસી બહોત રંડીઆં આતી હય!

રાત્રીકા બખતમેં કોઇ યારકે વ્હાં જા કે હમકો ડરાતી હય કયું? હસકો કયા કરના હય? વાલીશાન આલ્લીકા હુકમસેં તુમકો ગેટમેં લે જાયગે! ગડબડ કરોગે, તો બાંધ લેયગેં તુમ શાહુકાર હો યા ચોર હો, નેકદાર હો યા બદકાર હો, હમકો પરવા નહિ. હમેરા કામ હમ બજાયગા. કભુ છોડકે નહિ જાયગાં." એક જમાદારે વચ્ચે પડી ગંભીરતાથી કહ્યું.

"અરે દેખો એ છુપાતી કયા હય?" ગંગાનો હાથ ખેંચ્યો.

"ખબરદાર, એ નીચ? ચંડાળ જાતનો પુરૂષ થઇ સ્ત્રિના અંગપર ધસી આવતાં શરમ થતી નથી? કદી તને તારા સરદારનો હુકમ હોય, અને હું ગુન્હાયત હોઉં, તો સાબીત કરો. બાકી તમે લોકોને જરા પણ પાસે આવવાનો અધિકાર નથી. દુરથી વાત કરો."

"તેરે અબી હમેરી માગણીકે તાબે હોના પડેગા!"

"ત્હારી હોવાનીયત માગણીને તાબે થવા અગાઉ જરૂર હશે, તો હું કીરતારને તાબે થઇશ; પણ તમે અધમ પાપીઓને તો કદી હાથ નહિ ચડીશ."

"યેહ કયા બાત હય? તીરકે દાનેકી માફક તડોતડ બોલકે બાણુ છુટતે હય? યાર? અયસી નાજનીકો તો ઊડાનાં ચાહીયે!" એક જુવાન તરકડે સોબતીને ઇસારો કર્યો.

"ચુપ રહે! વધારે લવારી કરી તારી પાપી જીભને નર્ક કુંડમાં ન નાખ! તારૂં કંઇ વળવાનું નથી. ચાલ રસ્તો આપ, જવા દે મને—" ભપકામાંજ ચાલવા માંડી.

જેમ દાનવોનો ધ્વંસ કરવાને આપોઆપ ભવાનીનું પ્રચંડ-રૂપ ધરી ટટાર થઇ હોય, તેમ દેખાતી દુખિયારી છતાં ગંગા મહા-સત્વ તેજના આવેશે મગરૂર બની દુર ચાલવા માંડી.

"ઓ? ચલી હય કહાં? અબતક શામ રખી, અબી લ્હે,

કયા કરેગી ? કયા હય ? ” સિપાઇએ ગંગાનો હાથ પકડયો.

દાગીનાનું પોટલું પડી જતાં બીજાએ ઉંચકયું. અને પુરાવો હાથ આવ્યો. હવે તો આ દાગીનાથી ચોરીનો અપવાદ ઢોળી પાઢવા ગંગાને પકડી.

“ એ દાગીના કીસકા હય ? સિપાઇઓ ? ચેહી ઔરતકોં કબ્જ કરો ? ”

“ મારા છે. મને ન પકડો. દુરથી વાત કરો. ”

“ તુ ચોર હય ? અભી હુમ નહિ છોડેગે ? ” કોમળ હાથનું કાંડું પકડી તરકડા હરખાવા લાગ્યા.

“ હું ચોર છું, તેની સાબીતી કરાવી આપવી પડશે. અને તે આપવા પહેલાં હું ઓરત જાતની આબરૂનો જવાબ દેવો પડશે. મને છોડો. આબરૂદાર અને તે પણ ઓરત જાતને અંધારી રાત્રે પકડી અંગપર ઘસવાનો તમારો અધિકાર નથી. હું બૂમ પાડીશ ”

“ ચોર હોકે બૂમ પાડેગી, તો ગુન્હા સાબિત હોનેકા ઓર કારન હય!” રાતકી વખત ઔરત જાત બહાર રઝળતી કયસી હય ? ગેટમેં નાયકસે બાત કરનાં ! ચલો, રાતકા વખત હય, તેરા અહીં કોન હય ? ”

“ મ્હારો પરમેશ્વર છે. ને તે પ્હેલાં મ્હારો સત્યવ્રત આત્મા સાક્ષી છે. કોઈ નથી, એમ જાણી તમે શું કરવા માગો છો ?—કહો ત્યાં આવવા તૈયાર છું. પછી શું ? ” ગંગા સત્યતા જાળવવા ઝનુન ચડાવી બોલી.

“ અચ્છા ! હુમકો મત બોલનાં, ચલો ! ” ગંગાના જોસ્સે તો નહિજ, પણ તેમના ઉપરી નાયકના દમથીજ વગર છેડયે અંધારી રાત્રે ગંગાને લઇ પોલીસ ગેટમાં તરકડા ગયા. નિર્દોષ ગંગા રોબમાં બોલી, પણ અંતે કંઇ ન ચાલ્યું. તીરંદાઝ તરકડા બોલીદરાજ

બેરીથી જરા પણ ન ડર્યો, અને પોતાની નીચ ઉમેદ પાર પાડવા નિરાધાર અબળાને કાળી રાત્રે બાર વાગે આબરૂદાર રૈયતની દરકાર કર્યા સિવાય ચોકીમાં લઇ ગયા. નવલ બીજા કામમાં ગુંથાયો. તે પણ કંટાળેલો હતો, અને વળી તેને તો ગંગાની દરકાર હતીજ નહિ. ઉલટો એ તો ગંગાની ગેરહાજરીનો લાભ શોધતો હતો. અને વળી તેમાં વધારે પુષ્ટિ મળવાનો દાવ હાથ આવ્યો, એથી તો એકાએક ઝેર ભળી આખા અંગમાં પ્રસરી રહેતાં છેવટે ગંગાને યાદ કરી; ગંગા બિચારી પોલીસગેટમાં પડી રહી, પણ કોઇએ ભાળ ન કહાડી. પરમેશ્વરે પણ નિતીમાન નારીની સાર ન લીધી! કયાં રસિકનો પ્રેમાલય, ને કયાં પોલીસગેટમાં ગંગા? કુદરત ત્હારી બલિહારી છો કયાં જીવનરક્ષક કાન્ત, અને કયાં પિયરની પ્રભા? કયાં પોતાની પતિવ્રતતા અને શી નશીબની ગીરદેશી! ગંગાનીપર એક તરફ ગેટમાં આભ તૂટયો, તો બીજી તરફ કુદરતે તેના પતિ નવલશંકરને વ્હેમમાં વ્હેમ નાખીને દુર્ભાગી દુનિયાના બહોળા માર્ગપર ચડાવ્યો. ગંગા બિચારી અહીં લાજ મર્યાદામાં ઝુરવા લાગી, તો પતિના હૃદયમાં એક રીતે કુછંદી થવા લાગી, અને એક તેની કમનસીબીનો લેખ પતિના હાથમાં આવતાં, હતી તેથી બમણી દુઃખને પ્રાપ્ત થઇ; અને તદન ભાગ્યચંદ્રનો ગ્રહણ યોગ થયો:—

---

## પ્રકરણ ૧૫ મું.

:o:

### ભેદીત લેખ.

### ભૂલમાં ભૂલ, કાંટામાં ફૂલ!

નવલને ન્હાસી જવું એ નિશ્ચય હતુ. કેમકે પ્રભાત થતાં લ્હેણદારોની ધમાલ પડવાની બ્હીક હતી. ગંગાએ આશ્રય આપ્યો, ત્યારે

જીવન દોરી ટકાવી સંસારને સાહ્ય કરવા ઇચ્છા ધરી હતી, પણ એટલામાં તો સવિતાગવરીએ ભંભેરી આકાશ જેટલો ઉન્નત કર્યો, અને ગોપીચંદની માતા મેનાવતીએ નિતી બોધ આપ્યો હતો, તો આ માતાએ અલ્પજ્ઞાનનો માર્ગ દેખાડી ભ્રમિત પુરૂષને ભમાવ્યો ! તે પછી એકદમ ઘરબાર છોડી ચાલી જવા ધાર્યું હતું !

ગંગાના જવા પછી પોતે પોતાની દરેક મિલકત નિશ્ચિંતપણે લખવા બેઠો; કેમકે હવે તે નિર્ભંથ બન્યો હતો. ગંગા ફરી જલ્દી આવે, તો તેમનાં કર્તવ્યનો પશ્ચાતાપ કરાવી તેના હાથેજ આત્મઘાત કરાવવા ઇચ્છતો હતો. દુકાનો તથા ઘર વીગેરેની નોંધ કરી. લ્હેવા દેવાનો ફાળો ઉતાર્યો. અને ગંગાને માટે પોતાના અભિપ્રાય, તેના કર્તવ્યની પોતાથી થાય તેટલી શિક્ષા, જેમ હેટકરે ખૂદ બર્થાને તેના કર્તવ્યનો લાભ આપ્યો હતો; તેમજ માની મજકુરને લાભ આપવા લખ્યું, અને છેવટે ગંગાની પેટીમાં શું શું દાગીના છે, તે જોવા ઇચ્છા કરી, કપડાં તપાસ્યાં. દાગીનાનો દાબડો જોયો, તો કંઇ ન મળે, ફક્ત એક ચીઠી મળી, અને તે વાંચી.

અભેદીત લેખ એક પત્ર કહો, મુંબઇથી વિજયાગવરીએ પોતાના પતિ ઉપર લખ્યો હતો. નવલશંકરે પત્ર વાંચ્યો. અને અનુમાન કર્યું, કે "આ રંડાએ પોતાના યાર ઉપર પત્ર લખ્યો છે ! અને તે ચાલી જવાની છે." આ પત્રમાં પણ તેવુંજ વિજયાકુમારીએ લખ્યું હતું, પણ તપાસ કોણ કરે ? એવા સંયોગો મળી આવ્યા, કે કોઇ કોઇને ખુલાંસો કરવાનો પ્રસંગજ ન આવ્યો ! એકજ પત્રથી દમ્પતી વચ્ચે અનહદ વ્હેમનું ખેચાણ થઇ ગયું. ગંગાને આવતાં વાર થઇ, વાટ જોવા છતાં તે જલદી ન આવી, સર્વ વ્યવસ્થા કરવી છોડી દઇ ગંગાને હાથ કરવા, અને તેને ઠાર કરી પોતાને પણ ત્યાંજ નિશ્ચય કર્યું. પોતે આગળ એક પત્ર લખ્યો હતો, જેમાં કેટલીક

હકીકત જાહેર કરી તે પત્રને ચોકસ વખતે બ્હાર કહાડવા જણાવ્યું, અને દાબડામાં મૂકી એકદમ ગંગાની પાછળ પડયો. રાત્રી બહુ ગઇ હતી તથા મણી બાળક સુતો હતો. નીચે જોતાં ગવરી માતા પણ પાછળના ખંડમાં ઘોરતાં હતાં. તેને ન પૂછતાં કે જાણ થવા ન દેતાં ગંગાએ અડકાવી મૂકેલાં બારણાં ઉઘાડી નવલ ચાલી ગયો.

માવાની વાતપર લક્ષ ખેંચ્યુ, તેમાં આ પત્રે વધારો કર્યો; સાહસીક નવલને વગર પુરાવે ને વગર ખુલાસે સ્ત્રિનું ખૂન કરવાનું જોમ ચડયું. રાત્રીએ વાળુ બંધ રહ્યાં, ગંગાની ભાગ્યદશા ફરી. રસિકચંદ્ર પાસે ન્હાસી જવાનું તોહોમત મુકયું. પણ તે માર્ગે પળતાં પ્હેલાં બનેને ઉમેદમાં રહેવા દેવાજ નવલે પુંઠ પકડી, પોતાના વ્યાપાર કાર્યોમાં ચિત્ત ન ઘાલ્યું. સવિતાગવરીને જાણ ન કરી. ઇંદુલાલને ભાવલપુર પૈસા લ્હેવા મોકલ્યો છે, તે વિસારી દીધું, અને નિર્દોષ બાળક મણી માટે તો વિવિધ જાતની કલ્પના પેદા થઇ. ઘરની, કુટુંબની, કે દેશની વા સરકાર, દરબારની અને છેવટે સ્ત્રિહત્યાના અને પોતાના આત્મઘાતના પાપની પણ દરકાર ન કરી; રાત્રીના બાર વાગે ભિખારીના વેશમાં હાથમાં છત્રીની ગુપ્તી લઇને બહાર નીકળી ગયો. કોઇને ખબર ન પડી. ચોતરફ કાળને દેખવા લાગ્યો. અને મારવું, અને મરવું એજ નકી કર્યું. લ્હેવા દેવાની વ્યાધીએ પ્રથમ ઉશ્કેર્યો, ગંગા વ્યભિચારણી થઇ ન્હાસી જાય, તે બીજું કલંક ચડશે ધાર્યું. અને જીવતાં સવાર સુધી નથમાં રહેલાં લ્હેણદારો જેલમાં નખાવશે, તે અધિક સંકષ્ટો ભળ્યાં! નાદાર થવાનું માંડી વાળી નાદાન થવાનો છેલ્લો માર્ગ નિશ્ચય કર્યો, રસ્તામાં સિપાઇઓ પકડશે, કદી ગંગાને મારી પોતે મરતા પ્હેલાં સપડાશે, તો રીબાઇ ફાંસીએ લટકવું પડશે, તે ભાન ન રહ્યું. અને કુલીન કુટુંબનો આબરૂદાર નબીરો વગર કારણોએ આવું સાહસ કરવા બેઠો. કોઇએ ન વાર્યો. ફકત આત્માં અંદરથી દુઃખાયો

પણ એટલું ખૂનનું પ્રબળ વધ્યું, કે તેમાં આત્માથી કંઈ વારી રખાયો નહિ. અંતે ઘર બહાર નીકળી ગયો. માર્ગમાં પણ નીચ વિચારો આવ્યા.

આખું નગ્ર નિદ્રામાં ઘેરાઇ ગયું હતું, રાત્રી અંધારી ઘોર હતી. જો માર્ગ ન સુજે, તો સામું યા આસપાસ માણુસ હોય, તે તો કયાંથી જણાયજ ! તે વખતે છુપા વેશમાં નવલશંકર પ્રથમ તો પ્રભાકુંવરના ઘર ભણીજ શોધ કરવા જઇ ચડયો, આ વખતે નિર્દોષ બિચારી ગંગા પોલીસગેટમાં પડી હતી. નવલ ગંગાને ભેટવાની તજવીજમાં પડયો, તો ગંગા નવલને મોહું ન દેખાડવાની તદબીર કરવામાં ગુચવાણી. અંતે તે સફળ થઈ, પણ નવલ તો ભટકતોજ રહ્યો. આ વખતે બરાબર રાત્રિના બે વાગ્યાની આલબેલ પોલીસ-ગેટમાં થઇ હતી, અને ગંગા તે વખતે પોલીસગેટમાંથી નીકળી એકદમ ગામની બહાર નીકળી જવા નાસતી દોડતી હતી ! વાંચક ? તે ગેટમાંથી કેમ નીકળવા પામી હતી ?

—:o:—

## પ્રકરણ ૧૬ મું.

—:o:—

### નવલગંગા.

પોલીસ ગેટમાં આળસુ અને અધમ જાતના કેટલાક સિપાઇઓ ઘવાયલા, કાયર, ને બાયલા પુરૂષ પેઠે ઘોરતા પડયા છે; અને નાયક અફીણની લ્હેરમાં હુકકો ગગડાવતો અહીંથી તહીં ડોલતો ઝોંકા ખાતો બેઠો છે; એટલામાં મહાસતી દ્રૌપદીને લઇ દુઃશાસન જેમ દુર્યોધન કને દાખલ થાય, તેમ આશક થયેલા નીચ તરકડા પોતાની ઉમેદ નિષ્ફળ નીવડતાં ગંગાને દુખમાં જોવા અંતે રાજી થતા ઉમદા ખવાસની નારીને અંદર લાવ્યા. નાયકે ખડખડાટના

અવાજથી બુમ મારી, તેવોજ મોઢેથી શોર કરતાં સિપાઇઓ ઉપર આવી, માધવની સ્ત્રિ રૂપસુંદરીને રાજા કરણુની આજ્ઞાથીજ કેમ જાણે સોંપતા હોયની, તેમ રજુ કરી ? નાયકને વૃતાંત જણાવ્યું, એટલે તે સ્ત્રિને ગેટની એક ઓરડીમાં બેસાડી તે લોકોને ચાલી જવાનો હુકમ આપ્યો.

નાયક નીચ ખસલતનો હતો. પણુ તેનો રોબ એવો હતો, કે ગેટમાં કોઇથી તેના સન્મુખ ઉભીને લવારી કરી શકાય તેમ નહતું. તે આવાં નીચ કામો અટકાવવા માટે બહુ તત્પર રે'તો હતો. જો કે આ વખતે અફીણુની લ્હેરમાં એકદમ જુસ્સો આવવાથી સિપાઇ-ઓને ચાલી જવા હુકમ આપ્યો હતો. પણુ સિપાઇઓના મનમાં એવું આવ્યું, કે એકલો સ્ત્રિની લાજ લુટશે; એથી ખાવું નહિ, તો ઢોળી નાખવું, એમ ધારી હુકમને તાબે થઇ બ્હાર જતાં ગેટની ઓર-ડીનું બારણું બંધ રાખવા બદલે ઉઘાડું મૂકી, દરવાજાનું બારણું પણુ ખુલ્લું કરી ગયા; અને તે ટોળી માંહેના એક બે સિપાઇ નીચે રહી આજુ બાજુથી જોરવા લાગ્યા. તે એવી મતલબથી કે ગંગા નીકળી જવાનો લાભ લહે, તો તે બ્હાર નીકળતાંજ સપડાવી તેની લજ્જા લુટી શકાય. પણુ તે તો પોતાની ઉમેદમાં સદાના ઉમં-ગીજ રહ્યા.

સિપાઇઓ નીચે ગયા. અને ગંગા તુરંગની કોટડીમાં બેસી મોટા વિચારમાં ગરક થઇ ! નીચ તરકડાના હાથમાં સપડાતાં પોતાના દાગી-ના સ્વામીને બતાવી ખુલાસો કરી ત્હોમતથી નિર્દોષ થવાનું મુલ્તવી રહ્યું. ને તે બદલે તો લોકોમાં વગર અપરાધે ફજેતીના વાવટામાં ઉડવાનું જાહેર આવ્યું. આ કરતાં મરવું ઉત્તમ લાગ્યું. પણુ એમ મરતાં ધણીને તો તેના મૃત દેહ ઉપર પણુ કલંકની નજરથી જોવાનું રહે, તેમ ભાષ્યું; તોપણુ અહીંથી છુટયા ઉપર વિચાર મુલ્તવી

રાખ્યો. હવે "નીકળવું શી રીતે?" એ ઉપાય શોધવા બેઠી, અફીણી નાયક ગંગાની વાત કેફમાં વિસરી ગયો, ને ગંગાના ભાગ્યોદયે નિદ્રાવશ થઇ લટી ગયો.

આસપાસ તપાસતાં નીચેના દરવાજાનું બારણું ઉઘાડું દેખાયું. તરત ધીમે રહી ગંગા નીચે ઉતરી ગઇ, તેને અંધારામાં કોઇએ ન દેખી. ગંગા તો દુઃખમાં અંધ બની હતી, તેથી બીજાને શું દેખેજ! પણ પોતાનો માર્ગ પણ ભૂલી. દોડતી એકદમ બહાર નીકળી. ગેટમાંથીજ છાયલનો કાછડો વાળેલો હતો; વાળ છુટા હતા. અને ક્રોધમાં ઘેરાયલી હતી. વિકાળ ચ્હેરામાં ઘેરાયલી ગંગા દોડતી પણ પગલાં ધીમાં પાડતી જતી હતી. તેવામાં એક સિપાઇએ દેખી, અને સીટી મારી, તેવો બીજો સિપાઇ પાસે આવ્યો. ગંગા દોડી જાય છે, એવી ખબર થતાંજ બન્ને જણે સાથેજ પુઠ પકડી. ગંગાએ સીટી સાંભળી, તેવી એકદમ મુઠીવાળી દોડી. આગળ સિપાઇઓ ને પાછળ ગંગા નાસવા માંડયાં. ને આડે માર્ગે ઉતરી ગયાં.

વાંચક? નિર્દોષ બિચારી નવલગંગાંની કેવી દશા? કુલીન કુટુંબની પુત્રીને એક હડહડતા અપવાદમાં, અને તે વળી તરકડાઓના સપાટામાં, અંધારિ રાત્રે આવા ભયંકર વેશમાં, કોમળ નારીને ન્હાસવાનો વખત આવ્યો! માબાપની વહાલી, દરબારનાં મહારાણીઓની માયાળુ સખી, રસિકની પ્રિયત્તમા પૂતળી, અને અહીં કેવી દશામાં સપડાયલી? નિર્દોષ બાળક મણીને તજી દેશને દુર કરવા બેઠેલી ગંગા અંતે પોતાના અપરાધનો પોતાનેજ હાથે પોતાનો અપરાધ કબુલ કરી, અને તે પણ પતિની ભૂલમાંજ ભોગ આપવા બેઠી છે. અફસોસ! ગંગા! તારી ટેક અને તારી સભ્યતા, તારો શોખ અને તારી વિદ્યા, તારી મમતા અને તારા પતિપ્રત્યે અને

નમ્ર કુટુંબની શ્રિમાં સિક્કો, એવી તારી પવિત્રતા જોતાં કોણ કહી શકશે, કે તું કૂલટા છે? અને તારા પતિએ મુકેલાં તહોમત ખરાંછે?

ગંગા એક માર્ગે ગઇ. નવલ બીજે માર્ગે ગયો. શુકલ કુટુમ્બપર અકાળ આફત આવી ચડી, અસ્તોદયના વાદળાંએ ઘેરો ઘાલી દીધો!

ગંગા, રસિકચંદ્ર, નવલશંકર, એ કોણ હતાં? ગંગા જે નિંઘાનું પાત્ર થઇ પડી હતી, તેનું કારણ શું હતું? ગંગા ઠગાઇ હતી, તેની મતલબ શી હતી? એ જાણવા માટે તેના પૂર્વભાગમાં જવું પડશે. ગંગાની નિર્દોષતા એ એક તેમના ગુણોની હીમાયતી હતી. અજ્ઞાની લોકોએ તેનાપર વિઘાનું કલંક ચડાવ્યું હતું. અને માબાપની ગેરહાજરી, કુટુંબની કઢંગી રીત, અને કન્યા વિક્રયની મ્હોકાણ હતી. નાગરી નાતનો એક પ્રશંસનીય દાખલો, અને તે સુધરતા વખતમાં કેવો ફાયદાકારક નિવડયો, તેનો આ આબેહુબ ચિતાર હતો, તે ચિતાર જોવાને પૂર્વકથાનો પ્રથમ અંક ઉઘાડવો બસ થશે, પછી વળી પરિણામ આગળ જણાશે.

### પૂર્વવૃતાંત્ત.

"પ્રતિવ્રતાઓ નિજ કંથને ભજે, અનન્ય ભાવે વળિ શિલ ના તજે;
સતિ સ્રિઓએ પતિ દેવ માનવા, વસંત કે આ કથિયું વિચારવા."

કથાસરિત્સાગર.

આજ સુધી દેવલપુરની પ્રજામાં પતિપરાયણી નવલગંગા શુકલ કૂળનું એક જો નવલ રત્ન થઇ પડી હતી, તો તેનું મુખ્ય કારણ તેની આવડત હતી. એ આવડતને પુષ્ટિ દેનાર તેનાં સુલક્ષણો હતાં. એ લક્ષણને મૂળ શોભા આપનાર તેનો વિવેક હતો. એ વિવેકને ખ્યાતી આપનાર તેની કૂલીનતા હતી. એ કૂલીનતાને શોભા આપનાર સ્રિજાતીને અનુસરતી કેળવણી હતી.

એ કેળવણીને સંતોષ આપનાર ફકત તેની મર્યાદા હતી. અને એ મર્યાદાને પુષ્ટિ આપનાર આપણી નવલ નાયિકા ગંગા હતી.

પતિ સેવા, તેની મનોવૃત્તિને પસંદ થઇ પડે તેવાં આચરણ, કુટુમ્બને પ્રિય થઇ પડે તેવી ચાલચલણ, લોકોમાં ખ્યાતી વધે તેવી રીતભાત, પોતાના ગરીબ કુટુમ્બને છાજે તેવો દેખાવ, કેળવણીને માન અપાય તેવી યોગ્યતા, સંસારી જરૂરીઆતને અનુકુળ થઇ પડે, તેવી કરકસર, પરાયાને ખબર ન થાય, તેવી ઘર ચલાવવાની યુકિત, સાસુને સારૂં લાગે તેવું સદાચરણ, પિયરને શોભા આપે તેવી પ્રકૃતિ, અને સર્વમાં ઉત્તમ થઇ શકાય, તેવી મોઢાની મધુરતા ને મનની મર્યાદા રાખવામાં આ નવલગંગા દેવલપુર નાગિક હિંદુ સંસારના સ્ત્રિ જાતિના નમુનામાં એકજ રત્ન કહીએ, તો તે હતું. નવલશંકર જેમ બીજાની લાચારી કરવા જવાને લોકચાર મુજબ વિરૂદ્ધ પ્રકૃતિનો હતો, તેમ તેને બાજુ કરે તેવો ગંગાનો પણ અઠંગ સ્વભાવ હતો. એટલે ઇશ્વરે પણ બન્નેને એકજ રૂપે ઘડયાં, તેવાં જોડયાં હતાં. નઠારા ને સારા, વિદ્વાન ને મુર્ખ, નિર્દય ને દયાવંત, નિર્ધન ને ધનવાન, નિરાધાર અને આબરૂદાર, રાજકીય અને વ્યાપારી, પુરૂષ અને સ્ત્રિ, સર્વની સાથે કેમ વર્તવું જોઇએ, તેનો કેળવણીએ પુરતો દાખલો બેસાડી આપ્યો હતો.

કેટલીએક થોડું ભણી બહુ ડોળ દેખાડનાર આ ગંગા ન હતી. થોડે પૈસે મ્હોટાઇનું અતુલ્ય ગુમાન ધરાવનાર આ તરૂણી નહતી. થોડા અભ્યાસે બહુ વિદ્વતા બતાવનાર આ યુવતિ ન હતી. ઉપરથી હેત અને અંદરથી કપટ રાખનાર આ રમા નહતી. મોઢે સામાના ખરા ગુણ દોષ બોલવાથી ખોટું લાગશે, એવું જાણી મધુર વચન બોલવા કરતાં અનીતિ કરનારને ખોટું લાગે, તો

લાગવા દઇ મોઢે ખુશામત ને પાછળ નિર્લજ નિંદા કરતી નહતી. એમ હોવાથી સ્વાર્થિ સંસારમાં તેના ખરા ગુણો પડદા તળે ઢંકાઈ લોકાચારમાં એક બીનવાકેફગારી ઝવેરી બજારમાં અકિમતી નંગ તરીકે ગણાવા લાગી હતી. તોપણ પ્રભા જેવી સખીઓના સહવાસમાં તેને ખરા તરીકે પીછાણ ન થવા દીધી, તેમ નહતું. કુલટા સ્ત્રિઓની પેઠે અઘટિત ઠઠ્ઠા, મનમાનતી અસભ્ય વાતો, નિર્લજ્જ દેખાવ, અને પડદામાં ભરાઇ દુરાચરણને ઉત્તેજન આપવું, તેને કલંક ભરેલું લાગતું; બહુ બોલવું, બહુ હસવું, અને બહુ છકવું તેનામાં હતુંજ નહિ; અર્થાત્ સ્મિતહાસ્ય, મિતાહાર, અને નમ્ર સ્વભાવ તેનામાં મુખ્ય ગુણ ઘર કરી રહ્યાં હતાં. થોડું બોલનાર માણસ પેટનું મેલું હોય છે, એમ અજ્ઞાની લોકો કહે છે. એ એ ગંગા માટે ભૂલભરેલું કહીએ તો હતું, કેમકે કહેનારના વર્ગમાં એના પરીક્ષકના ઉત્તમ ગુણ પ્રવેશ થવા કયાંથી પામ્યા હોય? ગંગા થોડું બોલતી, પણ વિચાર કરીને કહેતી હતી.

જોકે દુઃખમા વિસરાળ થઇ, તેથી કેળવણીપર ઓછું ધ્યાન રખાયું હતું, પરંતુ તેના બહોળા અનુભવે અનુપમરૂપ દેખાડી દીધું હતું. તે ગરીબ પણ કુલીન કુટુંબની પુત્રિ હતી. ને તેથી તેના સદ્ધપરાક્રમે તે એક ધનાઢય સ્ત્રિ કરતાં અત્યુત્તમ દેદિપ્યમાન જણાતી હતી. તે એક સાધારણ શીખેલા પુરૂષની પત્નિ હતી, છતાં તેણે એક વિદ્વાન નરની નારી તરીકે લોકોમાં પીછાણ કરાવી હતી, એટલુંજ નહિ પણ એક વખત મન માનતાં વર સાથે વરી, પ્રેમથી બંધાયલી છતાં અને પોતાના ભવિષ્યનો ચંદ્રોદય, જીવન દોરીનું અનુપમ સુખ તૂટતાં ગરીબાઈમાં આવેલી હોવાથી પણ વિદ્યાના પ્રભાવે પતિપર પવિત્ર પ્રેમનો એવો તો મજબુત કાબુ રાખ્યો હતો, કે પોતાના પતિવ્રતથીજ લોકોની દાઢમાં ચવાયલા નવલશંકરના આકસ્મિત આવી

પડતા વિઘ્નોને દુર કરી શકતી હતી. તે બેઠેલા બાંધાની, થોડા અને સાધારણ રૂપની છતાં તે સુશીલતાના મહા તેજે એવી કદાવર અને સુંદર દેખાતી હતી, તે નળોપાખ્યાનમાં આવેલા દમયંતીના સ્વરૂપ વર્ણનને અનુસરતી કહીએ, તો ખોટું ન કહેવાય. તેનું પેહરવું એક કાઠિયાવાડી નાગરીક છટાનું સંપૂર્ણ હતું, પણ અસલ ગુર્જરવાસીના કંઇક સહવાસમાં ઘરની રીતભાત અને મુંબઇના થોડા સહવાસે પણ બોહોળા અનુભવે અને વળી એરકી ટચાક સુરતણોની સોબતે એવું શોભતું હતું, કે હલકામાં હલકું જીર્ણ વસ્ત્ર તેની કાન્તિપ્રભાને લપેટી સામે જોનારની આંખને છક કરી મૂકતું હતું. તેનો ચેહેરો કુદરતી આકૃતી ને રૂપમાં સમાયલો હતો. “નાગરથી ગોરો કોઢીયો” એ સાધારણ કહેવતમાં નાગરણીના રૂપ વિષે વધારે પ્રશંસા ન કરવા કરતાં વાંચકજ પોતાની મેળે તુલના કરી લેશે! પહેરવેશ કરતાં ચાલમાં ચડતી, ચાલ કરતાં રૂપમાં ચડતી, ને રૂપ કરતાં ગુણમાં અનહદ ચડેલી જોવામાં આવતી. જો કે એવાજ સદ્‌ગુણ રૂપે કૂલટા વૃંદમાં હલકી પડી હતી, તોપણ પતિ પ્યારનું પ્રથમ તો તેણે એવું ખેંચાણ કર્યું હતું, કે, કદી તેના કોટી દોષો નવલના કાન તળે આવે, તોપણ તે ખરો માની કાચા કાનનો થઇ શકે નહિ, પછી કદી બીજા લોકોનું તે ગમે તેવું નીંદિત પાત્ર થાય, તોપણ શું થયું? તે એક આવી પીડામાં પીડિત હતી, તોપણ પતિ પ્રેમમાં આનંદીત રહેતી. તેણે જોકે નવલની એક મોહોરદારના ખરા પ્રેમ તરીકેનું પરમ સુખ તો હાલ ન લીધું હતું, અર્થાત્ પતિની વ્યાધીમાં બહુ શોખ થોડોજ વખત કરેલો હતો, સો પણ તેનો નીતિયુક્ત પ્રેમ સંપાદન કર્યાનું ભોળી લલના માનતી હતી, એજ પોતાના સ્ત્રિ ધર્મ પ્રમાણે ખરૂં સુખ તેણે માની લીધું હતું.

વાંચક? દેવલપુરની આખી નાગરી નાતમાં ગંગા ચકડોળે ચડી

હતી. અને એકી અવાજે તેને મડમ સાહેબ, સુધરેલી સાહેબજાદી અને એ સિવાય કેટલાંક નામો પાડયાં હતાં. તોપણ તેણે તે શીર પર ચડાવ્યાં હતાં. તે તામસી મગજની હતી, પણ સંકટોના પડેલા બોજામાં દબાયલી હોવાથી કેળવાયલી કામિનિએ સહનતારૂપી અંકુર હૃદયમાં આગેવાન કર્યો હતો. અને તે છતાં પણ સાસુ સવિતાગવરીનાં વચન સહન કરતી, તે જુદાં. કેવી નિર્દોષ નાર ગંગા ?

ગંગા એક અહમદનગરના મનોહરલાલ ત્રિવેદી નામના નાગર બ્રાહ્મણની કન્યા હતી. મનોહરલાલના વડીલો શુકલ વર્ગના હતા. પણ કાળાન્તરે કેટલાંક વર્ષ ઉપર એ ભિક્ષાવૃત્તિ પર પાણી ફરતાં તેમની ઉતરતી આવતી પેઢીના વારસો સરકારી નોકરી કરવામાં પ્રવર્ત્યા હતા. તેથી આ ગૃહસ્થે પણ એજ માર્ગ ઉત્તમ ગણ્યો હતો. અંગ્રેજી નોકરી તેમાં કારકુની જગ્યામાં તેમનું કુટુંબ પૈસાદાર થયું નહતું, પણ આબરૂ સહિત સંસાર ચલાવતું હતું. મનોહરલાલનો બાપ સુંદરલાલ એક નેટીવ સ્ટેટનો વકીલ હતો, અને તેમાં જો કે તેણે નાણાનો સારા જમાવ કર્યો હતો. પણ એક તેમનો વાણીયો મિત્ર વિશ્વાસઘાતથી તેમનું નાણું ઉચાપત કરી ખાઇ ગયો હતો. ને તેથી “ બાઇનાં ફુલ બાઇને ખમાં મારા ભાઇને ” એ ગામડીયા કહેવત મુજબ થયું હતું. ઉમર વૃદ્ધ થતાં આંખના અંધાપાએ અંતે ધંધો છોડી ઘેર બેસવું પડયું હતું. અને તેમાં તેમનો એક ન્હાનો જુવાન પુત્ર પ્રભાશંકર ગુજરી ગયો, તેનો કારી ઘા વાગતાં દુનિયાં પરથી તેમનો જીવ ઉઠી ગયો હતો. પણ મનોહરલાલ શાણો અને નમ્ર હોવાથી તેમને વૃદ્ધાવસ્થા જણાવા દીધી ન હતી. જો કે તેમનો વચલો ભાઇ વેણીલાલ પરણીને તરતજ જુદો થઈ ગયો હતો, તો પણ પોતાનો ખર્ચ જાતે ઉપાડી તેનું પોષણ કરતો હતો. આવા બનાવોથી તે વેળાની રીતભાતથી ગરીબ કુટુંબ કહેવાતું હતું. પણ

હોદ્દેદાર તથા આબરૂદાર હોવાથી તે મનોહરલાલ ભાવલપુરના વિજયાશંકર નામના ગૃહસ્થ નાગર બ્રાહ્મણની મણીકુંવર નામની બાળા સાથે પરણ્યા હતા. અને છેવટ સુધી તેમની સાથેજ જીવન પુરૂં થયું હતું. મણીકુંવરના બાપ વિજયશંકરે શુકલ યજમાન વૃત્તિમાં પુષ્કળ દ્રવ્ય મેળવ્યું હતું. ને તે ખાનાર ફક્ત તેમને પેટે સંતાનમાં બે પુત્રિઓ હતી. એક મ્હોટી જયાકુંવર ભાવલપુરમાંજ આપી હતી તે જરા મિજાજની કડક અને ઉછાંછળી હતી. પણ બીજી મણીકુંવર જે મનોહરલાલને આપી હતી, તે તેમનાં માતા ઉત્તમગવરીના જેવી ઠંડી, ગંભીર, ને નમ્રસ્વભાવની હતી. તેથી તેમનાં ઉપર તેમનાં માબાપનો ચાહ સારો હતો અને ઉત્તમગવરી તો તેનું મનોહર મુખડું જોઇ વારેઘડીએ બચીયો કર્યા કરતાં; જે ગુણો મણીકુંવર ધરાવતી, હતી, તેથી અધિક ગુણ આપણી નાયિકા ગંગામાં આવ્યા હતા.

મનોહરલાલનાં લગ્ન મણીકૂંવરની સાથે થયા પછી કેટલાક વર્ષે વિજયશંકર થોડા રોજની માંદગી ભોગવી એકાએક ગુજરી ગયા. તે વખતમાં મનોહરલાલનો બાપ સુંદરલાલ પણ આજારી હોવાથી બન્ને વહેવાઇઓએ એકજ દીવસે સ્વર્ગવાસ કર્યો. ફક્ત અંતર એટલો કે વિજયશંકર ભાવલપુર, અને સુંદરલાલ અમદાવાદમાં ગુજર્યા. આ વખતે મણીકુંવરને પિયરમાં તેમની માતા પાસે પીતાની ક્રિયામાં પહોંચાયું નહિં, આ વખત મણીકુંવરને કંઇ સંતાન ન હતું. પરણવાને પાંચ વરસ વીતી ગયાં હતાં.

વિજયશંકરની ક્રિયામાં મણીકુંવરની ગેરહાજરીથી વિજયાકુંવરે એ તકનો ઉત્તમ લાભ લીધો અને તેમનાં માતા રડપીટમાં રહેતાં તેમણે પીતાના દરબારમાંથી મનમાનતું કરી લીધું. આ ક્રિયા ઉકલ્યા પછી ઉત્તમગવરીએ તપાસ કરી, તો જયાકુંવરે કંઇ હાથ મારેલો ને તે પણ વિશ્વાસઘાત કરીને ઉચાપત કરેલ જણાયો, તેથી

જયાકુંવર ઉપરથી તેમના સ્વભાવના બુરા લાભ માટેનું એવડું મન ખાટું થઇ ગયું, એટલુંજ નહિ પણ, વિજયશંકર દરેક પુત્રિઓના નામના બે બે હજાર રૂપિયા કરી ગયા સિવાય જયાકુંવરને તેથી અધિક પાઇ કોઇ દિવસ ન દેવાનો ઉત્તમગવરીએ ઠરાવ કર્યો. અને ફકત આવજાવમાં તન હોવાથી ઉપરનીજ લાગણી બતાવતી રહી; દગલબાજી, ચોરી, અને જુઠાં બોલવા ઉપર ઉત્તમગવરીને બહુ કંટાળો હતો, તેથીજ આ કંટાળો પેદા થયો હતો.

લગભગ બે માસ વીતી ગયા પછી મણીકુંવર પોતાના પિતા માટે માતાને દીલાસો દેવા આવી. સસરાની અકાળ મરણની વ્યાધીમાં અને પોતે મ્હોટેરી વહુંવારૂ હોવાથી, તથા લોકોને મોઢે રહેવાનું તેમનુંજ કામ હોવાથી પિતાને ઘેર જઇ શકી ન હતી. આ કારણથી તેમની માતા તેમને માટે દીલગીર પણ થયાં ન હતાં. જો થયાં હતાં, તો જયાકુંવરની આડી ચાલથી, અને " મણી હતે તો એમ ઘોંટાળો ન થાત " એજ વિમાસણે થયાં હતાં. મણી-કુંવર ભાવલપુર આવ્યા પછી નિવૃત્તિના વખતમાં ઉત્તમગવરીએ સઘળી વાત કરી દીધી. અને જયાકુંવર માટે ધિઃકાર બતાવી તેમની ચાલચલણની શિક્ષામાં પોતાની મિલકત મણીકુંવરને પોતા-નીજ હૈયાતીમાં આપી દેવા જણાવ્યું, પણ જયાકુંવરને, ફકત નામને ખાતરજ નામની રકમ આપવાનું ચોકસ કર્યું. મણીકુંવર માતાના સાહસ માટે ઠપકો આપવા માંડી. પણ તે તો એકના બે થયાંજ નહિ. અને મણીકુંવરના ઠપકાની અસરમાં એટલું ન્હાનું ઠહાડયું, કે અહીં ગરાસ અને પૈસા ગીલકત સંભાળે કોણ ? આથી મણીકુંવરે માતાની ઇચ્છાનુસાર તેમના પતિપર વીગતવાર પત્ર લખ્યો. પણ પોતાના પતિ ભોળા, પ્રેમી, કહ્યાગરા ને વિવેકી છતાં અંગ્રેજી રીવાજના હોવાથી કદી અહીં આવવું સ્વિકારશે કે નહિ,

તે પ્રથમ ગુચવાડા ભરેલું લાગ્યું. પણ અમદાવાદનું પાણી મણી-કુંવરને પસંદ ન આવતાં હમેશ આજારી રહેવું પડે છે, ને તેથી સંતાન થતાં નથી, એવી મિષે વિગતવાર પત્ર લખ્યો. ને જવાબ માટે સારી આશા બાંધી.

વિજયશંકરના કુટુંબમાં ખરા વારેસ તરીકે કોઇ નહતું. એક પિત્રાઇ ઘણે દુર હતો, તેમણે તે મૃતક્રિયા કરી હતી. અને તે બદલ તેમને અમુક રકમ આપી હતી. એ યદુરાય હતો, કે જે ગંગાના દાગીંના મુકવામાં સામેલ થયો હતો. ગંગાના પિતાની કંઇ પણ મીલકતમાં તેમનો હક્ક હતો નહિ. મરતી વખતે વિજયશંકર ચોકસ ઠરી ગયા હતા, તેથી મરણ બાદ ઉત્તમગવરીએ ધારાસર સઘળી મીલ્કત પોતાના નામ ઉપર ચડાવી કબજો લઇ લીધો હતો, જેથી ગમે તેમ કરવા પોતે મુખત્યાર હતી.

જો કે આ પ્રસંગે અકાળ મરણથી ઉત્તમગવરીને પિતાનો વારસો લેતાં નેવનાં પાણી મોભે ચડયાં હતાં; કેમકે પિત્રાઇઓ ચોરી કરીને પચાવી પડયા હતા; તોપણ ભાવલપુર ન્યાયકોર્ટના આધારે, ને મોટા મનથી પિત્રાઇઓને રાજી કરી, પિતાની આવક જાળવવા તેણીએ છુટા હાથથી નાણું ખરચ્યું હતું.

આ સમયે મનોહરલાલ ડીટેકટીવ ખાતામાં સાધારણ પગારના દરમાયાથી નોકરી હતા. પણ સુંદરલાલના મરણ પછી ભાઇઓ જુદા થએલા હોવાથી બે જણના ખરચ માટે ઠીક ચાલતું હતું. તે છતાં પોતે શાંત, ગંભીર, અને મળતાવડા હોવાથી અને અંગ્રેજીનું સારૂં જ્ઞાન હોવાથી પોતાના ઉપરીની પ્રિતીનું ઉત્તમ ખેંચાણ કર્યું હતું. અને એટલે હદ સુધી ચોકસ થયું હતું, કે ઓફીસમાં જે હેડકલાર્કની જગ્યા ખાલી થવાની છે, એ જગ્યાએ મનોહરલાલને દાખલ કરવા. એવો ખાનગી ઠરાવ ઉપરીના

મોઢામાંથી નીકળી ગયો હતો. પણ તેમના કમનસીબે એ વાતને થોડા માસ તો વીત્યા નહિ, એટલામાં એકાએક સાહેબને નવી બદલી ઉપર જવું પડયું. એટલે મનોહરલાલે પિતાના ઋણમાંથી મુકત થવાની બાંધેલી આશા વૃથા ગઇ. જો કે સાહેબની પૂર્ણ મેહેરબાનીની રાહે મનોહરલાલ જેવા ઓફીસના સાધારણ કલાર્ક છતાં તેમના ઉત્તમ ખવાસ માટે સર્ટિફિકેટ આપતાં જણાવ્યું કે, હું તમારા માટે જોઇશ. પણ પછી તો "ચણા ખેતમેં, બચા પેટમેં". મનોહરલાલ તો ફિકરમાં પડયો. પહેલાં તો મણીકુંવરનું રોકાણ ભાવલપુર શા માટે થયું હશે ? એટલામાં ઘણા દિવસને અંતે કાગળ આવ્યો, અને ચિન્તા ઉડી ગઇ. સાહેબ તરફથી થએલી નિષ્ફળતાનો અહીં અવેજ વળી ગયો. ન્હાનો ભાઇ જે હાથ પરખોડી ઉભો થતાં પિતાના કાર્યનો ખરચ માથે આવી પડયો હતો, તે રુણથી મુકત થયો. ને આનંદમાં નાખી દીધો. અને એ પત્રને એક વીલના "કોલમ" તરીકે દીર્ઘ વિચાર કરી દગાની બીકે, વખતની ઘટનાએ, અને ડોશીના ઘડીભરના વિચારે પોતાની પેટીમાં સંગ્રહી રાખ્યો. પણ તે તો મ્હેનતજ વૃથા ગઇ, અને તેમના પ્રારબ્ધમાં સસરાનું દ્રવ્ય લખાઇ ચુકયું. સ્રીની તબયતમાં સુધારો થવા આવેલી તકને માન આપ્યું. સ્રીની બીકે તો નહિ, પરંતુ અનાયાસે મળેલી મિલકતના મોહથી નીચુ જોઇ "મીયાંની ચાંદે ચાંદ" કરી, સ્રિને મનગમતો ને સાસુને પસંદ પડતો જવાબ વાળ્યો.

ચકોરી સૂર્યોદયની વાટ જુએ, તેમ મણીકુંવર પત્રના જવાબની રાહ જોતી હતી, તેવામાંજ પત્ર મળ્યો. અને વાંચતાં ધણીએ રાખેલું માન ખાનગી પત્ર તરીકે લેખાતાં છતાં માતાને બતાવવા અધીરી થઇ ગઇ. અને તરત માતા પાસે આવીને પત્ર વંચાવ્યો.

મણીકુંવરે બે હજાર રૂપીયા મનોહરલાલને ઋણથી છોડાવવા

હુંડીથી મોકલવાનો વિચાર કર્યો. પણ તેટલામાં મણીએ દીર્ઘ દૃષ્ટિ વાપરી લોકોની કેહેણીમાં, નિંદાની આંખમાં, ને સ્વાર્થના અપવાદમાં ન અવાય, તેમ કર્યું. અને ઉત્તમગવરીને સમજાવી થોડા વખતની મુદત માટે, પોતેજ જાતે જવાને મણીએ ધાર્યું, તે ઉત્તમગવરીને યોગ્ય લાગ્યું. અને બીજે દિવસેજ રાત્રિની ટ્રેનમાં તેમના માણસ સાથે રૂપીયા લઇ અહમદનગર ઉપડી ગયાં.

મનોહરલાલ તો "ઠાગડા ડોળે" પત્રની વાટ જોઇ રહ્યો. અને પૈસાની લાલચમાં, સિંહ જેમ નદી કિનારા પર પાણી પીવા આવનાર ભક્ષની રાહ જુવે, તેમ બેઠો હતો. તેવામાં તો મણીના આવવાના ખબર મળ્યા. પ્રથમ તો ચમકયો, ને બાજી બગડેલી જાણી. પણ મણીકુંવરે વાત કરતાં તેમનાં ડાહ્યાપણ ઉપર આફરીન થઇ ગયો. અને સ્રિને નહિ, પણ પૈસા રૂપી પ્રમદાને માન આપવાં નિવૃત્ત થવા લાગ્યો. રાજીનામું આપી દીધું. અને લેણદેણ ઉકેલી થોડા રોજમાં ઉપડી જવા ધાર્યું. આથી લોકોમાં માન વધ્યું. અને અંતરની દાઝે પણ આંખની શરમે લોકો તેને વાહવા કરવા લાગ્યા. સર્વ સમાધાન થઇ ગયું. મિત્રો મંડળને તથા સગાઓને પિતાની વરસી ઉપર ભોજન કરાવ્યાં, અને મણીકુંવર સાથે દમ્પતી ભાવલપુર ઉપડી ગયાં. જ્યાકુંવરને લાગી આવ્યું, પણ તે વૃથા ગયું. લાલચું, ધન ખાઇ જનાર ઉત્તમગવરીના માણસો "ડોશીની અક્કલ ખશી ગઇ. સાઠે બુદ્ધિ નાઠી, વિનાશ કાળે વિપરીત બુદ્ધિ." એવા અપવાદો આપવા લાગ્યા. અને તેમના સાહસ કર્મે પણ પોતાના ઉઠેલા રોટલાએ તેમને બહુ બકાવ્યા. થોડા દહાડા બકાયું. પછી ચેચું ને ચપ થઇ ગયું. વખત વીતી ગયો. અને નવાં જુનાં પણ થઇ ગયાં. મનોહરલાલે એ મીલ્કત પોતાના કબજામાં લઇ લીધી અને નામ ઉપર ચડાવવાનું ડોશી મરતાં સુધી મુલતવી રાખ્યું; પણ નિર્ભયપણે ભાવલપુરવાસી થઇ

વ્યવહાર કારભારમાં પડી ગયાં; અને સુખી સંસાર ચાલવા માંડયાં. જન્મભૂમિના પરમ પરાક્રમે, અદેખી આંખનાં દુશ્મનોની હાકે અને સસરાની મીલકતને વેરાઇ જતા અપવાદે મણીકુંવરને ગર્ભ રહ્યો, અને પ્રસવમાં પુત્રી અવતરી. પણ સંતાન વગરની મણીને ઘણે વખતે પડેલી ખોટમાં પૂરતી થએલી હોવાથી તે પુત્ર તુલ્ય માની, તેનું ભવિષ્ય જોવરાવ્યું; તો સુખના મળેલા લાભને તોડી નાખનાર રાહુની ચંદ્ર પર દષ્ટી પડવાથી દુર્ભાગી ઠરી, મનોહરલાલ એવા વ્હેમનો નહતો. પણ મણીકુંવર અને ઉત્તમગવરીએ એ ઓછાપાનાં બાળકોને માટે ગૃહ શાન્તિ કરાવી. ગંગા ચાર છ માસની થઇ, તેટલામાં તો શરીરે પણ એવી પુષ્ટ થઇ, કે જોનારની આંખમાં રમણ કરવા લાગી. તેની મૃગલા જેવી આંખે અને મણીકુંવરના બાળક સંભાળવાના સ્વચ્છ-પણામાં ગાલપર પડતા ખાડાએ એટલી પ્રિય થઇ પડી, કે લોકો તેને હર્ષથી તેડી ફેરવવા લાગ્યા. એથી દરેક જનોના હાથમાં રમેલી ગંગા દિવસે દિવસે ચાતુર્યતા પકડતી ગઇ, ને "પુત્રના પગ પારણામાંથી પરખાય" તેમ દુરનું ભવિષ્ય આજેજ બતાવવા લાગી.

ગંગા મ્હોટી થવા લાગી, તેમ તેમ લોકોમાં ખેંચાણ કરવા લાગી. પોતે શાળામાં ભણવા જતાં શિક્ષકની કૃપા મેળવી, ગુંથવા, ભરવામાં અને ગાવામાં પહેલે નંબરેજ રહી. આમ કરતાં ગંગા લગભગ દસ વર્ષની લગ્ન યોગ થઇ. એટલામાં ગુજરાતી છઠ્ઠું ધોરણ પેહેલે નંબરે પસાર કર્યું. ભાવલપુરમાં આ પ્રસંગ પ્રથમ બનવાથી ઠાકોરસાહેબે સારૂં ઇનામ આપ્યું. અને જનાનામાં વાત થતાં મહારાણીએ બોલાવીને તેનાં યોગ્ય વખાણ કર્યાં. અને પોતે પણ ખાનગી ઇનામ આપ્યું, અને દરરોજ દરબારમાં આવવાની ભલામણ કરી. તે ગંગાએ સ્વિકારી.

આ પછી ગંગા સ્કુલ છોડી ઘરસંસારનું શિક્ષણ લ્હેવા માંડી.

મનોહરલાલને અંગ્રેજી ભણાવવાનો શોખ હતો, પણ મણીકુંવર આગળ કંઇ ન ચાલ્યું. છેવટે સંસ્કૃત શીખવવાપર વાત આવી, જેથી ત્યાંના એક શાસ્ત્રી પાસે વ્યાકરણ શીખવા મંડી, અને સાધારણ શ્લોકની ટીકા કરતાં શીખી, દરમ્યાન શાસ્ત્રી સ્વર્ગવાસ પામ્યા, ને શિક્ષણ અપૂર્ણ રહ્યું.

દરબારમાં ગંગાએ પોતાના મધુર સ્વરથી રામાયણ અને બીજાં પુસ્તકો વાંચી પોતાના પ્રેમમાં સ્ત્રિ વર્ગોને એટલાં બધાં ઉશ્કેરી દીધાં, કે ગંગા વિના જરાપણ પાટલો ખસ્યો નહિ. આ વખત ગંગાને એક ભાઇ ઉપર બ્હેન અવતરી. ભાઇનું નામ પોપટ હતું, તો ન્હાની બ્હેનનું નામ આગ્રહ કરી ગંગાએ કૃષ્ણાકુમારી રખાવ્યું.

ગંગા, પિતાની અંગ્રેજી રીવાજની પદ્ધતિથી એટલું શીખી, તો ઘરનું સંસાર શિક્ષણ માતા મણીકુંવરની ઉત્તમ લાગણીથી શીખી હતી, તેમાં વળી દરબારોની વગસગથી એક ન્હાની ઉમરની ગંગા છતાં વિશાળ બુદ્ધિની બાળા તરીકે પંકાણી. એટલામાં લગભગ બારવર્ષની યુવાન થઇ. તેથી લોકો પાછળ નિંદા કરવા લાગ્યા. ગંગા વિદ્યાપવાદમાં બાળકપણથીજ માણુસની આંખે ચઢી. પણ તેમનાં માબાપે અજ્ઞાની વર્ગપર લક્ષ ન આપ્યું. દરબારનાં જનાનામાં સર્વે સમાન જોટાંઓને ગંગા સાથ સ્નેહ દોરી બંધાયલી હોવાથી તેમને ભરત શીખડાવવા કે ગીત ગવરાવવા બહાને દરરોજ તેડાવ્યા કરતાં, તેથી ગંગાનાં માન વધ્યાં હતાં. ને "કોણ પ્રારબ્ધવાનના હાથમાં આ રત્ન જશે," એમ દરબારમાં તથા નગ્રમાં એકી અવાજે એ વાત થવા માંડી હતી. એવું કથતાં ગંગા લગભગ ઉમરે પહોંચવા આવી.

કેટલાક દિવસ ગયા પછી મણીકુંવર એકાન્ત મળતાં મનોહરલાલને ખુબ ટુચકા લગાવવા માંડી.

ગંગા હવે લાયક ઉમરની થઇ તેથી તેને વરાવવી જોઇએ. બળ્યું લોકો તો માથું ફેરવી જાય છે. બાર બાર વરસની દીકરી થઇ તે જોતા નથી? મને તમે કેવડી પરણ્યા હતા? તમને પુરૂષોને કંઇ નહિં, પણ સ્ત્રિઓને તો રાંડો કાગડીઓ બેસવાએ દેતી નથી. શું ભણતાં હશે, તે એવડાં મોટાં થતાં હશે કે? નવ વર્ષે પરણાવવી જોઇએ, અને આ છોડી જુવાન ઉમરની થવા આવી તોએ ઠેકાણું નહિ! શાસ્ત્રો તો જુઓ? અંગ્રેજી ભણ્યા, તે આવા વિચારના હશે!" મણીકુંવરે રોષ ચડાવી કહ્યું.

"બાર વર્ષ પછી લગ્ન કરવા માટે સંમતિવયનો કાયદો નીકળવાની વાત થવા માંડીછે, એ તને ખબર નથી?" મનોહરલાલે જરા સ્ત્રિઓના વિચાર જાણવા ટકોર કીધી.

"બળ્યું તે અંગ્રેજને છાજે? કોણ એવો હિંદુ નીકળશે, કે એવી હા પાડે?"

"અરે વળી કેટલાક છાપાવાળા તો એમ પણ કહે છે, કે રૂતુ પ્રાપ્ત થયા પછી સાસરે મોકલાવી."

"બેસો, બેસો, છાપાવાળાને બીજો ધંધો નથી, તે એવું એવું ગાંડું બકયા કરેછે. છાપાવાળા કાલ તો કહેશે, કે નાત મુકીને પરનાતમાં વરો! જો વાત લાવ્યા તે!"

"હા, વળી મુંબઇમાં કેટલાક પારસીઓ, અંગ્રેજ મડમો પરણ્યા કેની! ને એક મરાઠી છોકરી એક પારસી સાથે પરણી છે. એટલુંજ નહિ, પણ એક હીંદુ, પારસણને પરણ્યો છે."

"એવા ગામગપાટા સાંભળીને તમે પણ તમારી દીકરીનું એવું ભલું કરવા બેઠા છો, કેમ? વાહ વાહ! વિદ્યા ભણ્યા, તે આવાં સારાં કામ કરવા કે! બળ્યું, લોકો કહેછે, કે અંગ્રેજી ભણવુંજ નહિ. આજથી તમે આવોજ મત બાંધોછો, તો ઘરમાં યુવાન છોકરીઓને

પણ કેવી હાલતે જોવા માગો છો ? એ ન જોઇએ, હા ! પછી તમે જાણો. એક હજી રવડેછે, ને બીજી પણ મ્હોટી થવા આવીછે. તેનું કોણ જાણે શું થશે ! એવું ના છાજે, સોનાની કટારી ભેટમાં બંધાય, કંઇ પેટમાં ન મરાય ! "

" વારૂ ઠીક છે, મારી ધ્યાનમાં છે "

તરત વળી તો ધીરજ દઇ સમાધાન કીધું અને નિર્ધન પણ લાયક શીખેલા વરની તપાસમાં પડયો.

અંગ્રેજી રીવાજના મનોહરલાલે આટલી ઉમર સુધી પુત્રીને કુંવારી રાખવાનું મુખ્ય કારણ કોઇ ગરીબ પણ શીખેલા ને હોશીઆર વર સાથે લગ્ન કરવાનું હતું. ને તે અંગ્રેજી વિદ્યાનો પ્રભાવ હતો. પણ માણસ ધારે શું ? ને પાછળ બને શું ?

ગંગા, દરબારમાં હવે તો સ્નેહ થવાથી દરરોજ જવા લાગી. ત્યાં નવુંજ કૌતક બન્યું. દરબારમાં એક વખત મી૦ ઝવેરીલાલ યાજ્ઞિક નામના પ્રખ્યાત નાગર ગૃહસ્થનું બનાવેલું " શકુન્તલા વાંચવામાં આવ્યું. ને ત્યાંથી પ્રેમની અસર ગંગાના હૃદયમાં પેઠી, એ અસરમાં સરખે સરખામાં હાસ્ય થવા માંડયું.

" ગંગાબાઇ ! તમે કોને પસંદ કરી પ્રેમ આપશો ? શકુન્તલાના રૂપ ઉપર દુષ્યંત મોહિત થયા, તો તમારી વિદ્યા ઉપર કોઇ નહિ મોહી પડશે ? તમારી જોડ કોઇ છે ? " દરબારનાં કુંવરી બોલ્યાં–

" આપણા કુંવરના માસ્તર રસિકચંદ્ર એમની જોડી છે ! " દાસીએ યાદ આપી.

" હા, તે તો મુંબઇની મેડીકલ કોલેજ છોડી હમણાં આવ્યા છે. અને હવે તો છેવટનો અભ્યાસ કરે છે, એમ કુંવર કહેતા હતા. થોડા વખતમાંજ ફરીને મુંબઇ પરિક્ષા દેવા જનાર છે.

" અનાથ જેવા ગરીબને ગંગાબાઇ પસંદ કરે કે ? " દાસીએ દાઢમાંથી કહ્યું.

"પૈસાદારના પુત્રો કેટલાક મૂર્ખ કહેવાય છે. કેમકે જેનાપર વિપત્તિનાં વાંદળો ફર્યાં નથી, તેને દુનિયાનો અનુભવ હતો નથી. એ માણસો દુઃખ વેળા બહુ ગભરાય છે, પણ રસિક જેવા માર્ગ શોધી લે છે."

એ વાત વીસારે પડી. વાંચવું પુરૂં થયું, અને ગંગા ઘેર ગઇ પણ દાસીએ કરેલી વાતનું નક્કી થાય તો ઠીક, એ વિચારમાં રાત્રે ઊંઘ ન આવી. ગંગાને રસિકપર પ્રિતી લાગતી હતી, તેમાં વધી. રાત્રિએ વાત મહેલમાં થવા માંડી. "ગંગા ને રસીકનું જોડું ઠીક થાય" એવો શબ્દ કુંવરના કાનમાં ગયો, ને બીજે દિવસે રસિકે માસ્તરને તે વાત કરી રસિકે આગ્રહ બતાવ્યો, કુમારે રાત્રે તે વાત માજીને કહી. માજીએ ઠાકોરને કહી. ઠાકોરે ધ્યાનમાં રાખી. પ્રસંગે આવતાં મનોહરલાલને કાને વાત નાખી. રસિક વિદ્વાન છે, અને તેનું યોગ્ય જોડું ગંગા ગણાય છે. તો તેને ગોઠવી આપતાં બન્નેનો સંસાર સુધરે, એમ ઠાકોર સાહેબની ઇચ્છા હતી, તેની રસિકપર કૃપા હતી. ઘણા દિવસને અંતરે દરબારમાં કુમારને શિક્ષણ આપતાં રસિકને બપોરના ત્રણ વાગ્યા, એટલે કુમાર ચા પીવા ઉઠયા, ને રસિક એકલો બેઠો. તેવામાં એકાએક ત્યાંથીજ જનાનખાનામાં જવા ગંગા નીકળી. બન્નેની અન્યોન્ય દૃષ્ટિ થઇ, નેત્ર ફરકયાં ને પ્રેમ ઉભરાયો. ત્યારથી ઉઘરતાં બાળકોનો અનુપમ પ્રેમ કુદરતી દૃઢ થવા લાગ્યો. અને સદ્ભાગ્યે મનોહરલાલે દરબારની ઇંતેજારીથી લગ્ન કબુલ કર્યું. બન્નેની ઉમેદ પાર પડી. ને રસિક–ગંગાનાં વેવીશાળ ગોઠવાઇ ગયાં. લગભગ એ વાતને ઘણો વખત વીતિ ગયો.

એક દિવસ જન્માષ્ટમીનો તહેવાર હોવાથી ગંગા તેમની નણંદને બોલાવવા આવી. દર્શનની ઉતાવળ હોવાથી ગંગા હર્ષભેર ઘરમાં

આવતાં નણુંદ તો બહાર ગયાં હતાં, પણ બન્ને જોડાંને એકાન્તમાં વાત કરવાનો વખત મળ્યો. ગંગાએ પ્રવેશ કર્યો, કે અકસ્માત રસિક સામો ભેટી ગયો. ગંગા શરમાઇ ગઇ, લાજ કહાડી દુર ઉભી રહી. બન્ને નીચું જોઇ રહ્યાં. ઘણો વખત આરસપહાણનાં પૂતળાં પેઠે ઉભાં થઇ રહ્યાં. અંતે કંઇ કારણ કાઢી રસિક લાજનો છેડો પકડી બોલ્યો—

"દરબારમાં રાજમાતાને બહુ પ્રિય થઇ પડયાં છો ?"

લાજ છોડી નહિ.

"એકાન્તમાં શરમ નહિ જોઇએ. તમારો ગુર્જરી રીવાજ રાખો. શું કદી સ્વદેશ છોડયો, તો સુધારાનો રિવાજ પણ છોડી દેવો જોઇએ ?" ગંગાથી મર્યાદા મુકી ન બોલાયું.

રસીકે પાલવ ખેંચ્યો. ગંગા હસી પડી. રસિકે છેડો મુકી દીધો.

ગુજરાતમાં નાગર સ્ત્રી વર્ગને લાજ કહાડવાનો રીવાજ નથી, પણ કાઠીયાવાડમાં સઘળે ઠેકાણે પરંપરાથી ચાલે છે.

"મને જવાદો, હું જઇશ." પાંજરામાં પુરાયેલી મેનાનો મધુર પણ તીવ્ર ને ગંભીર સ્વર બહાર આવી જેમ કાને અથડાય, તેમ ગંગાનો અવાજ સંભળાયો.

ગંગા ચાલવા માંડી. રસિકે આંગળી પકડી.

"કોઇ આવી જશે."

નિર્ભય રહેવું કોઇ નથી."

મ્હોટાં બહેનને મળવું છે." હિમ્મતથી ફરીવાર અનિવાર્ય પ્રેમની ભરેલી પણ મર્યાદાથી દિગ્બંધ થયેલી ગંગા બોલી.

રસિકે સજડ આંગળી દબાવી, છુટી શકવા ન દીધી.

"જો, જો, બહેન આવેછે, હો !" આખરે નવી યુક્તિ કરી.

રસિકે ભયમાં આંગળી મુકી દીધી, ગંગા હસતી હસતી

ચાલી ગઇ; મશ્કરીમાં ભાવી પતિને ઠગ્યા, એ મુગ્ધ બાળાના મનમાં કંઇ ન વસ્યું.

રસિક તેમની તર્ક શક્તિ ઉપર આફરીન થયો. ગંગા બહાર જતાં સુધી જોઇ રહ્યો. હૃદયમાં મેઘનાં હર્ષબિંદુ પડયાં, ભાગ્યનો ઉદય થયો માન્યો, ને પોતાને આવું અમુલ્ય રત્ન સાંપડવા માટે ઇશ્વરનો ઉપકાર માનવા લાગ્યો.

ગંગાને બહાર નીકળતાં તેની નણંદ મળી. તે તૈયારજ હતાં. ને તેજ માટે બ્હાર ફરતાં હતાં, તેથી બન્ને સાથે ચાલી ગયાં. રસિકે આજથી નવો રસ પીવો શરૂ કીધો અને વખત બેવખત ખાનગી ભેટ લેવાને પણ ન ચુકયો. નાની વય છતાં સમજુ ને વિદ્યાવાન જોડાંને પ્રેમે એવાં દિગ્બંધ કરી દીધાં, કે છુટાં પડવાની વખતે બહુ લાગી આવ્યા સિવાય રહે નહિ. "ગુર્જર કુટુંબમાં નહાનપણથી આવું કૌતક જાહેરમાં આવવાથી નિંદાપાત્ર થવાશે," તેની કૌશલ્ય જોડાંએ બહુ સંભાળ રાખી હતી.

પ્રથમ તો રસિકસુંદરીને ભયંકર લાગ્યું, પણ પછી વખત વીતી ગયો, ને મર્યાદા મૂકાઇ ગઇ, ત્યારે ભય જતો રહ્યો. આ જોડાંના પ્રેમનો અંક અહીંથીજ શરૂ થતાં પત્ર લેખન પણ થવા માડયું બન્નેના અન્યોન્ય પ્રેમે ખાનગી પત્રથી એકલી હદ આણી મુકી કે "કયારે લગ્ન થાય?" રસિક પોતાના પત્રમાં પ્રેમના અગણીત અંગ્રેજી દાખલા આપી સ્નેહને ઉશ્કેરતો, તો મુગ્ધ બાળા શાસ્ત્ર માંહેલાં દૃષ્ટાંત આપી, તેમના પ્રેમને વ્હોરતી. એમ થોડા દીવસ ચાલ્યું, એટલામાં રસિકચંદ્રને મુંબઇ જવું પડયું પણ અનિવાર્ય પ્રેમની મારેલી તરૂણ સુંદરીને એથી અપરંપાર તણમાણટ વધ્યો. અને ત્યાંથી પણ બીજા મારફત પત્ર વ્યવહાર ચાલુ કર્યો. યૌવન મદમાં મદાંધ થયેલી બાળા માટે નાગરી નાતે એકી અવાજે

ચર્ચા ઉઠાવી. પણ તે ઉપર ગંગાના ભાગ્યોદયે મનોહરલાલ જેવા સુધરેલા વિચારશીળ બાપે કંઇ લક્ષ ન આપ્યું.

એવા સ્નેહમાં કેટલાક દિવસ વીતી ગયા. અને એટલામાં પરિક્ષા થવા માંડી, અને પોતે સફળ થયો. એ પણ ગંગાને પત્રદ્વારા આનંદમાં વધારો થયો.

મનોહરલાલ ભાવલપુરમાં આવી સુખી થયો. અને દરબારમાં લાગવગ સારી થવાથી પોતાના ભાઇ વેણીલાલને તેડાવી સરકારી નોકરીમાં દાખલ કરી દીધો. પણ એટલામાં તો મણીગવરીને એકાએક કોલેરા થઇ આવવાથી થોડા અરસામાં તેનો ભોગ થઇ, અને સુખમાં સળો પેઠો. પણ ગંગાએ એ અવસર પિતાને જણાવવા ન દીધો. ન્હાનાં ભાંડુંઓને સંભળાવાનું કામ તથા ઘરનું સર્વ કામ પોતે માથે ઉપાડી લીધું, તોપણ કેટલીએક વ્યાધીએ મનોહરલાલના અંગમાં ઘર કીધું. ને વારોવાર એક માસને અન્તરે તેમણે પણ દેહ છોડયો. એથી ગંગા તથા તેમનાં ભાડું સર્વ નિરાધાર થઈ પડયાં. ગંગા બહુ વ્યાધીગ્રસ્ત થઇ ગઇ. કોઇ ઉપાય ન રહ્યા. બાળકપણુમાંથી આવાં કષ્ટો પડવા માંડયાં. અને અંતે પૂર્ણ દ્રવ્યે કાકાને શરણુ થવું પડયું. કાકી બહુ કલાંઠ હતી, તો પણ માતાને તુલ્યે તેને ગણવી પડી. તેની મરજી મુજબ ભણવું પડયું.

લાડમાં ઉછરેલા છોકરાં પરાધીન પડયાં. વેણીલાલ સઘળા દ્રવ્યનો માલેક થઇ ગયો. પોપટ હજી અણુસમજુ હતો. મનોહરલાલ ને મણીકુંવરનાં મરણુ એવાં આકસ્મિક થયાં, કે બાળકોને પૈસા ટકા તથા બીજી ભલામણો આપવાનો વખત આવ્યોજ નહિ. એથી વેણીલાલ ને ક્રુર કર્કશા ફાવી. અને તેમનાં માબાપો સાથે ચાલેલી ખટપટનું વેર આ બાળકો ઉપર લેવા મંડયા. મરનાર

દેવાદાર થઇ ગયા હતા. એ વાત જાહેરમાં મુકી, કે ગંગા વગેરે દાવો ન કરી શકે.

"કાળીઆ સાથે ધોળીઓ બાંધે, તો વાન નહિ, પણ સાન આવે, એ મુજબ કર્કશાની અસર વેણીલાલને થઇ, ને તેથી બાળકોને સતાવવા માંડયાં. સંતાન વગરની પોતે હોવાથી સ્ત્રી કહેવત મુજબ "બીજાનાં સંતાનને સંતાપે તો પોતાને થાય" એમ જાણી આ બાળકો ઉપર ઠાકી જુલમ વરતાવવા માંડી. ને કંઇ કંઇ બ્હાને વેણીલાલના કાન ભંભેરી તેને મોઢે પણ કડવાં વેણ કેહેવરાવા માંડી. ને તે પણ લાડકડાં બાળકોને નિરૂપાયે સહન કરવા પડયાં.

ગંગાના રસિક સાથ થયેલા વિવાહમાં વેણીલાલની સંમતી ન હતી; તેની દાઝ કાઢવા, જોકે ફકત પોતાને દુઃખી હાલતમાંથી બચાવી સુખી કરી આટલે હોદ્દે ચડાવ્યો, એટલુંજ નહિ, પણ મનોહરલાલની સર્વ મીલકતનો પોતે ધણી થયો, છતાં તેનો ઉપકાર માનવા બદલે મરેલા જીવન તરફ અદેખાઇની આંખે જોઇ, નિર્દોષ બીચારી બાળકીની પણ દયા ન ખાઇ, પૈસાના લોભે, નિર્ધનાવસ્થા નીહાળેલી તેના પ્રભાવે, અને કર્કશા નારીના દુષ્ટ બોધથી નીચ પગલું ભરી ગંગાના રસિક સાથેનાં લગ્ન તોડાવી, તેને વેચી દુઃખના ખાડામાં નાખવા તત્પર થયો.

રસિકને ગંગાનાં માબાપના આકસ્મિત મરણની અને તેમની ખરાબ સ્થિતિની ખબર પડતાં, ગંગાપર ખાનગી ને વેણીલાલપર દીલાસાપત્ર લખ્યો. પછી વૈદકની પરિક્ષાના કામમાં પડતાં ગંગાની ખબર ન લઇ શકયો. કેટલાક દિવસ પછી ગંગાએ ઠપકાનો છેલ્લો પત્ર લખ્યો, અને કુદરતી પ્રેમપાસનો તે છેલ્લોજ પત્ર લખાવ્યો. રસિકે જ્યાં તેનો મુંબાઇથી જવાબ લખ્યો, તે અગાઉ તો ગંગાનાં લગ્ન બીજે ઠેકાણે ગોઠવાઇ ગયાં.

ગંગા તથા રસિકના કમનશીએ દરબાર પણ તાવની બીમારીથી દેવલોક થયા. તેથી રસિક વિલાયત જઇ એમ. ડી. ની ડીગરી મેળવવાની આશામાં તો નિષ્ફળ થયો, પણ ગંગાના સુખમાં પણ નિષ્ફળ નીવડયો. એ દરબારની દિલગીરીનો લાભ લઇ કાકાએ રસિકચંદ્રની બીન ખબરે ગંગાને બીજે સ્થળે ગોઠવી દીધી. નહિં દાદ કે નહિ ફરિયાદ ! દેવલપુરમાં પ્રાણલાલ નામના શુકલ ખાનદાનના વડા પુત્ર કિશોરલાલને સંતાન ન હોવાથી પૈસાના મદમાં એક ઉપર બીજી સ્ત્રી વરવાનો શોખ થયો. આ કિશોર લુચ્ચો, દગલબાજ, હીચકારો ને ખૂની જેવો હતો. પણ જાતે શોખીન ને હાથનો છુટો હોવાથી લોકો દબાતા. કિશોરે ગંગાની માગણી કરી. જોકે નાગરી નાતમાં એક મળવીજ દુર્લભ છે. તે છતાં પૈસાંના લાલચુ કાકાને દુર્દૈવેજ સુચવ્યું. ગંગાની કેટલીક તારીફથી નિર્લજ કિશોર બાવલપુર ગયો. ત્યાંપણ કપટબાજી રચી. ગંગાને બીજા મારફતે તેના સગાને ત્યાં તેડાવી. પોતાથી તો ન પુછાયું, પણ જાતે છુપો જોઇ રહી એક સ્ત્રિને કહેવરાવ્યું.

" એક સુંદર અલબેલો વર આવ્યો છે."

" તે શું ? તમારી છોકરીને વરાવો છો, એમ કે!" નિર્દોષ ગંગા તો અસમજમાં બોલી. પણ પૂછનારને વાત ગંભીર લાગી.

" ના, ત્હારા માટે હું તો—"

"બસ કરો. મ્હારા માટે શું ? હું તો થુંકું તેમ પણ નથી. ખબરદાર એવી વાત કહી તો! હીચકારો લજવાતો નહિ હશે, કે એ વરાચલી છે, તેને કેમ પુછાય ? અને તમે શકમાતા નથી, કે વરેલી છોડીને માટે આવું કેમ બોલું ? આમ હતું, તો મને બોલાવવી નહિ. હતી. જાઓ ? જાઓ ?" ગંગા, રસિકના પ્રેમાકર્ષણથી કટાક્ષ વચનો બોલી.

"પણ તારા કાકાની મરજી હશે, તો તેમાં તારૂં કશું ડહાપણ ચાલશે કે?"

"મ્હારી મરજી ન હશે, તો પછી તેનું પણ ચાલશે કે?"

"ઠીક છે, ત્યારે ચાખજે સ્વાદ."

"એમ કહેવાથી હું હા પાડવાની હતી કે? ખાંડ ખાઓ, ખાંડ. મનમાં મોતીના ચોક પુરો તેજ! મારૂં તો ખાસડું પણ ન ચાખે."

ગંગા રીસ ચડાવી ચાલી ગઇ, કિશોરને ક્રોધ આવ્યો. તોપણ તેમના મનહર મુખડામાંથી મોતીના દાણા જેવા તડોતડ તીવ્ર પણ મિઠાશ ભરેલા બોલો પડવાથી તે વધારે આશક થયો.

"એમનો કાકો વેણિલાલ જે પૈસાનો ઘણો લોભી છે. અને રસિક સાથે ગંગાને પરણાવવામાં તેનો વીરૂદ્ધ મત છે, તેથી પૈસા-દીકની લાલચ આપશું, તો આપણું કામ સફળ થયા વિના રહેશે નહિ."એમ વિચારી ઘેર જઇને તજવીજ કરી, અને પોતે દેવળપુર ઉપડી ગયો.

તજવીજ દરમ્યાન તેના ન્હાનાભાઇ નવલશંકરની વહુનું એકાએક મરણ થયું; અને તે જગ્યા ખાલી પડતાં કિશોરલાલ બદલે નવલશંકરની માગણી થઇ. બે બાળકોની હૈયાતી છતાં પૈસાથી તો નહિ, પણ આબરૂમાં પૈસાદાર કહેવાતો હોવાથી અને લોકોની ઉશ્કેર-ણીએ બીજી નવલ સ્ત્રિ પરણવાનો નવલને શોધ થયો. એટલુંજ નહિ, પણ હજી ન્હાનાં બાળકોને સંભાળવાં, અને વૃદ્ધ ગાત્રિકની વૃદ્ધા-વસ્થા સાચવવી, તથા વ્યાપારકામનો એકલાપર આવી પડેલો બોજો ઉઠાવવો, એ ધંધામાં ઘરસંસારના કામ સારૂ અવશ્ય ખપ લાગ્યો. તેથી લગ્નની ઇચ્છા કરી. અને એ ઇચ્છા નવલ તથા ગંગાના અસ્તો-દયેજ પાર પડી. લાલચુ વેણીશંકરે કુટુંબની મ્હોટાઇ તો જોઇ, પણ સાથે પૈસાનો પણ માર માર્યો. નવલશંકરે પણ યોગ્ય ઉમરની

કન્યા મળતી જોઇ, કંઇ દરકાર ન કરી. પૂરતા પૈસા આપ્યા. એ ખર્ચ બહોળા વ્યાપાર કારભારમાં ન જણાયો. પણ પાછળ લાગ્યો. પૈસાની સ્વાર્થિ આંખે જોનાર વેણીશંકરે, નિર્દોષ ગંગાને લાયક વર નથી. એ ન તપાસ્યું, અને અનાથ બાળાની પરેચ્છાએ રસિકને રડતો કરી, ગંગાને વિયોગ દુઃખમાં નાખી, અવળે માર્ગે ઉતારી. કોઇએ સંભાળ ન લીધી. માબાપ મરી ગયાં. અને દરબારની ઓથ તુટી જતાં બન્નેના ભાગ્ય પુટયાં. અને ભવીષ્યમાં થયેલાં જોડાં જૂદાં પડયાં. લગ્નની પણ તયારી થઇ ગઇ. વેણીલાલે કરેલી છાની ગોઠવણની ગંગાને છેવટેજ ખબર પડી. તેણે રસિકચંદ્ર પર પત્ર લખ્યો, ત્યાંથી પણ મદદ ન મળી. રાજ્ય દરબારમાં મહારાણાની દીલગીરીમાં કોઇએ ન સાંભળ્યું.

“ પરેચ્છા થકી રૂકમણીને વરાવવા; રૂકમયે યુકિત ભારી ફસાવા.
શિશૂપાળ ભગ્ની પતી નક્કિ થાપ્યો; છતાં કૃષ્ન આવી વરી હાથ થાપ્યો.
હતી કૃષ્નની સાહ્ય જો કે સતીને; પડી પાર ઉમેદ સારી ગતીએ.
બની બાળ લાચાર ગંગા બિચારી, કરી આખરે એજ કોશિશ કારી.”

થોડા દિવસની મુદતમાં બન્નેનાં લગ્ન થઇ ગયાં. અને ભાંડુઓને રડતાં કરી, સ્વદેશ ભૂમિને છેલ્લા પ્રણામ કરી, માબાપગૃહનો છેલ્લો પ્રેમ, અશ્રુથી છોડી, નિર્દોષ બાળા સાસરે ચાલી. અને એક મનોહર સ્થળની મેના દારૂણ વનના વૃક્ષરૂપી પીંજરામાં પુરાઇ ગઇ.

ગંગા હજી સાસરવાસમાં ગઇ તો ન હતી, બલકે તેનો લગ્ન સંયોગ નક્કી થવાનો વખત સ્વપ્નમાં પણ ન હતો, તે દરમ્યાન તો તેના વિષે, અર્થાત્ નવલશંકરની નવી સ્ત્રિ વિષે અનેક લોકાપવાદ ચાલી રહ્યા હતો.

દીકરાંનું વાસણ વાપરતાં સારૂં નીવડે ત્યારે ખરૂં. એમ

કહેનાર દેશી લોકોમાં સાવિત્રી ગુજરી ગયાં, અને બાળકોને નવીના હાથમાં રહેવું પડશે, તે માટે તો તહેવાર જાતનું બોલાવા માંડયું. કોઇએ કંઇ, તો કોઇએ કંઇ એમ અનેક જાતની કેહેણી ચાલી, અને બાળકો પણ પોતાની સાવકી માતાનાં સંકટ માટે લોકોની ઉશ્કેરીણીથી લગ્ન અગાઉજ બ્હીવા લાગ્યાં. અને મુંબાઇમાં કમાતા ધણીઓની કમાઇથી ઘેર બેસી મફતના મલીદા ખાનાર રંડાઓએ પેલી કહેવત મુજબ "નવરાં બેઠાં નખ્ખોદ વાળે" તેમ બાળકોને વધારે વધારે ઉશ્કેરવા લાગ્યાં ? અને તેથી બન્ને બાળકો એકાન્તમાં મુજાવા લાગ્યાં. "બાપા આપણને મારશે, ને સાવકી માનાં સંકટ નહિજ ખમાય" આવી દીલગીરી વિચારી એક મતના સમજણાં ભાંડુઓ એક દિવસ તો એકાન્તમાં રમતાં રમતાં એક બીજાં વાત કરવા મંડયાં.

"ભાઇ, બાપા નવી વહુ લાવશે, ત્યારે બધાં કહે છે, તેમ હમણાં છે, તેવી પ્રીતિ આપણને બતાવશે ?" મંકુ ઓસીયાળી થતી બોલી

"હા, બ્હેન. કાં નહિ બોલાવે ?" સમજુ ને શાણો ઇંદુ બ્હેનને ધીરજ દેતો બોલ્યો.

"પરાઇ જણી શું બતાવે ? જોતો નથી આપણાં મામાના લઘુની દશા ?" લોકોના કહેણથી કંટાળેલી બાળાએ મોં મલકાવી કહ્યું.

"તું શું ગાંડી છે, મંકુ ? તે પરાઇ છે, પણ બાપા તો પરાયા નથી કેની ?"

"ત્યારે લઘુભાઇને પિત્રાઇ મામા પરાયા છે, નહિ ? પગમાં બળે છે, ને લંકા કયાં બોલવે છે ! પિત્રાઇ પ્રભાશંકર કાકાનુ પણ જોની ?"

" તે કાચા કાનના છે એટલુંજ ઓછું."

" ને બાપા ?"

" તે તેવા નથી."

" નવી આવી કે મંડળ ફર્યું. મરી ગએલી આપણી માતાને મારી હતી, તે તને યાદ નથી? વગર કારણે કજીઆ કાકીએ ભંભેર્યા, ને વચ્ચે મારૂં પણ કાંડુ ખેડવી નાંખ્યું હતું. તે જો જીવતાંજ એમ કરતા હતા, તો હવે આપણું કોણ? નવી અદેખાઇ કરી ભંભેરે તો આપણને નહિ મારે શું?"

" હું સમજાવીશ."

" નવલમાતાનું સમજાવ્યું જેટલું માને, તેટલું મારૂં ને તારૂં ખરૂં કે? ગઇ કાલે તું રાસમાળામાંથી જગદેવ પરમારની વાત વાંચતો હતો, તેમાં ઉદાદિત્યે વાઘેલીનું માન્યું, તેટલું જગદેવનું ખરૂં?"

" ઘેલી થશે ઘેલી, મોટી મા છે કે નહિ?"

" તે જીવી જીવીને કેટલું જીવશે? છે ત્યાં સુધી પછી?"

" તું પરદેશ જઇ સઘળું વીસારીશ. ને મારાં સાસરાં કફોરાં નીકળ્યાં, તો પછી હું કોના આધારે રહીશ? હમણાં તો તું હશે, ત્યાં સુધી તારા આધારે એ દુઃખ વિસારીશ. પણ પછી મારૂં કોણ?" નીમાણી થતી મંકુ કહેવા લાગી.

" ગાંડી રે ગાંડી તારો ઇશ્વર બેલી નથી? હું પ્રદેશ જઇશ, તેથી તારી સંભાળ નહિ લઉં? બાપા એવા થશે એમ તું ધારે છે? ને ધારે, તોપણ તેમને લોક લાજ વહાલી નહિ હોય? ને તેમ ન હશે, તો હુ નીકળી ગયો છું, કે તારી ખબર લેવાને વીસરાળ થઉં?"

" ત્યારે બાપા છાના મારશે, તો?"

" તો તેની ફજેતી કરશું. જો કંઇ ઉપાય નહિ રહે, અને

તને તારાં સાસરાં તરફનું દુઃખજ થશે, તોપછી તારા વરને હું પ્રદેશ જઇ કંઇ બ્હાને ત્યાંજ તેડાવી લઇશ, એટલે તું પણ મારી પાસેજ રહેજે. બસ? હવે તો ઠીક!"

"પણ ભાઇ એ બધું બોલવામાંજ રહેશે, આંગળીથી નખ વેગળા તેટલા વેગળા. મોટાં માજી એની વાર્તા કહે છે, તે સાંભળી છે? મને તો સાંભળી બહુજ રડવુંજ આવે છે. અરેરે! મા વગરનાં બાળકોની આવી દશા! તું કહે મોટી મા હોય, તો કોઇ નહિ કહે: બાપા પણ નવી મા આંધળા થયા હોય, તો કંઇ ન ચાલે, ચાલ. માજી પાસે પેલા કંકુક ને કેશરીની રસીલી વાર્તા કહેવરાવું.

"હા, ચાલ જોઉં! એમ મંકુને બીજી રીતે ધ્યાન ચુકાવવા માટે ડોશી પાસે લઇ ઇંદુ પોતે પણ પાસે બેસી વાર્તા કરાવતો, ને શાન્તિ દેતો.

## ઉત્તરાર્ધ.

આ લગ્નાદિક ખર્ચોમાં નવલશંકર બહુ ખાડામાં ઉતરી ગયો, પણ તેને ન ગણકાર્યું આ ખબર પૈસાનો વહીવટ રાખનાર તેમના ન્હાના ભાઈ શામલાલે જાણી. અને તેનાથી અજાણતાં કિશોરલાલને કહેવાઇ ગયું. ભાવતું હતું વૈદે ફરમાવ્યું. કિશોરલાલે તાકેલું ફળ નવલ ઉપાડી ગયો હતો, તેથી વેર લ્હેવાને દાવ શોધતોજ હતો, તે આ કારણ અનાયાસે મળી આવેલું જોઇ શામલાલને આડું અવળું સમજાવી, ભાગ તોડાવી, નામાની ઉથલપાથલ કરાવી ઘોટાળા સાથે નવલને સોંપી છેવટની ફારગતી લખાવી મુંબાઇ મોકલી દીધો અને પાછળથી તેને સપડાવી બન્નેને દુઃખમાં જોવા કિશોર મથવા લાગ્યો.

ગંગા સાસરામાં આવી દુઃખી બની, પણ તે દુઃખ સમજુ ને શાણી સાધ્વીએ પેટમાંજ રાખ્યું; અને ઉપરથી ટાપટીપ એવી બતલાવી કે લોકોમાં એક ખરી નમુનેદાર સ્ત્રિ તરીકે પંકાણી;

એટલુંજ નહિ પણ લોકોમાં અગાઉ જે દુર્બુદ્ધિના વિચારોએ વિચિત્ર પગપસારો કર્યો હતો, તેની અદેખી આંખમાં ધુળ પડી, અને નવલશંકરને ભાગ્યશાળી નીવડેલો માન્યો. ગંગાની સુઘરેલી ચાલચલણ માટે સવિતાગવરીને દ્વેષ આવ્યો, અને તે નિર્દોષ અપરાધ શોધી સતાવવા માંડી.

સવિતાગવરીના સંતાપમાં પણ ગંગાએ ઘરનું કામ એવી રીતે ઉપાડી લીધું હતું, કે ન્હાની અવસ્થામાં એક બુદ્ધિશાળી તરીકે પંકાતી હતી એટલુંજ નહિ પણ પોતાની સાસુને ફક્ત પોતાના મણીના હીંચકા સિવાય બીજું કંઇ પણ ઘરનું કામ કરવા દેતી નહિ; અને પોતે ઘણુંજ સુઘરતું કામ ચલાવતી. તેણે રસોડા આદિનો પણ ઠાઠ એવો મનહર રાખ્યો હતો, કે કુવડ શેઠાણીઓના બંગલામાં પણ તેવી સ્વચ્છતા જોવામાં ન આવતી. આવાં ચેટકોથી સવિતાગવરી દાઝે બળતાં, ને દરેક બાબતોમાં તેનાપર ચીડાતાં, તોપણ તેને ન ગણકારી પોતાનું કામ નિયમસર કર્યા કરતી. એટલે કે પોતે ઘરસંસારના કામમાં વળી નિયમો રાખ્યા હતા. સવારમાં પોતે વ્હેલી ઉઠી ઘરમાંથી ઝાડુ પાણી, લોટા સાફ કરી, દાતણ કરી, ન્હાઇ લ્હેતી; એટલામાં સર્વને ઉઠવાનો વખત થતો, એટલે નવલશંકર તથા સાસુજી સવિતા માટે દાતણ પાણી ને તમાકુ આપી આવતી, અને પોતે પ્રભાતની ઘરકામમાં ગુંથાતી. તે એક મિનિટ પણ વ્યર્થ વખત જવા દેતી નહિ. એક બાજુ ગરમ પાણી તો બીજી બાજુ ચાહની કીટલી ગરમ થતી; એટલામાં પોતે શાક વગેરે છિન્નતી, અહીં ચા તયાર થયો, ને સૌ દાતણ કરી આવ્યાં, કે સર્વ કને ચાના પ્યાલા મુકી દેતી; અહીં ચા પીવાય, તેટલામાં ગરમ પાણી બહાર કાઢી આપતી, એટલે નવલશંકર તથા સાસુ ન્હાતાં; એટલામાં પોતે પૂજાનાં વાસણ ઘસતી નવલશંકર ન્હાઇ પુજામાં

બેસતો. એટલે સાસુજી ત્યાંથી હવેલીમાં મંગળાનાં અથવા તે ચુકે તો ગવાલનાં દર્શન કરવા જતી. તે બીજી હડહડતી વેવલી પેઠે દોડમદોડ ન કરતી, કે ખોટી ભકિતના ડોળ ન દેખાડતી. તે શ્રદ્ધાપૂર્વક એક વખત દશન કરવા અવશ્ય જતી. આ તરફ પૂજા થઇ રહેતી, ત્યાં જમવાનું પણ તૈયાર થતું, એટલે નવલશંકરને જમવાનું પુરી આપી પોતે સાફ થઇ બ્હાર આવી પાનપટ્ટી તૈયાર કરી દેતી. તેણે જમીને અબોટીઉ ઉતાર્યું, કે પોતે ધોવાના વસ્ત્રોમાં નાંખતી, અને તરત નવલશંકર દુકાનપર જતો. તે જ્યાં નીચે ઉતરે, એટલામાં સવિતાને આવવાનો વખત થાય; અને ઇંદુલાલ પણ ઘણું કરી સ્કુલથી રજા મળતાં આવી ચડે, એટલે સર્વે સાથે જમવા બેસતા વૃદ્ધા ડોશી ઇંદુ વિના જમવા બેસતી નહિ. કદી વખત થઇ જાય, તો બેસી રહેલું કબુલ કરે, પણ કંઠપ્રાણ લાગી રહેલાં બાળક વગર જમી ઉઠે નહિ. પરિક્ષાના નજદીક વખતમાં બાર બાર પણ વાગે, તો બીજાં જમે, પણ આ ડોશી તો સાથે લઇનેજ બેસતી કદી નવલશંકર કુબેરપૂરની દુકાને હોય, તો નવલ રાંધી મણીને રમાડયા કરે, અગર બાકી રહેલું રેશમી ભરત હાથ ધરે, પણ વૃથા સમય કાઢી ટેલ ટપ્પા કે મારી તારી કરવા લગારે પણ ઉભી રહે નહિ.

પ્રભાતના ઘરકામમાંથી પરવારી અજીઠ અબોટ કરી સ્વચ્છ થઇ પાન સોપારી ખાઇ તૈયાર થાય; ત્યાં બાર વાગે, એટલામાં મણી તથા સવિતાગવરી આગળના ચોકમાં પોઢી જાય. અને નવલ પોતાના નિયમ પ્રમાણે ભરતકામમાં પડે. દરમ્યાનમાં તો કોઇ આવી રાહ જોતું હોયજ; તેથી નિશ્ચિત થઇ પોતાના દીવાનખાનામા ઉંઘવા બદલે આવેલી સહીયરો સાથે ભરત ભરે. અને શીખવા આવેલીને બતલાવે. કોઇ ટોપી તો સાડીની કોર, તો કોઇ બાંયના મોળીયાં તો

કોઇ કૅનવાસના પોપટ મેનાં, હાથી, સિંહ આદી જેમ જેની ધ્યાનમાં આવે તેમ કામ કરે, નિંદા ન કરે, પણ સીતાસ્વયંવર, રૂક્મણી હરણ, સાવિત્રી ચરિત્રનાં ઢાળીયાં, નળદમયંતી સ્વયંવર, ઓખાહર ! કે પ્રેમાખ્યાન વગેરેનાં પદો ગાતિ જાય, ને કામ કરતી જાય, જેથી સુંદર ભરત ઉમંગથી ભરાય વખત સહેલાઇથી નીકળે, અને શીખેલું ભૂલી ન જવાય.

જાણે તપોવનમાં ઋષિ પત્નિઓનું મહા મંડળ ગાતું હોય, તેવા સ્વર મધુર નીકળતા, કે માર્ગ જનારાં માણુસોને ઘડી ભર રોકી દેતાં હતાં. કોઇ કોઇ વખત નવલગંગા તો દેશી કારીગીરીના નમુના બતાવતી. મોતીની કલમ, વળી મોરનાં પીંછાં કે કોડીની સાંકળી અને રંગ બેરંગી બધેલાંના ઘુઘરા દેદીપ્યમાન ને રમણીય બનાવીને દિવાનખાનાને શણગારતી; તે નકલથી બનાવેલા ચીનાઇકામને પણ લજાવી મૂકતી હતી. બરાબર ચાર વાગે, કે સર્વે ઉઠી પોતપોતાને ઘેર જાય. કેટલીક નણંદો સાસરેથી પીયર આવી હોય, તે નિરાંતે ગંગા પાસે બેસે. ને વાતોના તડાકા ઉડાવે ! ગંગા તેટલાં ચોખા કે દાળ વીણુવા બેસે; અને જો વાતો ન કરે તો નવી શીખનારી ગાયનની શોખીન બાળાઓને નૃસિંહ મહેતાની હુંડી, કે શામળશાના વીવાહ કે કુંવરબાઇનું મોસાળું વગેરે શીખવે, ને ગવરાવે; અને એ રમુજમાં પોતાનું કામ પણ સહેલાઇથી થાય. તેમાં પણ તે નિસ્પૃહી ને નેકદાર નારીએ એક અચ્છી કુનેહ જાળવી રાખી હતી. ગમે તેવી સારા ખાનદાનની કે ગરીબ કુટુંબની સ્ત્રિ શીખવા આવે, તો પણ તે સર્વે સાથે એકસરખી રીતે વર્ત્તતી. જોકે કેટલીક ધનાઢ્ય ને ઉચ્છૃંખલ સ્ત્રિઓ પોતાના મદમાં દબાવા માંગતી, તો તેને રોકડો જવાબ આપતી; અને કદી તે લાલચમાં નાખી જલદી શીખવા, કે ભરવા ગુથવા માગે, તો તેને તુચ્છકારી ગરીબનું લીધેલું

કામ છોડી હઇ પૈસાને પરવશ થઇ પોતાની કુનેહને કલંક લગાડતી નહિ. પણ ભોળવવા આવનાર અહમત્તણી નારીચોનાં મોઢાં વીલાં પાડી દેતી. જો તે કેવી હડધુત થનારી સ્ત્રિઓ તેની પાછળ નિંધા કરતી, ને મનમાં બળતી, પણ બીજી રીતે ગંગાના ભલા ગુણ ગાતી. આ સર્વ મંડાણથી કેમ નવલે જાણે યુવાન સ્ત્રિઓની મ્હોટી નિશાળ (Young ladies high school.) સ્થાપી માસ્તર બની હોય ! તેથીજ લોકો તેને મડમસાહેબ કે સુધરેલી સાધવીના નામે લજાવતા, તોપણ નવલ બીલકુલ ક્રોધ કે રોષ આણ્યા વગર પોતાનું નીયમીત કામ કર્યાં જતી. આવું છતાં દૈવ જાણે નવલના વીદ્યાના તેજે અગર શીખવા ભરવા આવનાર કૂલીન બાળાઓની શરમે, કે સાસુના માનભર્યા હોદ્દાની રૂએ, પણ સવિતાગવરીનું મોઢું એવું સીવાઇ ગયું હતું, કે જુના વીચારની વૃદ્ધ ગાત્રિકને નજરે ખુદ આ કૌતક આશ્ચર્યજનક લાગતાં છતાં જરાએ બોલવા જીભ ઉપડતી નહિ.

આ ગુણીયલ સ્વભાવની લલિત લલનામાં વળી બીજો ગુણ એ હતો કે પોતાની નબળી સ્થિતી છતાં મીઠું મરચું પણ માગવામાં મોટી ખોટ સમજતી હતી. બીજાં માણસો આભારી થએલાં હોવાથી કદી તેના બદલામાં કંઇ વસ્તુઓ આપવા હઠ કરતાં, તો તે વસ્તુ અહંકારથી, ઉદ્ધતાઇથી કે તુચ્છકાર કરીને નહિ, પણ વીનયથી યોગ્યતાથી, અને લાયકીથી અમૂક જાતનું કારણ બતાવી ન લહેતી. કદી લોકો અત્યાગ્રહ કરતાં, અને મણીને બ્હાને તેને આપવા કરતાં, તો પણ તેને બાધા છે, એમ કરી છેવટે પછી "માફ કરો !" એટલો બોલ બોલતી માબાપોની સારી હાલતમાં પોતે એક લાડકવાઇ પૂત્રી છતાં તેની માતાનાં બાળકો તરફ એક ઘર સંસાર સુધારવાના બહોળા વિચારોમાં તેણે કેટલી જાતની તાલીમ આપીને ગંગાને સુધારી હતી.

ગંગા, જેમ તેની માતાના હાથ તળે આ શિક્ષણમાં કાબેલ થઇ હતી. તેમ તેના પિતાના હાથ તળે કેળવણી શિક્ષણનો પકકો અભ્યાસ કીધો હતો. અને એટલા અભ્યાસમાં તેને ગુમાન આવ્યું હતું; પણ એ ગુમાન તેમનાં માબાપનાં આકસ્મીક મરણ પછી, તેમનાં કજળી કાકીના હાથમાં ઓશીયાળે મોઢે રહી ગુજારેલા દિવસથી ઉતરી ગયું હતું.

વાંચક! આ વખતે તે રસિકચંદ્રને ભૂલી ગઇ હતી! તે સગર્ભા બની હતી. તેને અગ્યાર માસે પ્રસવ થયો હતો. આ અવસર છતાં પણ રસીક તો ગંગાએ આપેલી ઉમેદમાં ઘસડાયો હતો. આ સમયે એક કૌતુક બન્યું હતું. નવલશંકરના મિત્રની પત્નિ ગંગાની સખી વીજ્યાકુમારીને ગર્ભ ચડી ગયો હતો, તે મુંબાઇ નવલની ભલામણથી ગઇ હતી; તેને રસિકે ગંગા જાણી હતી, પ્રથમાંકમાં વાંચ્યા પ્રમાણે રસિક ભૂલો પડી પધારી સેવતો હતો. વિજયના મરણની ખબર ગંગાના ઘોડાળા પછી થઇ હતી; પણ કાગળનો ખુલાસો અબુડ રહેલો હતો. તે પોતાના ઘરની અંદર ગમે તેવી સ્થિતી ચલાવતી, પણ મોંઢેથી એક સ્વર પણ બોલતી નહિ. તે અંદરનો ડોળ બતલાવવા બહારનો ઠીક ઠાઠ ઓનો મજબુત રાખતી, કે આજે આવી સ્થિતીમાં લોકોને ગરીબાઇ જાહેરમાં આવેલી છતાં, ઘરની અગવડ બીલકુલ જણાવા દેવાને રહીસી થતી હતી,

ગંગા જાતે સાદી પણ ટાપટીપવાળી હતી. તેનાં વસ્ત્રો સાદાં અને હલકી કિમતનાં હતાં. પણ પેહેરવાની એવી ખુબી હતી, કે હજારોના દાગીના અને અમર આદી ઉમદા વસ્ત્રોની પેહેરનારી યુવક નારને લજાવી દેતી હતી, અને એ વસ્ત્રોમાં મુંબાઇમાં વસેલી શોખીન સ્ત્રિઓ અંગ્રેજી સુગંધી પદાર્થો જેવા કે લવન્ડર સેન્ટ, કે સાદાઇમાં વનસ્પતિનો સુગંધીદાર ભૂકો છાંટતી, છતાં કપડામાંથી

ગંધાતી, પણ આ ગંગા તો વગર ખુશઓદાર પદાર્થો ફકત ધોવા ન્હાવાની સફાઇથીજ એવી સુઘડ રહેતી કે મ્હોટા ઘરની હરામના હાડકાની સ્ત્રિઓનાં ઘાટીનાં ધોએલાં નકલી વસ્ત્રોના કરતાં હજાર હજાર દરજ્જે સફાઇદાર જણાતી. તે એક મરોડદાર ને કુદરતી મોહક દેખાવની સ્ત્રિ હતી, તેથી હલકામાં હલકું ગમે તેવું વસ્ત્ર પહેરતી, તો પણ તેને ઓપી નીકળતું હતું.

તેના ઘરનો ઠાઠમાઠ પણ આપીકા વખતના જુના રીવાજથી રચાયલો છતાં સુધરેલી ગંગાના આવાગમન પછી ફરનીચર વગેરેની ગોઠવણ થવાથી લગાર ભપકાવાળો ને ઉમદા બન્યો હતો; એટલુંજ નહિ, પણ ભલા ભલા ગૃહસ્થના ઘર માંહેની એકાદ વસ્તુ તેના જેવી ન હતી. અર્થાત્ એવી ચોખ્ખી અને સફાઇદાર ન હતી. જો કે કેટલુંક ફરનીચર યાત્રાથે ગયેલા પ્રીતમલાલ શુકલ મુંબઇની મુસાફરીથી પાછા ફરતાં ખરીદ કરી લાવેલા હતા, પણ તેને ચળકતું રાખવામાં ગંગાએ એવું ડહાપણ વાપર્યું હતું, કે જોનારની આંખને તાજુબ કરી નાખતું હતું; એટલુંજ નહિ. પણ દેવી સંસારને ઉત્તેજન દાખલ જે ચીજની આવશ્યકતા હતી. તે તેણે મુખ્ય ખડી કરી હતી. એ દેશી ચીજો શું હતી? હાથની બનાવેલી કાગળની ટોપલીચો, ઝાણાં બધોલાંની પુતળીચો ભીંતપર ચીતરેલી રંગીન સતીઓની છબીઓ, અને મોતીની કોથળીઓ આદિ એવાં લટકાવી મુકયાં હતાં, કે ચીકાગોના પ્રદર્શનના મેનેજરનો પ્રવાસી જેમ પેલાં બંગાળા માંહેના ઓરીસા પ્રાંતનાં બે જોડીયાં બાળકોને હીંદુસ્તાનના નવા નમુના તરીકે બતાવા ગયો છે, તેમ હીંદુસ્તાનની સરકાર મારફત તો નહિ, પણ એક પ્રવાસની શોધ ખાતર કદી મનમાનતા પૈસા દઇને પણ એક કાઠીયાવાડના દેશી કારીગરીના નમુના દાખલ ખરીદ કરી ગયો હોત; તો અવશ્ય નવલગંગા પહેલાં

"એની લડાઇમાં ત્રીજો ફાવી જાય" અને "નામે વેપારી કામી ખાય" તેમ કાઠીયાવાડના આલીશાન પોલીટીકલ એજંટ સાહેબને તો માન મળ્યા સિવાય રહેતજ નહિ!

આ આચરણોથી સવિતાગવરીને કાને એવી વાર્તા આવવા લાગી, કે "વહુ ઉછળી જશે, નીકળી જશે, અને કાં તો ફીટી જશે." લોકો એટલાં નીંધ્યા કરવા લાગ્યાં, કે એથી સવિતાનું તો ભેજુંજ ખસી ગયું, અને નવલને દરરોજ ટોકણી કરવા લાગી. હમેશના ટહુકા પણ ગંગાએ સહન કર્યા, પરંતુ પોતાની સદાચરણી ચાલ અને સુઘરતું કામ ન છોડયું. જયારે ગંગાએ અવાં ચેન ચેટકો ઉડાડી દેવાની સાસુની વાત ધ્યાન પર ન લીધી, ત્યારે નવલશંકરને ભંભેર્યો; અને ત્યારથીજ તેમના સંસાર સુખમાં નળ–દમયંતી વચ્ચે કળીએ વાસ કર્યો, નવલશંકરને હજી પૂર્ણાભાસ થઇ શકયો નહિ. એ મુખ્ય ગંગાના સદગુણે જોર કર્યું પ્રથમ તો ગંગાના રૂપ ગુણમાં મોહી પડયો અને ગંગાનેજ દેખવા લાગ્યો, તેનીજ વાત માન્ય કરવા મંડયો, અને માતાના મ્હોટાં વચનો તજી સ્ત્રિ ઉપર આશક બન્યો. વ્યાપાર કારભારમાં પણ કંઇજ ધ્યાન ન લાગ્યું. અને તેથીજ દુઃખી થઇ, વિશ્વાસઘાતમાં ચીરાયો. સાધારણ કેળવણીના પણ બોહોળા અનુભવે તથા વડીલની આબરૂ અને ધંધાના મ્હોટપણાથી તે શોખીન બન્યો હતો. અને ગંગા આવ્યા પછી તો તેને એક નવીનજ ચેટક લાગ્યું હતું. તેને ગાયનો ઘણો શોખ હતો, તેથી વખત બે વખત સવિતાગવરીની ગેરહાજરીમાં ગંગા પાસે તેની સ્કુલમાં શીખેલાં ગાયનો ગવરાવતો. એમ કરતાં ગંગા હૃદયના ખુલ્લા અવાજથી અને સંતોષથી તો નહિજ, પણ પતિને રાજી રાખવા અને પોતાનું પિયર દુઃખ ટાળવા ગાતી.

એથી નવલ બહુ ખુશી થતો, અને ઘરમાં ગંગાનું ધાર્યુંજ

કરવા દેતો. એવી પુણ્યના લીધે ગંગા સર્વ દુઃખ ભૂલી જઈ, ઘરમાં ઉમંગથી કામ ચલાવતી......

તેના ઘરની સ્વચ્છતા, રસોડાની ગોઠવણની ટાપટીપ અને વસ્ત્રો મુકવાની જગ્યા તથા ટુંકમાં ઘરના જૂના પણ ગંગાના સુધરેલાસ સારની યોજના એવી તો ઘડી હતી, કે આજ કાલના નવા ઉધરતા સંસારની સ્ત્રિઓ કદી એ માંહેનું એક તરણું સરખું કામ કરીને ઘર શોભા આપવાને શું, પણ પોતાના વસ્ત્રો પણ સ્વચ્છ ધોવાને બેનસીબ રહેલાં જોવામાં આવશે,

ખાવું, પીવું, મોજમજાથી ફરવું, પણ ઘરનું કસરત ભરેલું કામ ન કરવું, કેળવણી લેવી, અને ધણી પર હુકમ બજાવવો. અને સુધરેલી થઇને પતિને ડાઢમાં ચવરાવવો, આ સુધરેલી સ્ત્રિનું લક્ષણ કહેવાય નહિ. પતિની આબરૂ અને આયુષ્યને સુખ દેવાનું નહિ, પણ લાંછન લગાડી ભવ બગાડનારૂં ચિન્હ કહેવાય.

આ સદ્ગુણી સાધ્વી આ વખતે એવાજ સદ્ગુણે જુના રીવાજનાં અને અદેખી આંખનાં સવિતાગવરીના દ્વેષનું બળીદાન થઇ ધણીના ભલાં ખાતર કામ કરવા જતાં પોતાના દેહને ટાળી નાખવા, દરેક જાતની કાળજી છોડી, મણી જેવા બાળકને પણ ન પ્રિય કરી, ફકત પતિની અને પોતાની એક રીતે આબરૂ સંભાળવા, પણ લોકોમાં નીકળી જવાનું તહોમત પોતાને માથે ધરી દેશ છોડી ચાલી ગઈ. મનને છોડી મુક્યું.

ગુણવંતી ગંગાના, ઋતુમતી થયા પછી ન્હાઇને નિયમસર સંસાર વ્યવહારમાં નિમગ્ન થવાના ઉત્સાહ, નવલશંકરના કંકાસમાં વિનાશ થયો. અને ન્હાયા પછી ગંગાને માથે તેલ ઘાલવાનો પણ સમય ન આવ્યો, જેથી વિખરાયલા ને છુટા વાળમાં, ને સંસાર સંતતીના દ્રવિત સૂખને છાડી સોભાગ્યવંતી સાધ્વી એક સતીના

મહા તેજમાં છવાયેલી તે વિક્રાળ રાક્ષસીના રૂપમાં ભયની મારી ચાલી ગઇ. અને એક પતિના અને સાસુના અલ્પ જ્ઞાનનો ભોગ થઇ.

શુકલ ખાનદાનના ધર્મકાર્ય, કુટુંબકાર્ય, અને વ્યાપારકાર્યની ફાટતી કુંક બંધ પડી આખા કુટુંબનું નખ્ખોદ વળ્યું દેશે દેશ અને શેહેરે શેહેર વાત ફેલાઇ. અને નવલ ગંગાથી શુકલ કુટુંબનો અસ્ત થયો, એમ સિદ્ધ થયું. પોતે રઝળી કુટુંબને રઝળાવ્યું, માબાપને માર્યાં, અને અંતે નાસી જવાનું કલંક ગંગાપર નિંદાખોર લોકોએ ચડાવ્યું, ત્યારે તેમને ટાઢક વળી; અને કિશોરલાલને સંતોષ પેદા થયો. સવિતાગવરીને પશ્ચાતાપ થયો, ને હાથે કરી દુઃખ વોરી લેવાનું તહોમત બેહું નવલ ગંગા વિખુટાં થયાં, તે સાથે રસિકચંદ્ર પણ તેનાજ વિયોગમાં પ્રેમથી અને સંસારના સ્ત્રિ સુખથી વિખુટો થયો; એટલુજ નહિ, પણ ધંધા રોજગારથી પણ ઉઠી ગયો; વતનથી પણ વિમૂખ થયો, આશ્રયથી પણ નિષ્ફળ થતાં દેહથી પણ પીડીત થઇ ગયો. ગંગાને માટે કેવી સ્થિતીમાં રહેલો છે, એ થોડા વખતમાં જણાશે.

નવલશંકર, ગંગાની શોધમાં નીકળ્યો. સ્ત્રિ હત્યાથી ન ડર્યો, અને પોતાના દેહનું પણ બળીદાન આપવા કાચાકાનથી સ્ત્રિના વ્હેમાવેશમાં કાળી રાત્રે ભયંકર વેશમાં નીકળ્યો. પ્રથમ પ્રભાકુંવરને ત્યાં ગયો, પણ હરવ.ને ખબર આપી, કે થોડાજ વખતપર ગઇ. એ શક ઉપરથી આગળ ચાલી કોટના રાંગે પડેલા ભાગ ઉપર તપાસ કરવા મંડયો. એટલામાં માણસોનાં દોડતાં પગલાંનો અવાજ આવ્યો.

ચોર હશે એમ જાણી, કે આત્મહત્યા કરવા આવ્યો હશે, તેથી સિપાઇઓ તો મને પકડવા આવ્યા હોય. એવું માની પોતે એક ખુણામાં પેસી ગયો. ગંગા પોતાની પાછળ પડેલા સિપાઇઓ જોઇ,

ધીમે રહી કોટની રાંગેથી ઉતરાય, એવું તો ન જોયું; પણ "જય પ્રાણનાથ" બોલી નદીમાં ભૂસકો માર્યો. એટલુંજ નવલે જાણ્યું, કે ગંગા પડી. એ શક ઉપર પોતે નદીમાં પડયો, એટલે સિપાઇઓ ચમકયા. કોઇ શખ્સને ગંગાની પાછળ પડેલો જોઇ પ્રથમ તો બ્હાવરા બની ગયા, પણ પછી પોતાની માંહેનોજ એક કોઇ હશે, અને તે છાનો લાભ લ્હેવા જવાનો હશે, એમ ધારી તેઓએ પણ એવો વિચાર કરી ભૂસકો મારવા બદલે કોટના દરવાજા તરફ દોડયા, અને એક દરવાન પેહેરો ભરતો હતો. તેની પાસેથી ચાવી લઇ દરવાજો ઉઘાડીને બહાર નીકળી ગયા; ને નદી ઓળંગી આગળ પડયા ગંગા ને તેની પાછળ કોઇ પુરૂષને જતાં જોયાં. એટલે એ સિપાઇઓ પણ દોડયા ગંગા ભયભીત થઇ પાછળ કોઇ પકડી આબરૂ લ્હેવા આવે છે. એ ત્રાસથી ભીને લુગડે અને પથ્થરની રેતી ( રેકરો ) નું મેદાન ઉલંઘી મુઠીઓ વાળી એકદમ દોડી. પાછળ નવલ દોડયો. તેના મનમાં પાછળ આવતા શખ્સો માટે વ્હેમ ગયો, કે રખે મને પકડી કેદ કરી લઇ જાય ! ગંગા કદી ન મળી, અને બીજું કોઇ આદમી નીકળ્યું, તો હું શું જવાબ આપીશ ? ખચીત મેં સાહસ કીધું. એ વિમાસણમાં નવલે વળી આડો માર્ગ લીધો. પણ ગંગા તરફ પડતી દૃષ્ટીથી દુર ન ગયો સ્ત્રીના પાપમાં ફસીશ એ નવલને લાગ્યું. લેણદારોને રડાવવાની હાય નડી, એ નિશ્ચય થયું. તો પણ હવે છેવટ મરવું, એવું વિચારી પંથે મળ્યો. સિપાઇઓ ગંગાના લોભમાં પાછળ દોડયા, પણ તેવામાં એવો યોગ બન્યો કે એક ગાયની પાછળ ધસતો વાઘ આ દોડતાં જનોની વચ્ચે પડયો; અને એના ભયથી સર્વ મંડળ પોતપોતાનો જીવ બચાવવા છુટાં થઇ ગયાં. અને છેક પ્રભાત થતાં તો દુર ઝાડીમાં જુદે જુદે વખતે તેઓ પેસી ગયાં! જંગલ એવું ગાઢું હતું, કે ચારે જણ કયાં પેઠાં, ત કોઇ કોઇથી

નવલ-ગંગા.



ગંગાએ નદીમાં ભૂસકો માર્યો—ફિરંગીએ કિલ્લા ઉપરથી તાળી રહ્યા.

ભા. ૧. પૃ. ૧૯૮

Manoranjan Press Bombay.

દેખી શકાયું નહિ. ગંગા બિચારી થાકથી લોથ બની ગઇ હતી, તેથી ઇશ્વરેજ જાણે કરૂણા કરી આ વન સોંપી દીધું હોય, તથા ગાય અને વાઘનો બનાવ પોતાનેજ માટે બન્યો હોય, તેમ ગંગા એક ઝાડનાઝુંડની નીચે પડેલાં પાંદડામાં લટી ગઇ. બેભાન નારીને શુદ્ધિ રહી નહિ નવલના મનમાં પણ ગંગાને પકડવાનું ભાન જતું રહ્યું. અને પોતે વાઘ અને સિપાઇઓના હાથમાં પકડાવવાના ત્રાસમાં પેઠેલો હોવાથી આવેલી ઝાડીમાં એક તરફ પેસી ગયો. દગલબાજ ને અધમ તરકડા અંદર પેઠા, પણ અંદર કોઇને ન જોવાથી તે પણ હાથ ઘસતા રહિ ગયા. " ચોરની મા ચંડાળે જાય, પાપી હાથ ઘસંતા થાય. " તેમ તરકડા પણ નિષ્ફળ થયા, અને વાઘ પણ નિષ્ફળ થયો. વાઘને તરકડાનો ત્રાસ લાગ્યો. એ ત્રાસમાં ગાય જેવી ગંગા પણ બચી ગઇ. આ પ્રમાણે એ વાઘથી સિપાઇઓનો તો જોકે ઉમેચંદ્ર અસ્ત થયો, પણ ગંગાનો તો ભાગ્યચંદ્ર અસ્ત થયો.

અફસોસ ! આજે સુખી કુટુંબ એક કાચાકાનનું ભોગ થઈ જેમ બંદુકમાં ઠાંસેલા કાગળો મજબૂત ધડાકાથી ચુંથે ચુંથા થઇ જાય, તેમ આખું શુકલકુળ વ્હેમના કારી તડાકાથી નિરાધાર ને દુઃખી બની ગયું. જેના ઉદય જોવાનો આખું કાઠીયાવાડ ફરતું અને જેના તેજમાં અંજાઇ જતું, તે આજે અસ્ત જોઇ આશ્ચર્ય પામ્યાં.

જે પુરૂષો વ્હેમી બની મૂર્ખતા વાપરે છે, તે આવા ફળના અધિકારી થાય છે; અને જે પુરૂષ પોતાની સમાન મળેલી પત્નિ ખોઇ બેસે છે, તે રસિક પેઠે દુઃખી બને છે. કયાં નવલશંકર, કયાં દુઃખી રસિકચંદ્ર અને કયાં નવલગંગા! વાંચક? ત્યારે હવે દ્રૌપદીની વ્હારે ચડેલા પ્રભુની ગતિ જોવાને, નવલગંગાના બીજા ભાગ તરફ દૃષ્ટિ દોડાવ !—

**પ્રથમ ભાગ સમાપ્ત.**

દેલવાડાકર (સચિત્ર) વાર્તામાળા.

# નવલ-ગંગા.



## આવૃત્તિ ત્રીજી—ભાગ ૨ જો.



भजनस्य जीवकुसुमस्या विकाशनानि
सन्तर्पणानि सकलेन्द्रिय मोहनानि ।
एतानि तानि वचनानि सहोरुहास्यां
कर्णामृतानि मनसश्च रसायनानि ॥



## પ્રકરણ ૧ લું.



### પ્રેમની પરિમળતા.

રત્નાવળીના શુદ્ધ પ્રેમને વખાણવો, કે માલતીની પવિત્ર અંતઃકરણ પર છાપ મારનાર માધવને સ્મરવો ? રામની પ્રેમશક્તિ વખાણવી કે કાદમ્બરી અને મહાશ્વેતાના આન્દોલન પ્રતિ નજર કરવી ? શકુન્તલા પ્રેમી દુષ્યન્તને વખાણવો, કે મદાલસાની માયા

તરફ દૃષ્ટિ કરવી ! દમયંતીની પ્રેમલાલુતા પર પ્રસન્ન થવું કે રામના પત્નિ વિયોગ દુઃખને નિર્ખવું! શંકરની સમાધીમાંહે સમાયલા યોગરૂપ પ્રેમને સત્ય માનવા કે મૃચ્છકટિકમાહેના સશુદ્ધ નાયિકાના પ્રેમની પ્રશંસા કરવી ? મન કહેછે કે સંસારી પ્રેમને જો, ત્યારે આત્મા સુચવે છે કે યોગમય પ્રેમને જો, સંસારી પ્રેમમાં ગંગા અને નવલશંકરની સ્થિતી જો, તો યોગમયપ્રેમથી રસિકચંદ્રની હાલત તરફ નજર કર !

ગ્રીકદાર્શનિક પ્લેટોનો પ્રેમ, તે પ્રેમ; કે કૃષ્ણનો સંકલ્પિત પ્રેમ તે પ્રેમ; મહાદેવે, ગિરબાળાના ઉદ્ભરંગપર જોતાં જોતાં કંદર્પને બાળ્યો તે પ્રેમ; કે પારિજાતકનાં રૂષણાં સમયે કૃષ્ણ, રૂકમણિને પગે પડયા હતા એ પ્રેમ; આહા ! પ્રેમ ? તારી કેવી માયા !

પ્રેમેન્દ્રિયનો વેહેળો શુષ્ક ભૂમિને નિર્ખતો નથી. અદ્વૈત પ્રેમ કહેનાર પ્રેમી હોય નહિ. નિરાધાર પ્રેમ, તણાતો પ્રેમ, દૃઢિત આશ્રયની વાંચ્છના રાખતો નથી. તેમને જ્ઞાતિભેદ હોતો નથી. સુધરેલો સંસાર, ભેદિત પ્રેમને સ્વિકારે છે. પ્રેમને લજ્જા હોતી નથી. પ્રેમ જાતેજ છુપો છે. પ્રગટ છતાં છુપો છે. ચોરી કરનાર ચોર રાત્રિજ પ્રસન્ન કરી શકે છે, પણ પ્રેમાધિકારી તો ઝાહેર ચોર હોઇને દિવસેજ ચોરી કરી શકે છે, પ્રેમ, માત્ર રૂપનેજ તપાસતો નથી, પણ ગુણપરચે મોહિ પડે છે. માત્ર પુરૂષોજ સ્ત્રીઓની મોહિનીમાં લપટાય છે. એટલુંજ નથી પણ સ્ત્રીઓ પણ પુરૂષના, ગુણપર મોહાય છે. સ્ત્રીઓની મોહિની રૂપ; તો પુરૂષોની મોહિની ગુણ. એવાજ પ્રભાવે સંસારવિરકત ડૅાકટર રસિકપર, ડૅારલી નામની રૂપવતી અંગ્રેજ કન્યા મોહી પડી.

રસિક, માંદગીના બિછાનાપરથી બેઠો થયો, તે ગંગાના વિયોગ રોગ પછી ડૅારલીથીજ. રસિક, દેશી હોવા છતાં છુપો અંગ્રેજ

બન્યો, તે પણ માત્ર ડૉરલીથીજ, મૃત્યુના ભયથી સંસાર ત્યાગી થયો છતાં, જ્ઞાતિના બંધનથી વૃથા સંસારી કહેવાયાની કહેણીમાં આવ્યા છતાં, મનનો સુખી અને સંસારનો પ્રેમી બન્યો તે માત્ર ડૉરલીથીજ.

ડૉરલીએ શા માટે સુખી બનાવ્યો? ડૉરલી, કોણ હતી! રસિકનો પ્રેમસંયોગ ડૉરલી સાથે કેમ જોડાયો! રસિક છુપો અંગ્રેજ કાં થયો! અંગ્રેજ બાળાની અનુપમ સૌંદર્યમય પ્રીતી કેવી હશે?

નવોઢયા નમણી અને ખુબસુરત ડૉરલી, એક અંગ્રેજ વેપારીની કન્યા હતી. તેણીની વય લગભગ વીશ વરસની ગણાતી હતી. તેના ગોરા અને સફેદ રંગના ગુલાબી છાંટવાળા ગાલની સાથે સરખામણી કરી જોતાં તેણીના તપખીરીયા વાળ એટલા સુંવાળા, ચળકતા અને લાંબા હતા કે તેની કસેલી કમ્મરને વીંટળાઈ વળી ગંડસ્થળ સુધી ઝોકા ખાતા હતા. કપાળપર વાળનો મનોહર ગુચ્છો, કમાનદાર ભ્રમરને લજાવતો હતો. જ્યારે એ કમાનમાં મૃગનયનો તારાની માફક ઝળકતા હતા, તેના ગુલાબી હોઠ, અને સફેદ પણ ન્હાના દાંતમાં સમાયલું મધુરહાસ્ય, જાણે જોનારની દૃષ્ટિએ મૌક્તિક લટમાંથી છુટવા દાણાનો આભાસ આપતું હતું. ટુંકા હાથ, અને લટકતી પણ હંસની ચાલ, તેની લચકતી કમર સાથે એવી મળી જતી હતી કે સ્વાભાવિક રીતે તેણીને જોવાને યુવાનોને થોભવું પડતું હતું. તેણીની ગંડસ્થળનીવલણ, ગરદનને જાણે આકર્ષતી હોય, તેમ ચાલતી વખતે બન્ને અવયવ લ્હેકાતા હતા. તેની મધુરી વાણી, તરસ્યા જનોને પાણીની તરસ ટાળતી હતી. કામી ભ્રમરો તે વેલીપર એટલા ભટકતા હતા કે ગુલપર રીઝી રહેલા અને પરિસ્વેદ ચાખતા બુલબુલની અદેખાઇ કરીને અંતે એ મોહિનીના પ્રેમપાસમાં સપડાઇ રિબાતા હતા. આ ડૉરલી, આપણા ભવિષ્યના ગર્ભસંસારી રસિકના

પ્રેમમાં પડી હતી.

રસિક, ભાવલપુરના મહારાજાને ખરચે મુંબઇની મેડીકલ કૉલેજમાં અભ્યાસ કરતો હતો, તે સમયમાં દરબારનું વખતો વખત મુંબઇ આવવું થતું હતું. અને રસિકનું હંમેશ મળવું થતું હતું. દરબારનો વિચાર રસિકને વિલાયત મોકલવાનો હતો, એ વાસ્તે તેને કોઇ સારા અંગ્રેજના સંબંધમાં લાવવાને દરબાર ઇન્તેજાર હતા. ને તે મુજબ પોતાના એક માનીતા મિત્ર મી૰ જ્હોન હેનરી જે એક મુંબઇની અંગ્રેજ વેપારી પેઢીના મેનેજર તરીકે કામ કરતો હતો, તેની નજર તળે તેને સોંપવામાં આવ્યો હતો. રસિક, આ અંગ્રેજ ગૃહસ્થની લાગણી સંપાદન કરવામાં વિવેકનો કમતી ઉપયોગ કરે તેમ ન હતો, એટલે થોડાજ વખતમાં વિશાળ અંગ્રેજ કુટુમ્બોમાં તેણે પોતાની સભ્યતા અને લાયકીની છાપ બેસાડી હતી.

આ વગને અંતે દરબારનું અકાળ મૃત્યુ થયું, મનોહરલલ ગુજરી ગયા; ગંગા, બીજા શખ્સને વરી ગઇ; અને પોતે પણ નિરાધાર થવાથી એકદમ માંદગીને બિછાણે પડયો. નાગર જ્ઞાતિના મોટા ખરચો, અને કન્યાની અછત, તેમાં ગરીબ રસિક, સંસાર સુખ મેળવી શકે એ પોતાને કઠિણ લાગવાથી અંતે તરૂણપણામાં રસિકે મરણ માંગ્યું હતું, અને તે ન મળે તો સંન્યાસી થઇ જવાના પક્કા ઠરાવપર આવ્યો હતો.

તરંગિત મનનાં વાદળો, પ્રેમતંતુના જોરથી અથડાઇ, હૃદયાગ્નિરૂપ વિજળી પેદા કરે છે, પણ ઉન્હાળાનું આત્મિક પ્રેમરૂપી ગુલાબી ફુલ, માત્ર પ્રેમબિંદુની મંદમંદ છાંટથી પ્રફુલ્લિત થઇ મનોહર વાયુની લ્હેકીથી વિયોગીને શાન્ત કરે છે, અને મધુર સુરંગી ગુલ મોહની વશ બુલબુલને નચાવે છે; જેમ બુલબુલ કાંટાવાળા ગુલના રંગપર ચડયું, તેમ રસિક, થોડાજ સમયમાં નુતનરંગપર ચડયો.

મી૦ જ્હોન હેનરીની સારવાર, કિંમતી મદદ, અને સબળ ધૈર્યના બળે તે માંદગીમાંથી સાજો થયો. એટલુંજ નહિં પણ ગંગાના પત્રમાં કૃશનાકુમારિ માટે વંચાયલી અભિલાષાના ઔષધે પણ સ્હેજ આરામ થયો. રસિક, છુપી રીતે પોતાનાં દુઃખદર્દો વિસારતો ગયો, તેવામાં કુદરતેજ તેને નવલસ્નેહમાં પ્રફુલ્લિત કરી દીધો.

મી૦ જ્હોન હેનરીની એક લાડકવાઇ અને રૂપવતી કુમારિકા ડૅારલી એકાએક આજારી પડી. મનોહર ડૅારલી, જે શખ્સના પ્યારમાં પડી હતી, એ શખ્સ બીજી સ્ત્રીને પરણી જવાથી તેણીની મગજ શક્તિમાં ભ્રમ થવા લાગ્યો હતો. યુવાન કન્યાનો કામાગ્નિ તેના અવયવને પ્રજ્વળિત કરતો હતો, અને આ માંદગીથી તેનાં માબાપોને પોતાની એકની એક કન્યા માટે દુઃખ થતું હતું. આ દુઃખ ટાળવાનું કામ રસિકે હસ્તગત કર્યું હતું. અને આખો વખત રસિક, ડૅારલી પાસે બેસી રહેતો હતો. રસિક, ડૅારલીની મુખમુદ્રા જોઇને તેના અંતરમાં મોહિનીના શોણિતનો શેરડો પાડતો હતો, પણ તે સાથે તેના દર્દને કંઇક ઓળખી શકયો હતો. ડૅારલીની સાથે થતી વાતચિતોપરથી, તેની અંતરની લાગણી પરથી, પ્રેમાવેશમાં બોલાઇ જતા બોલોપરથી, રસિક સ્પષ્ટ ચેતી ગયો હતો, કે પ્રેમવિયોગનું ચાલુ પજરણ ભડકો લઇ ઉઠેલું છે- આ બનાવ તદ્રૂપ આકારમાં જોવાને માટે રસિકે ડૅારલી સાથે નિર્દોષ વાત કરવાને એકાન્ત સમય શોધ્યો.

ડૅારલીની માંદગીને બીજેજ દિવસે સાંજે રસિક, તેણીના પલંગ પાસે ખુરસી લાવી બેઠો. ડૅારલી ડાકટરને જોઇ સાવધ થઇ. છુટા પડેલા વાળ, પલંગપરથી વિખરાતા એકત્ર કર્યા. જેમાં રસિકે નિર્દોષપણે ભાગ લીધો. ગૌરવદનપર આચ્છાદન થયેલાં વસ્ત્રને પુનઃ લપેટવામાં પણ કંઇક પ્રેમઉર્મીએ પ્રબોધ કરવાથી ઉપકાર બતલા-

વવાના પ્રયત્નમાં તે પડયો હતો, જ્યારે પોતાની તરફ ઉત્તમ લાગણી ધરાવનાર ડૅાકટરને, કુશળ અને અંતઃકરણથી પ્રેમી પંકિતમાં પ્રમાણિક અનુભવ્યો, એટલે ડૅારલી તેને મીઠી નજરે જોઇ બોલી:—

"ડાકટર! મારા દર્દનો અંત શું મૃત્યુજ હશે?"

"ના, બાનુ? તમારા દર્દનો અંત મોજ અને શોખજ છે."

ડૅાકટરે ભવિષ્ય ભાખ્યું, પણ ડૅારલીએ ભૂતકાળ ગણ્યો. રસિકની ચંચળતા અને પ્રેક્ષકતાપર ડૅારલી અચરત થઇ."

"શું મારા દર્દની તમને ખબર પડી?"

"બાનું? હું ડાકટર છું એમ જો આપ માનતાં હોય તો પછી હું જાણીજ શકું! પણ તમે કેહશો કે તમારો આ દર્દ સ્હેલથી કેમ ટળી શકે કેમકે આ રોગ મુખ વ્યવહાર વિકારથી ઉત્પન થએલો નથી."

"પણ બીજાથી રોગ કેમ ઉત્પન્ન થાય?" ડૅારલીએ વધુ પરિક્ષા કરવા પ્રશ્ન કર્યો."

"મનુષ્ય પ્રકૃતીમાં કુદરતી વાસનાનો અદ્ભૂત ગુણ રહેલો હોય છે. આપના રોગના બે કારણ સબળ છે. એકતો યુવાવસ્થાનુ દુઃખ અને બીજુ તો પ્રેમનું—

"હા એજ મારી માંદગીનું કારણ. પણ ત્યારે હવે કહોની હું મરી જઇશ!"

"ના, હું બચાવીશ. કુદરત મને યારી આપશે. તમારૂં યોવન સુખ તમને મળશેજ." રસિકે શોધેલ રોગનો ગોળો તદ્રૂપ દેખાડયો.

"નહિ મળે. મારો પ્રિયતમ દુશ્મન થયો છે. હવે હું મારો રોગ કેમ શાન્ત કરૂં?" ડૅારલીનું હૃદય કમળ, ચંદ્રના પ્રતિબિંબથી વિકસ્યું.

"આ એક પત્ર છે, જેમાં એક રોગીને તમારા જેવો રોગ થયો હતો, તેને શાન્ત કરવા ઔષધ લખેલું છે."

"તે શું વારૂં ?" ડૉરલીએ અધિરાઇથી પુછયું, અફીણીને અફીણી મળ્યાં. દુઃખીને દુઃખી મળતાં બન્નેનું દુઃખ નિર્વાણ થયું. અરસપરસને ધૈર્ય ધરવાને કારણ મળ્યું.

"તમોએ ગુજરાતી ભાષાનો સારો અભ્યાસ કર્યો છે, એટલે તમો વાંચી શકશો. આ મારી ભૂતકાળની થનાર ભવિષ્ય પત્નિનો છેલ્લો પત્ર?" રસિકે, ગંગાનો પત્ર, ડૉરલીના દુઃખને શાન્ત કરવા પોતાના ખીસામાંજ રાખ્યો હતો તે ડૉરલીને આપ્યો, કોમળ હાથથી ડૉરલીએ એ પત્ર લીધો. વાંચ્યો. રસિક, ડૉરલીના મનોહર મુખડા પર પત્રથી થતી અસર જોઇ જોઇને મોહાવા લાગ્યો. ડૉરલીએ પત્ર વાંચીને રસિકને આપ્યો. અને સ્મિત મુખડે બોલી. લગાર અટ્ટહાસ્યકરી ચૂકી હોય, તેમ બોલી.

કાંમણી મુકી ચરે હંસ મોતી, પણ પતંગ બળે દીપમાં કયમ પ્રેમે !
તાપ સહે સવિતા તણો પંકજ, શીતળતા શશિ છોડી સનેમે;
સૂખ ધરી અહિ સંકટ સેવશે કંડીએ મોરલી નાદજ તેરે
ઉંદરથી ભય પામી રહે, સિંહ સમી લડશે રતી પ્રેમે.

"શું પ્રેમમાં ભેદ હશે ?"

"ના, બાનુ ? અંતઃકરણની નિર્દોષ લાગણીમાં ઉચ્ચ નીચ કે રંગ રાગના ભેદ હોતાજ નથી.

"તો પણ લોકાચાર તરફથી કંઇ તમને વાંધો આવે ખરો !

"બહુ દીર્ઘ દૃષ્ટિ કેરોંઠી, અંગ્રેજોને દેશી સાથે વાત કરવાનો તિરસ્કાર છે."

"ડાકટર ? હું દેશીને વખાણું છું, કેમકે તે હમારા લોકો જેવા બે વિશ્વાસુ અને દગલબાજ નથી. અલબત દરેક તેવા નથી, પણ મોટો ભાગ એવો હોવાથી મને હમારા લોકો તરફ ઘણો વિશ્વાસ આવતો નથી.

" તો પણ સમુદ્રમાં રહેનાર મગરો કંઇ નદીમાં રહી શકે ? "

" અને નદીનાં મચ્છો, સમુદ્રમાં જઇ શકે ? "

" જાય, તો મગરો ગળી જાય. "

" ના, ના, ભૂલ ન કરશો. મગર, સ્નેહથી પીછાણે તો પછી કેમ ગળે ? પણ ડાકટર ! હવે તમે તો કોઇ દેશી સ્ત્રીની સાથેજ પરણશો કે ? "

" મારા પ્રારબ્ધમાં પરણવાનું છેજ નહિ, કેમકે હું નિરાધાર છું મારી જ્ઞાતીમાં કન્યાની અછત છે. વળી હું નિર્ધન છું."

" કોઇ મદદ કરે તો ? "

" તો પણ મારા વિચારને મળતી અને ખરી કેળવાયલી બાળા નહિ મળી શકે ? "

" તો કોઇ મડમને પરણશો ? " ડૉરલીએ હસીને કહ્યું.

" જો અંગ્રેજ થયો હતે તો ! રસિકે, સ્મિત મુખે કહ્યું.

" તમારા વિચાર ખરેખર પસંદ કરવા જોગ છે. તમારી ભવિષ્ય પત્નિ સુખી થશે."

" હાલ તો તે બિચારી પણ દુઃખથી કયાંએ રવડતી હશે " અને હું પણ—

આ પ્રસંગ ચાલે છે, એટલામાં મીસીસ હેનરી આવી પહોંચ્યા. અને વાત બંધ પડી.

" કેમ ડૉકટર ! ડૉરલીની તબીયત કેમ છે ? "

" સારી છે બાનુ ? હું ધારૂં છું કે જલદીથી આરામ થઇ જશે."

" ડાકટરની દવા મને માફક આવે છે. મને ડાકટર સાથે હવે તો ઠીક વાત કરવા ગમે છે " ડૉરલીએ નરમ અને બારિક સ્વરે માતાને કહ્યું.

" વારૂ, મારી વ્હાલી દીકરી ? ડાકટર સાથે ખુશીથી વાત કરી

તારા દર્દને શાન્તિ આપ. આજના તારા ચેહરાપરથી તું જલદીથી માંદગીનું બિછાનું છોડશે એમ જણાય છે" ગીસીસ હેનરીએ પલંગ પાસે બેસી કહ્યું. ડૉરથી મલકાઇ, રસિકનું હૃદય ચમક્યું.

"ખચીત એ આ ગૃહસ્થ ડાકટરની લાગણી ભરેલી સારવારનું પરિણામ છે."

"ડાકટરનો ઉપકાર આપણે ભૂલીશું નહિ" ગીસીસ હેનરીએ હસીને વિવેકથી કહ્યું.

"મારી ફરજ છે બાનુ? મારી તરફ તમારી હેતભરી દિલસોજી છે, તે કને હું કંઇજ બદલો વાળી શકતો નથી." રસિકે વિવેક કર્યો.

"આખો વખત તમે જે મહેનત કરો છો. એ લાયકીનો બદલો અવશ્ય મળશેજ" ડૉરલી વિકસતી વેલીસમ પરાગ પાથરીને બોલી.

"તમે સારાં થાઓ, એજ મને બદલો પુરતો છે. પણ બાનુ? હવે હું રજા લહું છું. કાલે આવીશ.

"જશો! જલદી આવજો. મને બે ઘડી આરામ રહેશે." ડૉરલીએ મર્મમાં કહ્યું. રસિકને જોઇ જરા મુખમાં હસી. નેત્ર મણીના ચળકાટે રસિકનું હૃદય જખમી થયું.

"મારી દીકરી તમને જોઇ ખુશી છે, તો મારી માગણી છે કે તમારે તેની પાસે બેસી તેને સુખ થાય તેવી દવા આપવી. કેમકે રોગીને વૈદ વ્હાલો હોય છે."

"ખુશીથી, બાનુ?" એટલું બોલી ડૉક્ટર રસિક અને ડૉરલી નેત્રચેષ્ટાના વિવેક ભર્યા પ્રેમથી છુટાં પડયાં, જે દેખાવ મીસીસ હેનરીએ વિવેકસમ જોયો, અને રાત્રિ જામવા લાગી.

રસિક, અને ડૉરલી વચ્ચે જે વિનોદ થયો હતો, તે વિષય પર બંન્ને જણે સ્વગત પુનરૂક્તિ કરવા માંડી. અરસપરસના હૃદય કમ-

લમાં પ્રેમનો પરાગ પ્રસર્યો. રંભાસમ મધુર ડૉરલીની મીઠી મહોબત ચાખવાને રસિક ભાગ્યશાળી બન્યો. બન્ને એકજ દર્દનાં રોગી મળી જવાથી, અને એક બીજાનું ઔસડ માત્ર અન્યોન્યનો પ્રેમ હોવાથી, તેઓને કુદરતેજ પ્રેમસંયોગ કરી આપ્યો. રાત્રી એમજ ગઇ.

બીજે દિવસે રસિક, ગંગાની પ્રેમમય કવિતાઓ લઇ જવા ઉપરાત, બહાદૂર કલાનું ગુજરાતી નૉવેલ પણ સાથે રાખ્યું. બંગલામાં પેસત ( ? ) મી. હેનરી મળ્યા, અને હેનરી સાથે ઉભીને ડૉરલીની તબીયતના ખબર આપ્યા. બાદ ડૉરલી પાસે ડાકટર ગયો. ઘડીભરના સ્મરણમાં ઝળકી રહેલા ડાકટરને જોઇ, ડૉરલીએ પલંગપરથી ઉઠી સેકહેન્ડ કરી, પ્રેમ ભાવથી પાસે બેસાડયો. મોતી કંઠમાં પડયું, એટલે પાણી ઉતર્યું.

" તબીયતતો સારી છે કે બાનુ ? દવા પીધી ? " રસિકે બેસતાંજ પુછયું.

" મને લાગે છે કે આપની સ્નેહભરી દવા મને જલદી આરોગ્ય કરશે."

" ઇશ્વર મને યશ આપે. તમને સુખ શાન્તિમાં ફરતાં જોઇ હું ખુશ થઇશ."

" પણ ડૉકટર ? એવી તમે શી દવા આપી કે તમે ગયા પછી મને નિદ્રાજ ન આવી ? " ડાકટર હસ્યો, શરમાયો, સ્તબ્ધજ થઇ ગયો.

" ડૉકટર ? મને મેડીકલ લાઇન પસંદ છે. અને એ અભ્યાસ હું તમારીજ દેખરેખ તળે ચલાવું તો ? " ખુશીથી હું શીખવીશ." બન્નેયે હવે પ્રેમનાં પગલાં ભરવા માંડયાં. ડૉરલી હવે બેઠીજ પ્રેમારોગ્યવત્ થઇને વાતો કરવા માંડી. પાછી આગલા દિવસની વાત તાજી કરી.

" ડૉકટર ? હું ઇચ્છું છું કે તમે એક મડમને પરણો."

" બાનુ ? અંગ્રેજ બાળા દેશીને પસંદ ન કરે."

" હું તમારો પ્રેમ માગું તો ?"

રસિકના અંગમાં ક્ષણિક અનુકંપ પેદા થયો. ડૉરલીના મુખપર ાલાશ પથરાઇ, તપેલા ત્રાંબા સમ રસિકચંદ્રનું મુખ સ્નેહ પ્રાપ્તિનો ાેગ નિર્ખવા લાગ્યું. "ડૉક્ટર ? હું ધારૂં છું કે મારી આ છુપી ાગણી મારા દર્દની દવા છે, એમ જો તમે ધારો છો, તો મને ઉત્તે-ન આપશો."

" આપનાં માત પિતાની મર્યાદામાં હું એટલો દબાયેલો છું કે મે પ્રત્યુત્તર આપતાં મને......

" ફિકર નહિ, હું સમજી. પણ આ પુસ્તક શું ?" ડૉરલીએ મય સંભાળી વાતને ફેરવી.

" એક ગુજરાતી સુંદર નોવેલ છે. બે ભાગમાં સાથેજ છે. વખત ાળવાને શાન્તિ મેળવવાને હું લાવ્યો છું ખરો, પણ કદી વાંચતાં ખાંખને શ્રમણા તો ન થાય ?" રસિકે વધુ રસમાં નાખવા પહેલાં ત્વાત્મિક અનુભવ દર્શાવ્યો. પુસ્તક ડૉરલીના હાથમાં આપ્યું.

" ના, મને આપો. હું વાંચીશ. રમુજ લાગશે, ચિત્ત ચોંટશે, ાોજ આગળ ચાલીશ" ડૉરલીએ નોવેલ લેતાં કહ્યું.

" ત્યારે આજે હું જલદી રજા લઈશ. કેમકે તમારો વખત અને મારી ગેરહાજરી આ પુસ્તકથી સરી જશે. વળી મને બે ત્રણ કુટુંબોમાં જવું છે." ડૉરલીએ આગ્રહ ન કર્યો. મૂળમાં કંઇક કડ-વાશ પેઠી લાગી.

" ઠીક, પણ કાલે તો સવારમાંજ આવજો. હું કાલે તો નાહી ધોઇને હવે બિછાનું છોડીશ."

" હું ખુશી થઇશ. હવે તમારી તબીયત સારી જણાય છે."

" માત્ર તમારા પ્રેમ ભાવથીજ. જો તમો ગેરહાજર રહેશો

તો વળી ફરીને હું આભારી પડીશ."

"ના, હું અવશ્ય આવીશ."

"તમારો ઉપકાર ભૂલીશ નહિ, પણ મારી દવા છુપી રાખજો, હું પણ તેમ રાખીશ" ડૉરલીએ સમશ્યા કરી.

"ચિન્તા ન કરો. ડૉક્ટર, વકીલ ને સેક્રેટરી એ ત્રણ મોટા પેટનાંજ હોવાં જોઈએ. કેમકે તે વિના ધંધામાં નિષ્ફળજ નીવડે"

"વેલ, માઇ ડીયર ડૉક્ટર? તમારી ઓશીંગણ છું" ડૉરલીએ પલંગપરથી ઉતરી શેકહેન્ડ કરતાં કહ્યું.

"કંઇજ નહિ. બેસો. વધુ આગળ આવવા જેવી શકતી થાય પછીજ વિવેક કરજો." રસિકે આગ્રહપૂર્વક ડૉરલીને દરવાજા પાસે આવતાં અટકાવી, અને બન્ને છુટાં પડયાં.

રસિક ગયો. ડૉરલી પલંગપર બહાદૂર કલાનું પૂસ્તક લઇ વાંચવા બેઠી. રસિકે શ્રવણ કરાવેલો પ્રેમનો આશિર્વાદ પ્રતિઘડી તેના કર્ણમાં ધ્વની કરવા લાગ્યો. રાત્રીએ હવે નિદ્રા કેમ આવે? એક તરફ પુનઃ રસિકચંદ્ર નવતારૂણીના પ્રેમમાં સપડાયો, અને ડૉરલી પણ ફસાણી.

સમયને ગાળવા ડૉરલીએ નોવેલ વાંચવું શરૂ કર્યું. પ્રથમ ભાગમાંજ રમુજ પડી, અને તારાની હકિકતપર આગળ ચાલી.

યુવાન બાળાનો મન્મથ, રસિકના પ્રેમાળ સ્વભાવનો આશ્રયિત થઇ પડયો. જાદુગર રસિકની મોહિની ડૉરલીના સ્વપ્નમાં પણ રમણ કરવા લાગી. એક મદમત્ત નવોઢયા, નુતન પ્રેમનો ભોગ થઇ પડી. અંગ્રેજ બાળા દેશીના સ્નેહને વશ થઇ. પોતાના ગૌરવ તનનું અભિમાન, દેશીને શરણ થઇ પડયું. પોતાની યુવાવસ્થાનું સૂખ, રસિક થઇ પડયો. આગલો પ્રિયતમ વિસ્મૃત થયો. રસિકનું દર્શન, સુલભ થઇ પડયું. પ્રભાતમાં વ્હેલી ન્હાઇ, અને રસિકને મળી. પણ

સારી થયા પછી હવે કેમ પ્રેમી વાતો થાય? એ સંશોધન કર્યું, તેણીએ હવે મેડીકલ લાઇન જોવા માટે હૉસ્પીટલમાં જવાની ઇચ્છા કરી. રસિક પણ આ સુંદરીના સૌંદર્યપર ઘેલો થયો. મીસ્તર અને મીસીસ હેનરીએ, રસિકનો ઉપકાર માની એક સુંદર હીરાની વીંટી અને અમુક નાણાની રકમ ભેટ કરી, અને હુમેશનાં આભારી થયા. ડૉરલી પણ રસિકના છુપ સ્નેહમાં [illegible]. [illegible] સ્નેહ તેનાં માતપીતાને નિર્દોષ લાગ્યો. નિર્દોષ જાદુગર રસિકના [illegible] ડૉરલી સ્નેહી થવાથી વિના સંશયે બન્નેએ પ્રેમ વધાર્યો.

ડૉરલી અને રસિક વચ્ચે જે કુદરતી પ્રેમ જોડાયો, તેથી રસિકનું હૃદય તેના અદ્‌ભૂત પ્રેમપાશથી બંધાયું. ઇશ્વરે અલભ્ય લાભ આપ્યો હોય, કોઇ ખજાનો મળી આવ્યો હોય, તેમ તે માનવા લાગ્યો. આ બન્નેના નિકટ પણ તાજા સંબંધમાં છુપી પ્રેમપત્રિકા ચાલી. ડૉકટર રસિકે પ્રેમદૃષ્ટિથી એક અંગ્રેજ કવિની કવિતા મોકલી પોતાનું હૃદય ઝરણુ બતાવી આપ્યું. ડૉરલીએ વાંચી જોયું. હર્ષિત થઇ વાંચ્યું.

આ પ્રેમપુતળીરૂપ સતારની ઉપમા વાંચી. ડૉરલી મોહિત થઇ. પ્રેમમાં પ્રેમ મળ્યો, આ કવિતાની અંદર સમાએલી ખુબી જોઇ. પછી ફરીથી તેણીએ પત્ર ન લખતાં જાતેજ પ્રેમદર્શન દાખવ્યું. રસિક, એક સુંદર લલનાનો આવો પ્રેમ જોઇ ઘેલો બને તેમાં નવાઇ શું? વાંચકજ જો આ બાળાના સગુણ સૌંદર્યને જોઇ પરોક્ષ કાવ્યદ્વારા! આશ્ચર્ય પામે તો!

દીનપર દિન પ્રસંગ વધ્યો. ડૉરલી હવે હૉસપિટલમાં આવવા લાગી. સ્નેહને ઉત્તેજન મળ્યું. મન્મથે તેણીને અંધ બનાવી. સુખ, મોજ, એશઆરામ, રસિકચંદ્ર, એ સર્વ હોસ્પિટલની ગારડનજ ઠર્યાં. આ દૃઢ સંબંધનાં અલૌકિક સુખને પ્રાપ્ત થએલો રસિક,

ડૉરલીનું અનુપમ સૌંદર્ય નિરખીનેજ દીન ગાળતો હતો. શૃંગાર-રસમાં ડુબેલી નવોઢયા તે પ્રેમને પ્રવર્ત્તાવવાને વધુને વધુ પ્રેમ ગાન કરતી હતી.

પ્રેમ પોષિણી ડૉરલી, અંગ્રેજી કેળવણીથી મળેલા અનુભવનો ઉપયોગ, અન્યોન્ય સુખનો તદ્રૂપ ચિત્તાર ચિતરવામાં કરતી હતી. રસિકને પોતાની મનભાવના સિદ્ધ કરી, સૌંદર્યકીર્ણથી પ્રેમી ગુલામ બનાવી દીધો હતો. સાધારણ વાતચિત પરથી અસાધારણ પ્રેમ પ્રસંગને ઉમેર્યો, હ્રદયમાં વિવેક રાખવા પછી અંતઃકર્ણની પ્રેમી ઉર્મિયોને ઉશ્કેરી. ભયમાં વિનોદ ચલાવવા પછી સ્વતંત્ર મશ્કરી કરવાને સબળ થયાં, સેકહેન્ડનો અંગ્રેજી સભ્યતા ભરેલો વ્યવહાર ઉલંઘીને હસ્તચુંબન કરવા લાગ્યાં! મુખ ચુંબન કરતાં બન્ને હજુ ભાગ્યશાળી થયાં નહિ, પણ ચા, બિસ્કીટનો નાસ્તો કરવાને તો બન્ને છુટથી એકત્ર થયાં.

મી. અને મીસીસ હેનરીએ પોતાની કન્યાને જેવી રીતે લાડ-કવાઇ કરી હતી, તેવીજ રીતે તેણીએ પણ લાડનો ઉપયોગ કર્યો હતો. જો કે તેઓને વિશેષ પડતું લાગ્યું ન હતું. કેમકે જ્યાં સુધી રસિક, અને ડૉરલી ભયથી રસવિનોદ ચાખતાં હતાં, ત્યાં સુધી કુદ-રતે, પણ અન્યની નજર તળે નિર્મળજ દેખાડયાં હતાં. પણ તે છતાં બન્ને લાંબો વખત એકાન્તમાં રહેતાં હતાં, ને ભવિષ્યમાં રસિક, ડૉરલીનો ભવિષ્યનો ભર્ત્તાર થાય એમ ડૉરલીનું માનવું હતું. પણ કુદરતની કલ્પનામાં વૃથા હતું.

આ સ્નેહ જામ્યા પછી રસિકને એક પત્ર મળ્યો, જેમાં ગંગાની નાની બ્હેન, કૃશ્નાકુમારિએ રાજનગર ફીમેલ ટ્રેનિંગ કોલેજમાં કરેલાં ભાષણનો સાર હતો. અને તે ઉપરાંત, એ કુમારિકા રસિકને વરવા ખુશી છે એમ છુપું, તથા તેના ભાઇ પોપટલાલની પણ ઇચ્છા

છે એવું જાહેર લખવામાં આવેલું હોવાથી એ બ્હાને કૃશ્નાકુમારિને નિર્દોષ ધન્યવાદ આપવા માટે પોપટપર પત્ર લખવા માંડયો. આ દિવસ ડૉરલી અને રસિકને આનંદનો હતો; કેમકે બન્ને જણાંએ લાંબા વખતને અંતે પોતાનો છુપો ફોટો પડાવવાની ઇચ્છા ધરી હતી, અને તે પ્રસંગને માત્ર એકજ કલાક બાકી હતો. રસિક, પોપટપરનો પત્ર લખીને હવે કૃશ્નાપર પત્ર લખતો હતો. એવામાં ડૉરલી, પોતાના પુર બ્હારમાં, પોતાના નવા પ્રિયતમ રસિકની કને આવતી હતી, પણ મશ્કરી કરવા, ચેષ્ટા જોવા છુપી ઉભીને રસિકનો પત્ર વાંચવા મંડી હતી. આ પત્રની હકિકત પ્રેમદૃષ્ટિએ પોતાપર લાગુ પડેલી જોઇ તેનાથી કુદરતી રીતે હસી જવાયું, અને રસિક ચમકયો. ડૉરલીને જોઈ, પ્રેમથી સેકહેન્ડ કરી પાસેની ખુરશીપર સહર્ષ બેસાડી. પત્ર બંધ કર્યો.

"પત્ર લખતાં પહેલાં મોઢે વર્ણવવાને તમે દેશીઓને શરમ હશે ?" ડૉરલી જાણે રસિકે, પોતાની પરજ પત્ર લખ્યો છે. એમ ધારી વ્યંગ ભાષામાં બોલી.

"મોઢે કહી શકવાને સમય જોઇએ" રસિકે, કૃશ્ના તરફ દૃષ્ટિ ફેંકીને જવાબ આપ્યો, ડૉરલી ઉલટું સમજી.

"તમે દેશી અને હમે યુરોપિયન, તેથીજ વિશ્વાસ ન આવે."

રસિક, ડૉરલીના વિચારને મળતો થયો. પત્ર છુપાવવાની ઓચિંતી તક મળી, તે તેણે ચુકી નહિ.

"વાહ! વાહ! કોઇ બીજી સ્ત્રિના ફંદમાં પડયા હશો."

"એ તમારા અંગ્રેજોને સોંપ્યું" રસિકે, હસતે મુખડે તેણીના પ્રિયતમ પતિ વિષે ઇસારો કર્યો" "પણ હવે તમે તો શુદ્ધ છો કે ની? ચાલો, હવે લગાર બાગમાં ફરિયે. ઉઠો, તમારો અંગ્રેજી પોશાક પેહેરી લ્હો. મને જલદી બોલાવી, પણ પોતે તો પત્ર

લખવા બેઠા. શું તમે એમ ધારતા હતા કે હું આવવાની નથી, તેથી પત્ર લખવા માંડયો?"

"કંઇક એમ હતું ખરૂં; પણ ખેર, ચાલો, હું કપડાં પેહરી લઉં" રસિકે વાત ઉડાવી, ને પાસે પડેલો કોટ પેહરી લીધો. "પણ ફોટોગ્રાફ પડાવવાનો છે. એક સુંદર સીન અને એકટીંગ સાથે, જાણે નાટકતખ્તાપર હોઇએની? તેમ દેખાવ કરવા શુશોભિત શુદ્ધ અંગ્રેજી પોશાકમાં પધારજો. નાગર છો, એટલે ગોરાપણું તો અંગ્રેજને મળતું છે. રાજ્ય કાજમાં મુખ્ય છો, એટલે અંગ્રેજના જેવી બુદ્ધિ પણ ચિત્રમાં દૃષ્ય થશે. ચાલો, સમય વીતિ જશે."

"વારૂ, વારૂ, મશ્કરી કરો. પણ કહેો. હવે હું અંગ્રેજ લાગું છું કે?"

"ગોરા છો તેથી, નહિ તો તમારા કેટલાક દેશીઓ જેમ હમારી ચાલ ચાલવા જતાં ફિરંગી ગોટલા જેવા લાગે છે તેવાજ તમે લાગતે. વારૂ, ચાલો ગારડનમાં."

ઓલ રાઇટ, માઇ ડૉલી! રસિક, અંગ્રેજીમાં રોબ બતલાવતો, ડૉરલીનો હાથ પકડી હૉસ્પિટલની પછવાડેના બાગમાં ગયો. રંભાની પ્રીતિજાળનો ભોગી વિશ્વામિત્ર ફસ્યો.

"ફોટોગ્રાફરને માર્ગ બતાવ્યો છે કે?" ડૉરલી બોલી.

"Yes my dear" પણ આપણો ફોટો બીજા કોઇ જોશે તો?

"તો શું નવાઈ જેવું? દેશી સાથે અંગ્રેજ લેડી એજ કેની? દેશી તે દેશી. તમે તે કયારે લીબરટી મેળવશો? તમે મારા વૈદ્ય ને હું તમારી રોગી તેમાં ભય શું? આપણો પ્રેમ આપણે જાણિયે, જાણીને પણ આપણે શું એવું નીચ કામ કીધું છે જે પીડા."

"વારૂ; પણ ડીયર ડૉરલી? તું જેવી કસરતમાં કુશળ છે,

તેવી ગાવામાં પણ કુશળ છે. આજતો કંઇક ગા." રસિક બાગમાં ફરતાં ફરતાં બોલ્યો. મધુર ડૉરલી પ્રેમવશ હતી, એટલે કબૂલે તેમાં આશ્ચર્ય શું !

"હા. મારા વૈદ્યને રાજી કાં નહિ કરૂં ? પણ મારી બ્હેન કોયલ પાસે જઇને ગાઇશ" એટલું બોલી એકદમ તેણી બાગ માંહેના ન્હાના ઝાડની ડાળીપર ચડી, મધુર મુખડાપર શોભતો વાળનો ગુચ્છો, ને છટાદાર અંબોડો ખુલ્લો કરી પવનની લ્હેકીથી પમરતો પરાગ રસિકના મુખપર જાય, તેવી રીતે ટોપી એક તરફ પકડીને બેઠી.

"શાબાસ-શાબાસ-વાહ ?" રસિકે ઉત્તેજન આપ્યું. ને પોતે કુદરતે બીછાવેલા ઘાસના ગાલીચાપર ડૉરલી પ્રતિ અંગ રાખી, સન્મુખ પણ પડખે ટોપી લઇ પડયો "પણ તમે કંઇક મધુર ગાઓ ? મને અંગ્રેજી ગાયનોપર બહુજ શોખ છે."

ડૉરલીનું ગાયન પુરૂં થયું. પણ પત્રમાં લખાયલી કવિતામાંથી નિવૃત થઇને રસિકે ઊંચી દૃષ્ટિ કરી નહિ; જાણે રસિકને શું સ્મરણ થયું કે તે પત્રિકા તરફજ જોઇ રહ્યો. રસિકે, ડૉરલી તરફ કંઇ પણ રસિકતા ન દેખાડી. ડૉરલી હૃદયથી ખિન્ન થઇને ઘડીભર રસિક તરફ જોઇ રહી. રસિકે કરમાયેલે ચ્હેરે કહ્યું, "**ડીયર ડૉરલી! તારી કવિત્વ શકિત કને નવલગંગા કમ ન હતી.**

આ વાકય એક નવલ નવતારૂણીના કર્ણમાં પડયું. આશ્ચર્યવતી યુવતીને અકસ્માત થયો. મગજ જખમી થઇ ગયો. વિચાર વમળમાં પડી. પોતાના આગલા ભવિષ્યમાં થનાર પુરૂષને અંગ્રેજ બાળાના પ્રેમમાં પડેલો જોઇ આશ્ચર્ય થતી હોઠે આંગળી અડકાડી ઉભી. રસિકને ગંગાનું સ્મરણ થયું. ડૉરલીને અપમાન થયું. ડૉરલી વિચારમાં લીન થઇ. એક પળમાં ત્રણ માનવોનાં હૃદય કમળ સંકોચિત થયાં. જરાવારે રસિક બોલ્યો.

"ડૅારલી! મારી તબિયત બરાબર નથી, માટે મને અંદર જવાની રજા આપ. પેલી કોઇ નવી સ્ત્રીને હું મળ્યો નથી, એટલે મને ત્યાં પણ જવું છે" રસિક ઉભો થયો.

"વારૂ, ચાલો મને પણ આજે ગમતું નથી" ડૅારલી નીચે ઉતરી પડી.

"અફસોસ! રસિક! તારી હજુ એજ દશા છે? ફિકર નહિ, ઇશ્વર સારૂં કરશે" એટલું બોલી ગંગા પાછળના દરવાજા તરફ ચાલી ગઇ. રસિક, શોકાતૂર ચહેરે અગાઉ ચાલવા લાગ્યો. ડૅારલી નિરાશ થઇને પાછળ પાછળ ચાલી ગઇ. રસિકનું ગભરાયેલું હૃદય, ડૅારલીને સંતાપકારક થઈ પડયું.

રસિકની ઉદાસી, ડૅારલીની નિરાશી, ને ગંગાની અવિનાશી આશાનો પશ્ચાતાપ કેમ પ્રગટ થયો હશે? ગંગા, રસિક પાસે અજાણ્ કેમ આવીને રહી હશે? આ સર્વ વૃતાંત જાણવા હવે આપણને મૂળ વતન દેવળપુરમાં આવવું પડશે. કેવી વિયોગિનીની દશા! હાય! કમલિની ગંગા? તું વિયોગ દુઃખથી કેવી કરમાઇ ગઇ!

---

## પ્રકરણ ૨ જું.

### નંદી નંદીના પૂર વેગમાં.

વાયુના પૂર્ણ વેગમાં સપડાયેલો જળરથ, ઉત્તમ યંત્રકારના સ્વાધીનમાં છતાં અસ્તકાળના વાવાં ઝરડાંમાંથી નિર્વિઘ્ન બચી જાય, તોપછી કુદરતની અનુપમ સૌંદર્ય શક્તિ અલબત એક સમયે સત્તાહીણ્ થાય ખરી.

કોણ માનવી એવો હોય છે કે ઉદયનાં શિખપરથી ઉતર્યાં પછી અસ્તનાં ભૂમિતળને શરણ થતો નથી?

શરદ ઋતુના પ્રભાવે, નદીનું પાણી ડોળું–પીળું હતું. વર્ષાદના જોરથી નદી કૃત્રિમ બની હતી. એક મનોહર વન હતું. જેની પાસે નદીનો સુંદર તઠ હતો, જ્યાંથી પ્રવાસીઓ થાક ગાળીને પળતાં હતાં. એ મોહોટા ટેકરાની વચ્ચે નદી બહુ ઊંડાણમાં વહેતી હતી, તોપણ વર્ષાદના જોરથી તે મગરૂર બનીને ઊંચા કદમાં વહેતી હતી, સર્પાકારે જાણે ડરાવતી હોય, તેમ ભયંકર લાગતી હતી. આ ભાસ, માત્ર સર્વત્ર રીતે આ પ્રવાસીનું અનુકરણ કરતું હતું, તોપછી તેની સ્થિતી રચના તેવી કાં ન હોય! વહેળાના તઠપર માર્ગ ઘસાઇને ચીલો પડ્યો હતો. એ ચીલો કિનારાપરની સામસામી આંબાવાડીની વચ્ચે થઈ પસાર થતો હતો. આપણો પ્રવાસી ચાલતો હતો. તોપણ ચીલાને સંભાળી ચાલતો હતો, કેમકે વર્ષાદનું જોર એટલું હતું કે જળમય પૃથ્વીથી ચીલો ઢંકાઇને એકત્ર થઈ ગયો હતો. સમય રાત્રીનો હતો. દિવસ સપ્તમીનો હતો, પક્ષ શુકલ હતો, તોપણ વાંદળાંઓએ ચંદ્રને દાબી દીધો હતો. વર્ષા, પોતાનો પ્રતાપ પ્રસારી, ધીમે ધીમે ડગ છોડીને વધુ છાંટ નાંખતો હદ વધારતો હતો. વીજળી, ચમકારા કરતી હતી. આકાશ પોતાનાં સાગરીતોને લડાવતો હતો. ભૂમંડળનાં પશુ પક્ષી, અને પ્રાણીજનોને કુદરત ડરાવતું હતું. જંગલમાં વધુ ભય લાગતો હતો.

પ્રવાસી નદીના કિનારાપર બેઠો હતો. કેમકે એ કિનારાપરનું ઝાડ, માત્ર તેનું આશ્રયદાતા હતું. રાત્રી અને વર્ષા એ બે દુશ્મનોના કરમાંથી બચાવનાર આ એકજ ઝાડ હતું. ત્યાં નિશ્ચિંત તો નહિંજ, પણ ઘડીભર શાન્ત થઈ બેઠો હતો. ત્રણ દિવસનો અપવાસી

હતો. એ દેખાવમાં ગૃહસ્થ હતો, પણ વૃત્તી ભિક્ષુક હતી. ભિક્ષુક છતાં ભિક્ષા વર્જીત હતી. થકિત થએલો હતો, એટલે નગ્ર શોધી શકયો ન હતો. દુઃખી હતો એટલે અન્ન વિકારી માનતો હતો. બેઠો બેઠો બહુજ વિચાર કરતો હતો. પણ ક્ષુધા અને પીડા એ બન્ને વસ્તુથી કેવા વિચાર આવે? નઠારાજ—નઠારા વિચાર કરતો હતો, અને નિરૂપાયે એ વિચાર પોતાના પીંડમાંજ દાબીને અગમાં ચાલતાં રૂધિરને દહન કરતો હતો. તે કોઇ દૂર પ્રદેશમાં ચાલી જવા ઇચ્છતો હતો. દરયાપાર દેશોમાં જઇ સાહસ કરવા તે તૈયાર હતો, પણ આ સમયે તો રોબીનસન ક્રુઝાની પેઠે જંગલની વસ્તુઓને મિત્ર કરી બેઠો હતો. ઘડીમાં ઝાડપરનાં પક્ષિયોના રંગથી, તેની રીતભાતથી માહિતગાર થતો હતો, તો કોઇ વેળા પશુઓના સ્વર સાંભળી વિચારતો હતો. કોઇ વખત નદીનાં વેહેતાં જળ ગમ જોતો હતો, તો કોઇ વેળા ગગનનાં વાદળાં તરફ દૃષ્ટિ ફેંકતો હતો. એમ કુદરતની લીલા નિહાળતો ઠંડ, અને વર્ષા સહન કરતો જાગૃત રહી પ્રવાસી રાત્રીનો અનુભવ મેળવતો હતો “જાગત તો રેન સાર” આ વાક્ય એક બારોટના મુખમાંથી શ્રવણ કર્યું હતું. પણ તે અનુભવવાનો સમય મળતો ન હતો. આ વેળા તેને એ યાદ આવ્યું હતું, ત્યારે શોખથી તો નહિજ, પણ ફરજીયાત તક મળી હતી, તે તકનો લાભ લેવા તે ચુકયો ન હતો.

સવારના પ્રહરને એક પ્રહર બાકી રહ્યો, ત્યારે એક લાકડું, નદીના પુરમાં તણાતું આવતું દેખાયું. એ લાકડું જ્યાં પ્રવાસી બેઠો હતો, તે તરફ આવવા લાગ્યું. નદીના કિનારાની વળણ આડી હતી—પાણીનો વેગ તે તરફથી વહેતો હતો, અને એ તટ પરજ પ્રવાસી બેઠો હતો. પ્રભાતનું આકાશ, જંગલમાં અજવાળારૂપ દેખાતું હતું, અને તેથી તરતું આવતું લાકડું ખુલ્લી રીતે જણાતું

હતું; પણ નજદીક આવ્યા પછી, તે લાકડું માણસના આકારમાં નજરે પડવા લાગ્યું. જ્યારે તે લાકડાં માંહેથી બે હાથ જેવું ઉંચું ટોચ દેખાયું, અને વળી જેમ જેમ નજદીક આવતું ગયું તેમ તેમ પ્રવાસીની નજરે મનુષ્યાકારે દેખાવા લાગ્યું. છેવટે થોડેક દૂર રહેલું લાકડું સ્ત્રીના પોશાકમાં કોઇ સુંદર લલના સમ નજરે પડયું. કંઇ પણ પુખ્ત વિચાર કર્યાં વિના સાહસિક પ્રવાસીએ નદીમાં જ પલાવ્યું. પણ જ્યારે તેણીને બાથમાં ઉંચકી નિર્દોષ મુખ તરફ નજર કરી તો તેને એવો ઘા વાગ્યો, કે જલદીથી તેના હાથમાંથી તે છુટી થઇ ગઇ—પુનઃ દૃષ્ટિ ફેંકી તો પવિત્ર અને દયાળુ મુર્તિ જોવામાં આવી. પ્રવાસી તે વેહેળાનાં કરતાં પાણીમાં ચક્કર લેતી સુંદરીને પકડવા ગયો, પણ અંતે પુરનો વેગ વધવાથી જે ખાતરાંમાં પાણી ચક્કર ખાતું હતું, તેમાંથી નીકળી ગયાં, અને સ્ત્રી ને પુરૂષ નંદી નદીના પૂર વેગમાં તણાતાં ચાલ્યાં—ક્યાં જવું હતું? શું કરવું હતું? સર્વ એક તરફ રહ્યું. અને અંતે એ મોહિનીખાણ અપ્સરા સ્ત્રીને બચાવવા માટે ચાલી ગયો—સાહસ કરતાં કદી ઉગરશે—તરશે—પણ કુદરતની કેવી ગતિ?

દુઃખી નવલ? ગંગા જાણીનેજ, દુખિયારી અબળાને છોડી? તું તણાતો છતાં હજુ પણ નિર્દય રહ્યો! ગમે તેવી તોપણ પાણિ-ગ્રહણ સમયે લીધેલા સોગન દાખલ, અથવા તો અબળા જાતના માન ખાતર તેણીને છોડી દેવી ન હતી. છોડીને આખર તું પણ તણાયો? કેવી મૂર્ખતા?

અભાગી? ગંગાથી તું વિહિન થઇ વહેમરૂપ નંદી નંદીમાં ડૂબકાં ખાતો ચાલ્યો. ગંગા તો મિલ્ટનના વિચારને પહોંચી હશે. ઠીક. **ईश्वरो गहनो गति**—આ સ્ત્રી ગંગા હતી કે નવલશંકરે તેની મુખમુદ્રા જોઇને હજુ પણ ક્રોધી કાળના બળે તેણીને જીવતી ન

છોડી! ના. ગંગા જેવી મુખમુદ્રા હતી ખરી, પણ તદ્રૂપ તે ન હતી– નવલશંકરે ફરીને બચાવા ધારી હતી, તે પોતાના બળે નહિજ, ગંગા જાણીને કે અવર સ્ત્રી જાણિને નહિજ, પણ કુદરતના બળેજ તેણીને બચાવવાને ફરીને પ્રયત્ન કર્યો હતો, માત્ર તે સ્ત્રીનાં ભવિષ્યની આગાહીજ થઇ હતી, એટલે નવલશંકર પેલી સ્ત્રીને બચાવવાને પાણીમાં ધસ્યો હતો.

આ સ્ત્રી ગંગાની સખી પ્રભાકુંવર હતી. કે જે સ્ત્રી ગંગાની મુખચર્યાને મળતી હતી. આકૃતીમાં, અને દેખાવમાં તેવડીને તેવીજ હોવાથી દરેક જોનાર ભૂલાવો ખાતા હતા. આ બિચારી પોલીસના અંધેરથી ઘેરાયલાં દેશી રજવાડાના મૂર્ખ અમલદારોના ત્રાસનો ભોગ થઈ પડી હતી. નીચ કિશોરલાલને લીધે, જેમ ગંગા, સિપાઇઓના સપાટામાં આવી પડી હતી. તેજ સિપાઇઓ નિષ્ફળ થયા પછી તેની બેનપણી પ્રભાકુંવરને તેઓના છાંટા પણ ઉડયા હતા, અને સફેદ કપડામાં બેઠેલા કાળા ડાઘને ધોવાને માટેજ આ નંદી નદીના પુર વેગમાં પડી હતી. શા કારણે પડી હશે ? એ વૃતાંત જાણવા પહેલાં દેશી રજવાડામાં પોલીસનું અંધેર જાણવું પડશે. ચાલો, ત્યારે તો ગંગા, પાછળ પડેલો નવલશંકર, અને તે પાછળ દોડતા અંધેરી નગરીના સિપાઇઓને પકડીએ.



## પ્રકરણ ૩ જું.



### પોલીસ ચોકસી.

દેવળપુરના સત્તાધિકારી વહિવટદાર પ્રાણલાલનાં સોભાગ્યવંતા પત્નિ પ્રભાકુંવર કનેથી, ગંગા દાગીના લઇ ગયા પછી તુર-

તજ નવલશંકર આવ્યો. આ વેળાનો ગભરાટ, પ્રભાને વિચિત્ર લાગ્યો, એટલે અધીરી લલના પોતાની સહિયરનો ટંટો પાર પાડવા તેજ વખતે એક સિપાઇ સાથે ફાનસ બત્તી કરાવીને ચાલી. રાત્રી અંધારી ઘોર મચી રહેલી છતાં પ્રભાત થવા આવ્યું હતું, પણ નગ્ર તો સુન્યશાન હતું. પ્રભાકુંવર, ગંગાને ઘેર આવી, પણ દરવાજા બંધ હતા. પ્રભાના સિપાઇએ બૂમ મારી, ડોશીને ગંગાની ખબર પુછી તો અજાણે ડોશીએ કહ્યું કે "સર્વ સમાધાની સાથે પોઢેલાં છે." એથી પ્રભાકુંવર હર્ષથી ઘેર ચાલી. પણ આ ખબર કિશોરલાલને કાને આવ્યા. કિશોરનું હૃદય ચંડાળ હતું. તે તો સ્પષ્ટ જાણતો હતો કે "ગંગા અને નવલશંકર ન્હાસી ગયાં છે. સિપાઇઓએ મૂળથીજ તેના કાન ભંભેર્યા હતા. પણ આ પ્રભાને કાને આવેલો જવાબ કૃત્રિમ હતો, અને એ મુજબ જો સવારે બન્નેને ન જોયેલાં જાણશે, તો તપાસ થશે; અને અંતે કોઇ ફૂટી જશે, તો પોતાનાજ બાર વાગશે." એમ ધારી કિશોરે પ્રપંચ રચ્યો. ગંગાની અને નવલની શોધ કરનાર માત્ર કિશોરલાલજ હતો. ડોશીને તો સમજાવવાનું તથા લોકોને એ વિષે શું કહેવું, એતો તેણે ગોઠવી રાખ્યું હતું. પણ પ્રભાની જુબાની અને વિગત એવી હતી, કે "તેણીને ભૂલ થાપ અપાય એવું કલ્પવામાં હતું નહિ, ગંગા નાશી ગઇ, અને નવલશંકરે આપઘાત કીધો, એમ કહેવાય;" પણ તેમ પ્રભા સમજે એવું ન હતું. તેમને કદી કોઇ સિપાઇ મારફત ખબર થઈ જાય તો મૃત્યુ આવે, માટે પ્રભાને જોખમમાં ઉતારવાની તુરત વેળા તજવીજ કરવા માંડી.

કિશોરલાલ તુરત સિપાઇઓને મળી પ્રભાકુંવર વિષે ઈસારે કર્યો; "તમે જો તેણીને હેરાન ન કરશો તો સર્વ ભોપાળું ખુલ્લુ થશે, એમ જણાવ્યું. વળી એક આબરૂદાર સ્ત્રીને કેદ કરવા માટેને

અને બીજા તેને નસાડી મુકવાનો, અથવા ગુન્હેગારનું ખૂન કરવાનો આરોપ મૂકી, એ ગંગાની સખી પ્રભાકુંવર સર્વેને ઘસડશે, માટે છુપી રીતે પ્રભાનું કાટલું કરો.” આ વાત સિપાઇઓના ધ્યાનમાં આવી, અને નાયકને સૂતો મુકીને બીજા બદમાસો એ કામ પાર પાડવા તૈયાર થયા. હવે જે યુક્તિ કરવી હતી, તે કલ્પના કિશોર પાસે કરાવી; અને પ્રભાને તેને ઘેરથી ઉંચકી લાવવાની તજવીજ કરી. બે સિપાઇઓ પ્રભાને ઘેર ગયા અને એમ કહ્યું. કે “ બાઇ? ગંગાબાઇએ નદીમાં પડી આપઘાત કર્યો છે, પણ મરતાં મરતાં કંઇક કહેવાને તમને ચાહે છે, માટે એકદમ તમે નિર્મળપણે નદી કિનારે હમારી સાથે પધારો ” ગંગા જેવી હૃદયગામિની સહિયર આપઘાત કરે, ને તેના મૃત્યુ સમયે પ્રભાકુંવરને બોલાવતાં છતાં મુખદર્શન કરવા તેણી ન જાય, એ કોઇ વાંચક માને? તુરત પ્રભાકુંવર ધડકતે હૃદયે અને રડતી આંખે પોતાના સિપાઇને સાથે લઇ પેલા પોલીસના સિપાઇ સાથે ચાલી. કિશોરલાલની ગોઠવણ પ્રમાણે પ્રભાકુંવરને, સિપાઇઓ કુતુબશીયને કિનારે ઝાડીમાં લઇ ગયા. પ્રભાનું દીલ દુઃખતું હતું. તેને ચેન પડતું ન હતું. તે એકદમ ગભરાયલી દીસતી હતી. તેવામાં સિપાઇઓ માંહિના એકે તેને દમ મારી કહ્યું. “તમારા આંગપરના દાગીના કહાડો.” આ શબ્દ સાંભળી પ્રભાકુંવર ગભરાણી. તેનો સિપાઈ કંઇ બોલ્યા સિવાય છુપાઇજ ગયો. મુસલમાન ભાઇ સિપાઇનો સિપાઇ થઇ ગયો. પ્રભાએ હિંમત્તથી જવાબ આપ્યો “દાગીના શા? ગંગા ક્યાં છે?” “ગંગા જહાનમમાં ગઇ ” સિપાઇએ જવાબ આપતાં પ્રભાનું કાંડું પકડ્યું.” “દૂર રહે, ઓ હિચકારા? તમે શું ધારો છો?” “સિપાઇઓ? પકડો, રાંડને? બાંધીને નાંખો વાવડીમાં” સિપાઇઓએ પ્રભાને પકડી અને સર્વે બાંધવા લાગ્યા. એકજણે મોઢું દાબ્યું,

બીજાએ દાગીના કાઢયા. "કપટ, કપટ કપટ" આ શબ્દ ત્રણ વખત બોલાયો એટલે તો પ્રભાનું શરીર એક વાવડીમાં પડયું. પણ તેણીને નાખતાંજ એક મોટો શોર થયો, કે ત્રાસ પામીને પેલા બદમાસો નાઠા. વાવમાં પાણી છે, એમ ધારી સિપાઇઓએ પ્રભાને નાંખી, પણ તેમાં તો માત્ર કીચડજ હતો, એટલે પ્રભાને વાગ્યું નહિ, કે ડુબી નહિ; પરન્તુ જરા કીચડમાં લપટાણી. પ્રભા, હવે હિમ્મતવંત બની. અને ધીમે ધીમે પગ હાથ છુટા કરીને વાવડીમાંથી બહાર નીકળી આવી. "હવે નગ્રમાં જવું કે નહિં?" એ વિચારમાં પડી. અબળાથી ડગ દેવાયું નહિં. સિપાઇઓએ તેણીને બાંધતી વખતે કહેલા શબ્દો પ્રમાણે લુચ્ચા પોલીસના સિપાઇઓ અજાણ થઈ જશે, અને ઉલટો ચોર કોટવાળને દંડે તેમ આરોપ મૂકશે તો! ગંગાને મારી નાખી હશે, તેનો અથવા તો હું અંધારી રાત્રે બહાર નીકળી હતી, તે માત્ર પરાયા પુરૂષ સાથે નીકળી જવા માટે, કે બીજા કારણસર, પણ એ ચંડાળો આરોપ ઘડી કહાડશે, અને પોતે નિર્દોષ ઠરી મને સપડાવશે તો! કદી મારો પતિ અમલદાર હોવાથી તેઓને દંડશે, તો પણ મારી આબરૂને કલંક બેસશે. મારો પતીજ સવાલ કરશે કે રાત્રે બહાર જવાની સ્ત્રીએ શા માટે હિમ્મત કરી? ગમે તેવો બનાવ બન્યો, પણ સિપાઇ સાથે કેમ ગઈ? આ પ્રશ્નોથી મારીપર મુકાયલા આરોપની બાજી પેલા નેષ્ટ મુસલમાનો ખરી ઠરાવશે તો!" આ કલ્પનાથી અંતે તે ભ્રમિત ભામિની એકદમ ત્યાંથી નાઠી. અને ચાર કલાકમાં છ ગાઉ દૂર એક ઝાડીમાં નીકળી ગઇ. જે ઝાડીમાં છુપાઇને રાતવાસો કરવાની વર્ષોદે ફરજ પાડી; જેથી તે નવલશંકરના કરમાંથી તણાઈ જવાનો વિધી સંકલ્પ સત્ય પડયો.

સિપાઈઓ ભયના માર્યા સુઇ ગયા. કિશોરલાલ અજાણપણે

ઘરમાં ભરાઇ રહ્યો, અને પ્રભાત થતાં અજાણ્યો થઇને પોતાના કામપર ચડી ગયો. એક સિપાઇને પ્રભાના પતીને ખબર આપવા મોકલ્યો.

એક રાત્રીમાં બનેલા આ અદ્‌ભૂત બનાવ છતાં અંધેરી નગરીના બદમાસ સિપાઇઓ નિર્મળપણે પોતાનું કામ ચલાવે, એ કેવી ન્યાયરીતિ! મોટા મોટા અમલદારોનાં પણ ઘર લૂટી જાય. એ કેવી પોલીસ! વડાને પણ હાથમાં ચાંદ બતાવે, એ કેવા સિપાઇઓ!!! લાલચ, લોભ, અને સ્વાર્થને લહીને જ્યાં કામ થાય, ત્યાં ન્યાય કેમ પોતાનું પ્રબળ ચલાવી શકે! કલિયુગ રૂઠયો ત્યાં સત્યયુગ તુટયો, અને એમ થયું ત્યારે નળરાયે દમયંતીને તજી; નળરાજા જેવા ધર્મિષ્ટ અક્કલમંદ, અને પુન્યશાળી રાજાને ધૃષ્ટ બુદ્ધિ પેદા થઈ તો નવલશંકરની શી ગણતી? મંદમતીથી નળે અવિચારે દમયંતીને તજી તો ગંગા તજાય તેમાં શી નવાઇ? ગંગા બિચારી પોતાનાં લાલુડાં બાળને છોડીને કોણ જાણે કયાં ચાલી ગઇ! નિર્બળ અને કાચા કાનનો નવલ કયાં રખડી મુવો! અને શુકલ કુટુંબનું શું થવા બેઠું છે! ન્યાય, માત્ર તારાપર આવી પડેલી વિપત્તિનુંજ આ રહસ્ય છે! જો તને રાજ્યસેવકો સિદ્ધી રીતે પોષે, તો નિર્દોષ પ્રજા તારી ન્યાયમુર્તિને અન્યાયનું રૂપ આપતાં ન અટકે! કે પ્રજા આવી હાલતમાં આવી પડે! રાત્રીના ચાર વાગે ગંગાની પાછળ નાઠેલા પોલીસ સિપાઇઓ હાર ખાઇને નગ્રમાં આવ્યા, તેઓને રાજ્યદંડનો ભય લાગ્યો નહિ. ઇશ્વરી ડર પેઠો નહિ. લોક લજ્જા આડે આવી નહિ. મનોવિકારે માર્યા નહિ. અને નિષ્ફળ નીવડેલા છતાં પશ્ચાતાપ થયો નહિ. "**કામાંધો નૈવ પશ્યન્તિ**" કામ આંધળો છે, પછી અંધને શરમ શી. "મનને પુષ્પના જેવું કોમળ, દ્વેષરહિત રાખવું. દ્વેષરૂપ દોષને લીધે દેવ દાનવો વચ્ચે મહા નાશકારક બનાવ બન્યો હતો. તેમ પુષ્પ જેવી

કોમળ સ્ત્રીપર કઠોરતા વાપરવી નહિ. કેમકે સૂર્ય જેવા પ્રત્યક્ષ દેવે પણ પોતાની પત્નિને નિર્ભય કરવા સ્વતેજ ઓછું કર્યું હતું."

સિપાઈઓ પોલીસગેટમાં આવ્યા. અને અજાણ થઈને જાણે રાત્રીના જાગરણથી નસકોરાં ઘોરતા પડયા હોય, તેમ નિર્દોષપણે સૂતા. નાયક પ્રભાતમાં ઉઠયો. પણ ઉઠતાંજ કિશોરલાલે તેને સમજાવી દીધો. એવી રીતે કે જો તે નાયક ગડબડ કરશે, તો પોલીસનું અંધેર જણાશે એથી તે બાપડો બીજાઓની દુષ્ટ ધારણાને શરણ થઈ મુંગો રહ્યો, ને અંધેર ચાલવા દીધું. અંધેર ચાલી ગયું એ વાત ખરી, પણ નગ્રમાં કોલાહલ ઉત્પન્ન થયો હતો. વહિવટદારને, પેલો પ્રભા સાથે ગયેલો સિપાઈજ ખબર આપવા ગયો હતો, અને પોલીસવાળાઓએજ શિખાવ્યો હતો. તેણે ખબર આપી હતી કે "બાઈ કોઈની સાથે રાત્રે નીકળી ગયાં છે," વહિવટદાર બહાર ગામડેથી દોડતો આવ્યો, ત્યાં ગંગા તથા નવલશંકર નાશી જવાની ખબર પડી. તુરત કિશોરલાલે જઈને કહ્યું કે "દાગીના સંબંધી ખટપટને લીધે રખે નવલશંકરે બન્ને જણીઓને મારીને પોતે આત્મઘાત કર્યો હોય!" વળી નીચ કિશોરે વહિવટદારને યાદ આપી કે "જદુરાયે જે દાગીના મોહનમાળા ઈત્યાદિ તમારે ત્યાં મૂકેલાં હતાં, ને ગંગાના હતાં, ને તે દાગીના તમારી પત્નિએ ગંગાને ખપ માટે આપ્યાં હતા, કેમકે તે નવલશંકરથી છુપા મુકાયા હતા, ને નવલશંકરે માગ્યાથી પ્રભાકુંવરની કનેથી, ગંગા મૂળ વાત કહી લઈ ગઈ હતી. આ સંશયની તકરારમાં સર્વનાં ખૂન થયાં છે, તેનો પત્તો નથી." આ હકિકતપર શકમંદ હાલતે વહિવટદારે ઘટતી તપાસ ચલાવી, પણ કંઈજ પત્તો મળી શકયો નહિ. અને છેવટ આબરૂ જાળવવા ખાતર અને પોતાની પત્નિની સભ્યતા સંભાળવા માટે સર્વે છુપાવી દીધું. પોલીસને તો ભાવતું હતું ને વેદે કહ્યાં

જેવું થયું. "ચોતરફ વાતો તો ફેલાશે, પણ ચાર દીનનાં ચાંદરણાં પેરે ઉડી જશે." એમ કિશોરે સમજાવ્યું. કેમકે શુકલ કુટુંબપર શિહા પડદો પડેલો વહિવટદાર પ્રાણલાલે જોયો. એક રાત્રીના એ ખ્હોરમાં શુકલ કુટુંબનો અસ્ત થયો. અને પ્રાણલાલે નવી સ્ત્રી કરવાનો વિચાર ચલાવ્યો. જે બનાવ બન્યો તેથી વિશેષ શો પડદો પડયો, તે જોઇએ?

કિશોર જેવો રાહુ જગત દીપક ચંદ્રને સ્પર્શી અંધકાર કરી મૂકે તો શુકલ કુટુંબપર તે શિહા પડદો નાંખે, તેમાં આશ્ચર્ય શું હતું? વાંચક! હજી પણ જો, એ ચંડાળ કિશોરનાં કાવતરાં, ને શુકલ કુટુંબપર પડેલો શિહા પડદો.



## પ્રકરણ ૪ થું.



### "શુકલ કુટુમ્બપર શિહા પડદો."

કિશોરલાલ, કામથી પરવારીને અજાણનું ડોળ ઘાલીને એકદમ હવે કરેલું કૃત્ય દાબી પાપને વધારવા ચાલ્યો. ગભરાયલો હોય, અકળાયલો હોય, ચિન્તાતુર હોય, દુઃખિ હોય, પીડિત હોય, વ્યાધિગ્રસ્થ હોય, તેવી રીતે નવલશંકરના ઘરની ચાવડીપર આવ્યો, અને મનમાં સંકલ્પેલો વિચાર પ્રગટ કરવા માટે દરવાજાનું બારણું ઠોક્યું,—ઘડીભર જવાબ ન મળતાં થંભી રહ્યો—

"નવલશંકર ન્હાશી ગયો છે કે ઘરમાં છે? તેની કંઇજ ખબર નથી." એવું ડોળ દેખાડવા લાગ્યો. માત્ર કળિના દમયંતી પરના વેરને લીધે ગંગાનુંજ અરિષ્ટ થતું જોવાને ત્યાં આવ્યો.

રાત્રીના કંકાસથી કંટાળી ગએલી સવિતાગવરી નિદ્રાવશ હતી, તોપણ કિશોરના ગર્ભીત પણ જખમી અવાજથી તે ભય પામી ઉઠી, અને દરવાજો ઉઘાડયો. અધીરા હૃદયનો કિશોર એજ વાટ જોતો હતો. દરવાજો ઉઘડતાં પ્રથમ પ્રશ્ન કર્યો "નવલશંકર ક્યાં છે?" "કેમ? ઉતાવળો, અને ગભરાયેલો કેમ છે? મને પ્રથમ કહે" ડોશીએ અધીરાઈથી પુછયું "કહીશ, પણ પહેલાં નવલને મળવું છે. એક મહા ઉત્પાત થયો છે" કિશોરે, ડોશીને ચમકાવી. "ઉત્પાત! શો ઉત્પાત? મારા સમ—મને જલદી કહે" ડોશી અકળાઇ પડી. કિશોરને કહેવાની ઉત્તમ તક મળી, એટલે તુરત તેણે લાભ લઈ લીધો. "માજી? તારી વહુ તો કોઇને લઇને નાશી ગઈ." "મારી વહુ વંઠી ગઇ? ઓ—તોબાં—તોબાં" છેલ્લા શબ્દે ડોશીને તમ્મર આવી ને તેણી નીચે પડી. કિશોર, એકદમ પહેલે માળે નવલના શયનગૃહ તરફ દોડી ગયો. શયનગૃહ ઉઘાડું હતું. માત્ર કોમળ અને કિશોરવયનો મણી, નિર્દોષ નિદ્રામાં અસ્તનાં સ્વપનાં જોતો હતો. તે ક્યાં જાણતો હતો કે પોતાની માતા તેને એકલો કરીને ન્હાશી ગઈ છે. તેને ક્યાં ખબર હતી કે હું બાળક એક ઘાતકી વાઘના પંજામાં સપડાઈ, નિર્દય વાઘણનો ભોગ થવાનો છે? ગભરાયલી ગંગાને ક્યાં ભાન હતું કે મારાં બાળકને મુકીને દાગીના લેવા જાઉં છું, એટલે બાળક ગુમાવી દઇશ? પણ ઇશ્વરની લીલા અદ્ભૂત છે. ગંગા, બીજે સ્થળે દુઃખી થતી હશે. ત્યારે આ બાળક અહીં દુઃખ જોઈ લહેશે. કિશોર ચોતરફ ફર્યો. અગાશીમાં જોઇ વળ્યો; રસોડામાં તપાસ કર્યો, પણ નવલનો પતો ન મળ્યો. ક્યાં છે નવલ જે પત્તો મળે? નિરાશામાં આશાભર્યો કિશોર નીચે ઉતર્યો. ડોશી શુદ્ધિમાં આવી. કિશોરને જોવા લાગી. કિશોર દોડતો આવી બોલ્યો " માજી? તારો નવલ પણ નથી. રખે તેણે પેલી તારી વંઠેલી

વહુના પ્રતાપે આત્મઘાત કર્યો હોય? રખે વહુને નસાડી જનાર શખ્સને હાથે નવલ ઘાયલ થઇ કોઇ વિકટ વાટમાં પડયો હોય! હવે શું કરશું?" "હવે મને ગળે ફાંસી દે, નહિ તો હું આત્મઘાત કરીશ. મારાં વહુ દીકરો નહિ મળે, તો હું શું મોઢું બતાવીશ! અરેરે! પેલું નાનકડું બાળક છે કે તેને પણ લઇ ગઇ છે?" ડોસી ગભરાતી બોલી "છે. માણી સૂતેલો છે. અરેરે, વ ઠેલી સ્ત્રીને તે બાળક વ્હાલું હોય? જેને લાજ વ્હાલી નહિ, જેને પતિ વ્હાલો નહિ, તેને બાળક તે વ્હાલું હોય! હત! તારૂં ભુડું થાય હતભાગ્યણી!" કિશોર પેટનો ઉભરો કાઢવા લાગ્યો.

"બાપુ! તું શોધ કર—અરેરે, ગામમાં હમણાં વાત પ્રસરી જશે રે."

"વાત પ્રસરી ગઈ, નદિ કિનારેજ ગુપચુપ વાત સાંભળી ને હું દોડી આવ્યો. પોલીસના સિપાઇઓએ તેણીને જતાં જોઇ પછી મને ખબર મળતાં અહીં દોડી આવ્યો. અરેરે મારા પેટમાં તો શ્વાસે નથી રહ્યો, લોકોને શું મોઢું બતાવવું." "પોતાનાં વિના કોને દાઝે, બાપુ? પણ હવે?" ડોશી અકળાવા લાગી.

"હવે બીજો કંઇ ઉપાય નથી. ખાતરપર દીવો થશે. સરકારને ખબર પડશે, એટલે તે વળી ચીડાશે, અને તપાસ ચાલશે તો પૈસાના ખરચમાં ઉતરવું પડશે. એટલુંજ નહિ પણ લેણદારો એકદમ ચડી આવશે, અને ઘરમાં જપ્તી લાવશે" કિશોરે, બહુ દમ દીધો. વૃદ્ધગાત્રિક રડી પડી. તે વૃદ્ધોવયે આ દુઃખ દેખી બહુ દાઝવા માંડી. જુના રિવાજની, પણ ભલી—વૃદ્ધ પણ વિવેકી અને દુઃખી પણ દયાળુ ડોસી ગભરાઇને કૂટવા લાગી. પાસે સુતેલી ચકોરમંકુ જાગી ઉઠી. વૃદ્ધ માતાને રડતી જોઇ તે બોલી, 'મોટાં માજી? શું છે? રડો છો કાં? કાકા? આ શું છે? મને કહોની?" કપટી શિયાળ

તો શું કામ બોલે? તે તો જાણે ડોશી કરતાંએ વધુ આફતમાં આવી પડયો હોય, તેવો આડંબર કરવા લાગ્યો. મંકુના કરૂણાજનક શબ્દોથી ડોશી બોલી "બાપુ? તારો બાપ અને નવી મા નાશી ગયાં; હાય!" હાય મારીને ડોશી માથું કૂટવા લાગી. મંકુ પોકેપોક રડવા લાગી. આફતે સર્વેને ઘેરી લીધાં. કિશોર શા માટે અટકાવે? માતા જેવી માયાળુ મૂર્તિની જેને દયા નહિ, તે શા માટે જીવ કકળાવે? થોડી વાર રહી તે ચંડાળ બોલ્યો 'તમે વિરજ રાખો. હો હો કરશો તો વધુ ફજેત થશો. મુંગા મુંગા ઘરમાં બેસી જાઓ. હું તપાસ કરૂં છું" એટલું કહીને તે ઝટ ચાલવા માંડયો. ડોશી બિચારી દીકરાના શોકમાં રડતી રડતી દરવાજો દઈ ઉપર માળે મંકુને લઇને ગઇ. ભાઇ જેવો ભાઇ નહિ. અને ભાઈ જેવો કસાઇ નહિ; પુષ્કરે, અદેખાઇ ન કરી હોત, તો નળ, રાજાને ભુંડો વખત આવતે નહિ; દુર્યોધન દુષ્ટ બુદ્ધિનો થયો હોત નહિ, તો કૌરવકૂળ નાશ થતે નહિ, રાવણ સમજ્યો હોત, તો વંશ વૃદ્ધિનો વિનાશ થાત નહિ, તેમ કિશોર, ચાંડાળ ન બન્યો હોત, તો શુકલ કુટુંબપર શિહા પડદો પડતે નહિ. એક અકરમી થયો તેથી શુકલ કુટુંબ શોભ્યું નહિ.—

કિશોર ચાવડી બહાર ગયો. કૂલટા વળી દરવાજા બહાર ઉભી. પ્રભાત થઇ ગયું. સૂર્યનો ઉદય થયો. ગામમાં વાતો ફેલાઇ ગઇ. અને નવલ–ગંગાનાં વગોણાં સાથે તેની સખી પ્રભાકુંવર માટે નિંદિત વાતો ઉચ્ચરાવા લાગી. આ ગંભીર ચર્ચાએ આખા ગામને ધંધાદાર બનાવી દીધું. નિંદાખોર ગામને નવોજ રોજગાર મળ્યો. વાટ ને ઘાટ; નદી, ને દરવાજા, શેહેર અને સીમ; ચકલે ને ચૌટે દરેક જણ આ વાતો ચર્ચવવા લાગ્યાં. કિશોર ઠંડો રહ્યો, અને નવલશંકરના લેણદારે જ્યાં વાત સાંભળી ને ઉન્નાતપુરની દીવાની કોર્ટમાં પોતાનાં નાણાંનો દાવો કરવા ગયો. ત્યાં પણ આ વાત ઝાહેર થઇ.

પ્રખ્યાત કુટુંબપર આવો કેર વરતાયલો જોઇ સુજ્ઞજનો ઘણા દિલગીર થયા, પણ ઘણા લોકો ખુશી થયા. કોઇ નવલને દુઃખ પડવાથી રાજી થયા. તો કોઈ ગંગાની નિંદાથી મગ્ન થવા લાગ્યા. કોઈ પૈસાનો મદ તૂટવાથી આનંદ પામ્યા, તો કોઇ યૌવન મદ છુટવાથી રાજી થયા. વિચિત્ર દુનિયાના અવિનય રંગમાં ડૂબેલા જનો અનેક તરેહની વાતો કરવા લાગ્યા. લેણદાર એકદમ નવલશંકરની મીલકતપર જપ્તી લાવ્યો, અને દેવળપુરની દીવાની કોર્ટમાંથી હુકમ મેળવી બજાવણી કરવાની તૈયારી કરવા મંડયો.

વૃદ્ધ ડોશી, મંકુના અસહ્ય કકળાટથી વધુ ગભરાણી. આ પોકારથી નિર્દોષ મણી જાગી ઉઠયો. પોતાની વ્હાલી માતાને યાદ કરતો, ઇશ્વરી ભજનનાં બીજાં સ્વરૂપ રૂપ માતાનું ભજન કરતો ઉઠયો. આંખ, નિદ્રાએ ચોટેલા પોપડાથી ઘેરાયલી હતી, તે બે હાથ વતી સાફ કરતો, કાલું કાલું લવતો, ઊંઘો ચતો સુતો, ગુંઠણભર બેસતો ઉઠયો. રડવા લાગ્યો. માતાના સવાલનો પ્રત્યુત્તર ન મળવાથી ઘાંટો પાડી રડવા લાગ્યો. મંકુએ તેને ઉપાડી લીધો, અને "માતા બહાર ગઈ છે, આવશે. આવ ભાઇ!" એમ કહી મંકુ વૃદ્ધગાત્રિક પાસે તેડી ગઈ. નાદાન પણ ચકોર મણી, મંકુ તથા ડોશીને રડતાં જોઇ ચમકયો. કુદરતે તેના મનાં માતાનો વિયોગ દેખાડી આપ્યો. નિમાણું પણ નમણું ને દયામણું મોઢું કરી બોલ્યો " બેન! બેન? મા કયાં છે? મારે તેની પાસે જવું છે" રડતે દીલે, અને આંસુધારે મંકુ બોલી "આવશે, ભાઈ! નિર્દોષ અને નમણી મંકુના ગુલાબી અને ગોરા ગાલપર પડતાં મોતી સમ આંસુડાં જોઇને મણી ગદગદતે કંઠે કાલી કાલી કાલી વાણીથી બોલ્યો " "બેન! તું તો રડે છે? ચાલની; મા પાસે આવની! તે મને મુકીને કેમ ચાલી ગઈ?" "ચાલી ગઇ" આ શબ્દથી મંકુનાં

પાછાં રોકાયલાં આંસુ નીકળી પડયાં. વૃદ્ધ ડોશીને, આ કરૂણાજનક શબ્દ મનોવેધક થઇ પડવાથી તે પણ રડવા લાગી, ત્યારે મણીનું શું પુછવું? સ્થિતી, દશા, અને વખત એવો હતો, કે કોઇપણ દયાળુ આ દેખાવ જોઇને રડયા સિવાય રહે નહિ. મણી, સમજી ગયો. રખે પોતાની માતા મરી ગઇ હોય? મરવું તે શું? એ તો બાળકોને માત્ર કહાણી જેવુંજ લાગવું જોઇએ. પણ વિયોગ—નજરે દેખાય તેજ માત્ર તેને દુઃખદાયક થવો જોઇએ. તેજ મરણનો કુદરતી ભાસ બાળકના મનને અસર કરતો હોવો જોઇએ. આવીજ રીતે મણીને ભાસ થયો. બાળક હઠીલો થયો. માતાની માગણીનો તરષ્યો થઇ મણી બહુજ રડવા લાગ્યો. મણીની કાલી અને ભોળી બોલી સાંભળી મંકુનું મન સ્થિર રહ્યું નહિ. અંતે વૃદ્ધ ડોશી સમજી. તેણીએ મંકુને સમજાવીને, મણીને છાનો રાખવા કહ્યું. મંકુ કદી સમજે, પણ મણી સમજે? ઘરમાં રડારોળ થઇ રહી. આગલા દિવસથી પ્રવેશ થએલું ગ્રહણ મોક્ષ થયું નહિં, પણ વધુ ઘેરાતું ચાલ્યું.

નિર્દોષ મંકુનું પીગળેલું હૃદય, મણીના દયામણા મોઢાં તરફ જોઇને છુપું રડતું હતું. પોતાનો ભાઇ ઇંદુલાલ ભાવળપુર ગયો હતો. પોતે હજુ બાળ કુંવારિકા હતી. વૃદ્ધ ડોશી મરવાને વાંકે જીવતી હતી. પોતાની માતા તો બાળક મુકીને જાણે મરી ગઈ હતી. પોતે નમાયી થઇ હતી. ઓશિયાળી હતી. તેમાં આ નવી વેઠ તેનાં બાળક અંગપર આવી પડી હતી. સમય સંભાળી લહેતી હતી. “મને તો મારી માડી જોઇએ! મારે તો માં પાસે જાવુંચ. મારી માડી આપો? મને તેડી જાઓ. ચાલ. બેન? મારી સાથે ચાલ?” મણી શોર પાડી રડવા લાગ્યો. મંકુથી તેને બહાર લઈ જઇ શકાયો નહિ. ડોશીએ તેડયો, સમજાવ્યો, પટાવ્યો. અને અંતે રમકડે વળગાડયો. તો પણ ઘડીવારે તેની મા તેની નજર તળે ફરવા લાગી,

ને રડવા બેઠો. ડોશી, કિશોરને ત્યાં ગઈ, અને મંકુને ઘરમાં બેસાડી, મણીને રમાડવાનું સોંપી ગઈ. ઘરમાં અપવાસ ચાલતા હતા. કંકાસથી ઘર સુન્ય દેખાતું હતું. મણી અંતે થાકીને ભોંય પરજ સુઇ ગયો હતો. મંકુ પણ તેજ વિચારમાં પોતાના સાવકા ભાઇને પડખામાં લઇને સુઈ ગઇ હતી.

ડોશી હજી દરવાજા બહાર ગઇ નહિ, એટલામાં તો એક નાજર સાથે બે પોલીસના સિપાઈ અને લેણદાર આવી ચડયા. ડોશી શરમાઇને ઘરમાં ચાલી ગઈ. કિશોરની કૂલટા પોતાના દરવાજા પાસે ઉભી ઉભી કેટલીક સ્ત્રીઓ વચ્ચે ઠઠ્ઠા કરતી હતી, અને ગંગાનાં પગલાંથી નખ્ખોદ વળેલું દેખાડી તે બિચારીને નિંદતી હતી. સિપાઇઓને જોઇને ડોશી ગભરાણી. દરવાજા બંધ કરવા લાગી, એટલે એક સિપાઇએ કહ્યું. "ડોશીમાં? દરવાજા ખોલ દો?" "શું છે ભાઈ?" ડોશીએ નમ્રતાથી પુછયું. "ડોશી માં? તમારા દીકરાએ નાણાં લીધાં છે, તે વસુલ કરવા આવ્યા છીએ" લેણદારે હમમાંજ કહ્યું. "તે ઠીક છે, પણ તમે જાણોછોની કે મ્હારો નવલશંકર બહાર ગામડે ગયો છે, તે આવશે, ત્યારે સૌ થઈ રહેશે; એમ કોઇની આબરૂપર આવવું તે સારાં માણસનું કામ છે?" "ત્યારે કોઈ સારા માણસનું ધન ઘાલીને ન્હાશી જવું, તે તમારાં જેવાં સારા કુટુંબનાં ઘરનું કામ છે?" "ઈશ્વિર અમને તેવી બુદ્ધિ ન આપે-બાપુ? તમારાં નાણાં વ્યાજ શીખે આપશું. વખત બળવાન છે. બે દિવસ વાર પણ લાગે, તેથી કંઈ નાણાં ખોટાં થવાનાં છે?" "તે હું કાંઇ ન સમજુ! નાજર સાહેબ? તમે તમારૂં કામ બજાવો" લેણદારે નાજરને ભપકામાંજ કહ્યું. "માજી? સરકારના હુકમને તાબે થઈ અમારે તે હમારી ફરજ બજાવવી જોઇએ, તમે બહાર આવો. અને અમને ઘરનો સામાન તપાસી નોંધવા દો."

"એમ એકલા ઘરમાં પેસાય નહિ." ડોશીએ કાયદો કહાડયો. "સિપાઇઓ? ગામમાંથી પંચને બોલાવો!" તુરત સિપાઈ નાજરના હુકમથી તૈયાર કરી રાખેલ પંચ બોલાવી લાવ્યો. "ડોશીમા? હવે તો કંઇ હરકત નથી કેની? ચાલો, ભાઇઓ? પંચ સાહેબો? અંદર પધારો" લેણદાર બોલ્યો. "પણ મારા કિશોરને—" "કિશોરલાલ પણ આવશે. હાલ તો તમે ખસી જાઓ" લેણદાર દમમાંજ ઘરમાં પેઠો. એક સિપાઈ દરવાજા પાસે ઉભો, અને બીજો સિપાઇ, નાજર, લેણદાર તથા પંચ, ઘરમાં જઇને સામાન જોવા લાગ્યા. ડોશી બહુજ ગભરાણી. કિશોરને ઘેર દોડી ગઈ, તો કૂલટાએ અપમાનથી જવાબ આપ્યો. આડોશી પાડોશીને બોલાવા ગઈ, તો ઘરમાં છતાં કોઇએ જવાબજ ન આપ્યો. દુશ્મનો ચકલાપર એકઠા થઇને ફજેતી જોવા લાગ્યા. ડોશીને કંઇ કંઈ બોલો સંભળાવા લાગ્યા. વખત જોઇને ડોશીએ સહન કર્યાં, અને નિષ્ફળ થઇને ઢળતે આંસુડે બિચારી પાછી આવી. તેણીને મરવા જેવું થયું. પણ હવે તેને આપઘાત કરવાનું યોગ્ય લાગ્યું નહિ. મંકુ તથા મણીની ખબર કોણ લહે? ડોશી ઉપર ગઇ. અને મણી તથા મંકુને સુતેલાં ઊઠાડયાં. "બેન આપણા ઘરમાં સિપાઈ આવ્યા છે. ઊઠ!" મંકુ, ડોશીને રડતી રડતી બોલતી જોઈ ચમકીને ઉઠી, એટલામાં તો સિપાઈ સાથે નાજર ઉપર આવી ચડયો. "માજી ઘરમાં એટલી રકમનો માલ નથી કે તમારા લેણદારનું કરજ પુરૂં થાય? માટે ઘર જપ્ત કરવું પડશે" કોણ પુછે કે કેટલું લેણું? કોણ કહે કે ખોટું છે? સત્તાદારના કપાળમાં ડાહામ દીધેલો—નાજર પણ હરામનું ખાઇને નોચી મુંડીથી મરેલો, પછી કોણ પુછે? ડોશી ગભરાઈ ગઇ. "પણ ભાઇ? આ નાનકડા બાળકો લઇને હું આ વેળા કયાં જાઊં? મારો કિશોર આવે ત્યાં સુધી થોભો?" "તમારે

આતર વખત ન રોકાય" લેણદાર બોલ્યો. "સિપાઈઓ ? આ છોકરાને નીચે ઉતાર દો" "સબુર હું લઉંછું" ડોશી વચ્ચે પડીને બોલી. મંકુ તુરત ઉઠીને આ દેખાવ જોઇ ચોધાર આંસુએ રડવા લાગી. મણીને ઉઠાડવા લાગી, પણ કજીયાખોર મણી ઉઠયો નહિ. સિપાઇએ તેડી લીધો. અને ઊંઘતી હાલતે નિર્દોષ બાળકને નીચે ઉતારી ડોશીને સ્વાધિન કીધો. નાજર નીચે ઉતર્યો, અને ડોશીને તથા મંકુ અને બાળક મણીને બહાર કાઢીને ઘર કબજે કરી, માલ નોંધી, શીલ મારી, પંચની સહી લઈને ભપકામાંજ વિદાય થયો. ગરીબડાં મોઢાંની ડોશીએ એક પાડોશી વિધવા સ્ત્રીના ઘરનો આશરો લીધો. અને એક કલાકમાં હજી કિશોરલાલ આવે, તેટલાં તો ઝુરીના પંચ આવીને ઘરનું લીલાઉં કરવા તે ઘર આગળ બેઠા. નગ્રમાં હાહાકાર થઈ ગયો. શુકલ કુટુમ્બપર શિહા પડદો પડેલો જોઇ ઘણાક નારાજ થયા. સાહસ કામની કોઇને ખબર ન પડી, નહિ તો એટલી હદ સુધી થવા દેત નહિ, એમ ઉચરવા લાગ્યા. કેટલાક દુશ્મનો તેના ઘરનું લીલાંઉ થતું જોવાને તલ્પી રહ્યા. એવામાં કુબેરપુરથી ખબર આવી, કે ત્યાંની પેઢીપર પણ જપ્તી લાગી ચુકી છે. એથી દેશાવરોમાં ખબર ફેલાઈ, અને ઘણા વેપારી રડી રહ્યા. દાના લોકો નાણાંને ન રડતાં, પોતાના આડતીયાની માઠી દશા જોઈ દિલગીર થયા. પણ ગામના લોકો તો તેથી વધુ રાજી થયા. તેમ ગામની આંખે ચડેલી ગંગા માટે તો બહુ નિંદા થવા લાગી. હજી ઘરનું લીલાઉં શરૂ થાય, તે પેહેલાં તો નવો બનાવ બન્યો; નવલશંકરના ઘરની પડોશણ ગભરાઈ ગઇ. ડોશીએ આપઘાત કર્યો, એવી બૂમ પડતાં શેરીનાં લોકો એકદમ દોડી આવ્યાં. પોલીસને ખબર કરી, કિશોર દોડી આવ્યો. અને નગ્રમાં એકદમ ચર્ચા ફેલાઇ ગઈ. મણી અને મંકુના વાંકા ગ્રહ બેઠા. કિશો-

રની કૂલટા, એ બન્ને બાળકને લઇને પોતાને ઘેર મુકી આવી, અને કાહાણમાં પોતાની સાસુને કૂટવા તથા ઉઘાડા નીમાળા મૂકી રાગડા કાઢવા લાગી. ડોશીની છેલ્લી અવશાન ક્રીયા કરી, એટલામાં ઝુરીવાળાઓ આવીને પંચનામું કરી ગયા, અને કિશોરલાલની શરમથી લાસને અગ્નિદાહ કરવાનું કહી ગયા. જો બીજો અમલદાર હોત તો વળી અધિકારીઓને પેંડા બરફી મળત! નાજરનો હુકમ થતાંજ ડોશીને અગ્નિદાહ કરવા લઇ ગયા; એટલામાં ભાવલપુરથી ઇંદુ આવી ચડયો, તેને આ દુઃખદાયક સમાચાર નાથ માર્ગમાં મળતાંજ તે સ્મશાન ભૂમિ તરફ ચાલી ગયો! અગ્નિદાહ કરી ઘેર આવ્યા, અને કિશોરે મર્ણ ક્રીયા કરવા માંડી. ઇંદુ—મંકુ, અને મણી, ઓશીયાળાં થઇ કાકીને શરણે પડયાં. ઘરને કડી હતી, તે કિશોરે ઉઘડાવીને પોતાની પ્રથમની ગોઠવણ પ્રમાણે લેણદારોને નાણાં ચુકવી ઘર પોતાના સ્વાધીનમાં લીધાં, અને લોકોને બતાવી આપ્યું કે "પોતે કેવી બહાદુરી કરી છે." કુબેરપુરની દુકાન કહાડી નાંખી, અને દેવળપુરમાં નામાંકિત વેપારી પોતે થયો. આ રીતે કિલ્લો સર કરીને કળજુગનો જુઠો જમાનો પ્રત્યક્ષ દેખાડવા લાગ્યો.

દુર્જન મનુષ્યોનો ભાવ, કાળરાત્રિના અંધારા માફક ભયંકરજ હોય છે. વિદ્વાનો કહે છે કે સો કુલીન દુશ્મન વધારવા, પણ એક દુર્જનનો સંગ કરવો નહિ.

**सर्पः क्रुरः खलः क्रुरः सर्पात् क्रुरतरः खलः ।**
**सर्प एका कि नंहति खलः सर्व विनाश कृत ॥**

ઇંદુલાલનો હરનીશનો બળાપો, મંકુનાપર અહરનીશનો કાકીનો જુલમ, અને મણીપર હમેશનો કાકાનો સંતાપ, એટલો વધી ચડયો, કે કસાઇવાડેથી ગાયને છોડવવાનો કોઇ ભાગ્યશાળી થયું

નહિ. શુકલ કુટુંબપર શિહા પડહો પડયો. આવી રીતે રીબાઇને બાળકોનો અંત આવશે, એમ સર્વ કોઇ કહેવા લાગ્યાં. અને નમાયાં નિરાધાર બાળકોની ભૂંડી દશા જોઇને સર્વે દયા ઉપજાવવા લાગ્યાં. તોપણ મગરૂર કુલટા કોઇના બોલોથી ડરી નહિ, પણ જાતિ બવાસ ચલાવી જેટલો જુલમ થાય, તેટલો ગુજારવા લાગી. આવા કુલક્ષણે ખાનદાની કુટુંબનો આ કુલટા અંત લાવી દેશ પ્રદેશોમાં નામને કલંક બેસાડયું—કયાં નવલ? કયાં ગંગા? કયાં બાળકો અને કયાં આબરૂ! આહા ઇશ્વર? તારી ગતી ગહન છે! સમય બળવાન છે. જેને ત્યાં સેંકડો નોકરો, જેને ત્યાં લાખોની દોલત, તેનાં બાળકો આજે અન્ન અને પાણી વીના રવડતાં—તે ધણી આજે વન અને રણોમાં ભટકતાં! આહાહા! પ્રભુ? તું પળમાં શું કરે છે? તું કરતો હોય કે તેનાં નશીબ કરતાં હોય, પણ દેખાવતો ખરેજ કરૂણાજનક. ત્રાસજનક. અને દયાજનક છે, ઈશ્વર કોઇ દુશ્મનને પણ એવો વખત ન બતાવે—અફસોસ જમાના?!!!



## પ્રકરણ ૫ મું.

### કળિયુગનો જાહો જમાનો.

નિર્દોષ બાળકો અહીં દુ:ખમાં દીન ગુજારે છે. ઇંદુ, સમજુ અને વિચારવંત છે. ઉમર બાળક અને બુદ્ધિશાળી છે, તેથી તેતો સઘળું સમજે છે. પણ નાદાન મંકુ અને બાળક મણીની શી દશા? હજીતો કાકીને શરણે જવાને પંદર દિવસ થયા નથી, ત્યાં ઉત્પાત્ત! ડોશી મરી ગઈ, અને તેની ક્રિયાના દિવસો આવ્યા છે. પણ કુલટાને તે ડોશીની ક્રિયા સાથે બાળકોની પણ ઊત:ક્રિયા કરાવવાની

છે. તેની તે તજવીજમાં પડી છે. એક તરફ ડોશીની મ્હોંકાણ મંડાણી છે. જ્યારે બીજી તરફ ઊંદરનું ઝેર મંગાવીને પેલાં બાળકોને સ્વર્ગમાં પહોંચાડવાની પેરવી કરી રાખી છે. કૂલટા, લોકોની આવજાવ થવાથી તેઓ પાસે ઉભાં રહે, ત્યારે મંકુ રસોડાનું કામ સંભાળે. આ વખતે તેઓનાપર આરોપ મુકવાને સરળ થઇ પડે, એ માટે દાળની અંદર ઝેર નાખી દીધું. બપોરના દસવાગે જમવાની તૈયારી થઇ. પણ તે પહેલાં એક એવો બનાવ બન્યો કે ઝેર જાહેર થઈ ગયું "રામ રાખે તેને કોણ ચાખે?" કિશોરલાલે અકસ્માત, કૂલટાની પેટી ઉઘાડી, તો તેમાંથી ઝેરનું પડીકું નીકળ્યું. કિશોર, અવિશ્વાસુ અને વહેમી તો હતો. તેમાં વધારે વહેમી બન્યો.

એક તરફ આ બનાવ બન્યો, જ્યારે બીજી તરફ બહારગામથી કેટલાક કણબી લોકો ડોશીના મરણનો દિલાસો જાહેર કરવા આવેલા, તેને મંકુ એ દાળ આપતાં એક જણે ખાધી તેને ઝેર ચડેલું જણાયું, એથી ગભરાટ ફેલાઇ ગયો. કિશોર ને તેની ખબર પડી એટલે તેણે જાણ્યું કે "રાંડે, આ છોકરાંનો ઘાટ ઘડવા તજવીજ કરી હશે. અને તે સાથે પોતાનું સુખ સંભાળવા મારૂં પણ કાટલું કરવા ધારતી હશે"—પરંતુ કહેવાય કેમ? તુરત છુપી રીતે ઉન્નતપુર માણસ મોકલી ઝેર ઉતારવાની દવા મંગાવી લીધી, અને ખેડૂતને પાઇ, ઉલટી કરાવી નખાવી. તે પહેલાં કેટલાક ઉપચારો ચાલુ રાખ્યા હતા, કે જેથી તેને ઝેર ચડવા પામ્યું ન હતું. પણ ડાકટરની દવાથી તો તમામ શુદ્ધીમાં આવ્યો હતો. આ પ્રપંચ કિશોરે પોતાની એબ જાળવવા ઢાંકી દીધો. પણ જાણનારા લોકોએ જાણી લીધો. કૂલટાએ પ્રથમ તો એ કામ કરવાનું તહોમત મંકુ પર મુકયું, અને તેમાં ઇંદુલાલને સામેલ કર્યો. પણ તેમાં તે નિષ્ફળ નીવડી—આખરે નિરાધાર છોકરાંનું દિલ ત્યાંથી બિલકુલ ઉઠી ગયું,

અને પ્રદેશ નીકળી જવાના ઠરાવપર આવ્યાં; પણ બાળક મણીનું શું થાય? તેને કોને સ્વાધિન કરવો? આ વિચારમાં ઈંદુ મુંઝાયો. એટલામાં શામલાલ જે મુંબઈહતો, તે માતાનું અકાળમરણ જાણી આવેલો હતો. તેને બાળકોની ખોટ હોવાથી તેની સાથે સર્વે જવાની ઇચ્છા રાખવા લાગ્યાં—શામલાલ દયાળુ હતો; જો કે તેની સ્ત્રી, લગાર મિજાજી હતી, તોપણ કિશોર અને કૂલટા જેવી તો ન હતી. ઈંદુ, તેને જઇને મળ્યો. અને મંકુ બહુજ રડી પડી, એટલે દયાર્દ્ર દીલના કાકાએ તેને ઘેરજ રાખી, અને ત્રણે બાળકોને પોતાની સાથે મુંબાઇ તેડી ગયો. એથી કૂલટા રીસે ભરાણી, પણ કંઇ ચાલ્યું નહિ. શામલાલ, કિશોરનાં નીચ કામથી જાણીતો થયા પછી બિલકુલ તેની સાથે કંઇ બોલ્યોજ નહિ, પોતાના વડીલના નામને કલંક બેસાડનાર કિશોરલાલ છે, એમ જોયા પછી, અને નવલશંકરને તથા ગંગાને હેરાન કરનાર એજ ભાઈ છે, એમ જાણ્યા પછી, તેની તરફ તે તિરસ્કારની નજરથી જોવા લાગ્યો. અને શામલાલનું દુઃખી દીલ, દેવળપુરથી એકદમ ઉપડી ગયું. નવલનું ઘર, તેને અગ્નિસમ લાગ્યું. શરમાળુ શામલાલને જે રીતે ભંભેર્યો હતો, તેનું સ્મરણ યાદ થતાં પોતે મૂર્ખાઇ કરી છે, એમ સહજ માન્યું. પણ "બનવાનું ટળી શકતું નથી" એમ ધારી "ભૂલ્યા ત્યાંથી ફરી ગણો" એ કહેવતને માન આપવા લાગ્યો. નિર્દોષ મણી માતાવિના કાકીના દુઃખે સુકાઇને કૃષ બની ગયો હતો; હમેશાં રડતો હતો, તેને કાકાએ પોતાને ખોળે લીધો. નિર્દોષ મંકુ બહુ દુઃખી દેખાતી હતી, તેને કાકીએ ધિરજ આપી, અને સમજુ ઈંદુને ભવિષ્યની આશા આપી, નવલ તથા ગંગાનો પત્તો કહાડવાના ઇરાદાએ તેઓ સર્વે મુંબઇની શેફર્ડ કંપનીની આવેલી સ્ટીમરમાં એકદમ સ્વાર થઇ ગયાં.

કિશોર અને કૂલટા હવે બહુ સંતોષી થયાં. પિતાના વારસા-

માંથી બાતલ થયા પછી, અને પોતાની સત્તાએ અનેક કાવાદાવાથી પ્રસિદ્ધ થયા પછી, આ વખતે તે ધનાઢ્યપણાને પાત્ર થયો, એમ પોતાને લાગ્યું. જોકે સંતાન વગર ગૃહ સુનું હતું. પોતાની સ્ત્રીના ડરામણ દેખાવથી દૂર નાસતાં વ્યભિચારીના દુઃસંગથી મદદ લ્હેવાની તેને ફરજ પડી હતી; તોપણ તેમાં તે બીજાઓની માફક ખ્વાર થતો ન હતો. કેમકે તે તે દગલબાજ અને છળદાસ હતો. જોકે તેના પીછાણનારા તેની તરફ ધિઃકારની નજરે જોતા હતા, તોપણ તેના વખાણનારા તેને માન આપી પાળતા હતા; અને એ માનથી કાળના પ્રબળે તે કાવાદાવાથી ધનાઢ્યતા ભોગવતો હતો.

શામલાલ એક તરફ સ્ટીમરમાં બેસી મુંબઇ જવાને ઉપડયો. અને બીજી તરફથી એક ખબર આવી. મુંબઇના દીવાળીયા વેપારી સવચંદ ગુલાબચંદની પેઢીમાંથી મળી આવેલી દોલત, તેના માગનારાઓને કોર્ટ મારફતે આપવામાં આવી, એટલે તે ભાગમાં નવલશંકરનો પાંત્રીસ હજારનો હિસ્સો તેને સ્વાધિન કરવા માટે દેબળપુરમાં તાર આવ્યો. સેંકડે પચીસ ટકા પ્રમાણે (ઇનિસાલવન્ટ કોર્ટ) નાદારી કોર્ટમાં ફડચો થયો, અને એ હિસ્સો નવલશંકરની ગેરહાજરીમાં કિશોરલાલે ઉચકી લીધો. જો ત્યાંના અમલદારો, પોષ્ટમાસ્તરો અને કામકાજ કરનારા નોકરોના મોઢામાં કિશોરે પહેલી ધુળ નાંખી હોત તો આઠ દશ હજાર જેટલી રકમ તે પચાવી પડતેજ નહિ, પણ પેહલાં તો સર્વેને લાલચ આપીને, મુંબઇની કોર્ટમાં, નવલના મુખત્યાર તરીકે કિશોરે નાણાં વસુલ કરી લીધાં, અને પાછળથી દરેક લાલચુને હાથમાં ચાંદ બતાવી એ રકમ પોતે એકલો હજમ કરી ગયો. "ચોરની ગત ચોરજ જાણે" તેમ નિમકહરામ અમલદારોનાં લાલચુપણાને પહોંચેલો કિશોર દરેકને રડાવી લુચ્ચાઇના શિખરપર ચડી પથ્થર ફેંકવા લાગ્યો. એ વાત કોને

કહેવાય? અંતે થોડો વખત મુંગાજ રહ્યા. પણ કાળના બળે ફાળ્યા હોય તો પછી ભલે—



## પ્રકરણ ૬ ઠું.



### દારૂણ દુઃખમાં અનાથ સુંદરી.

કવિ શેલીનું કહેવું યથાર્થ છે. દુઃખ, સુખ, વિષાદ, આનંદ. ને હાસ્ય રૂદન ખરેખર વિચિત્ર રીતે મિશ્ર થયાં છે.

ગંગા? તારી તરફ વાંચકની કુદરતી લાગણી અતિશય દોડે છે. અને તેથીજ તેઓ હવે પછી બનેલી તારી સઘળી હકિકત જાણવા આતુર છે; માટે ચાલ, હવે તારી પાછળ જોઇએ.

કાળિ રાત્રીએ દેવળપુરના કિલ્લાપરથી નદીમાં ભૂસકો માર્યો પછી, પાછળ પડેલા કેટલાક શખ્સોના ભયને લીધે તું ઝાડીમાં પેઠી, પણ અંતે તેમાંથી મહા મહેનતે છુટી શકી ખરી; નિર્લજ, નિર્દય, અને પાપી પુરૂષો, પોતાની ઉમેદમાં નિષ્ફળ થયા પછી તું સુખી થઇ, તોપણ નિરાધાર બનીને દુઃખ વેઠવા લાગી. નવલશંકર, ચોતરફ ગંગાને શોધવા લાગ્યો. પણ હરણી પાછળ લાગેલા વાઘના ભયે હીચકારાની માફક છુપો રહી ત્યાંથી દુર થવાની તક મેળવવા લાગ્યો. જીવપર વાત આવતાં ગંગાને પણ દુર કરી. અંતે પોતે એ ઝાડીમાંથી નીકળીને ક્યાં ગયો? તેની ખબર ગંગાને તો થઈ નહિજ, પણ મગજના ભ્રમિતપણાથી ખૂદ નવલને પણ ભાન ન રહ્યું, કે પોતે ક્યાં, કેવી હાલતે, અને કયે, માર્ગે ચાલી જાય છે.

ગંગા બેભાન અવસ્થામાં ઘાસની ગંજી પાછળ પડી ગઇ હતી, તે થોડીવારે ઉઠી, પણ ત્રણ તરફનો ભય, અને હૃદયના ગભરાટથી

આકળી પડેલી રમા, દિવાનાં માણસની પેઠે દીવાનાપણું દેખાડવા લાગી. લાંબે વખતે તે શુદ્ધિમાં આવી. પ્રભાતનાં ઉદ્યમી પશુ પક્ષિઓ, અને આકાશનો મહેનતુ સૂર્ય જ્યારે તેણીના તરફ આશ્ચર્યની બૂમ મારતો પોકાર્યો, ત્યારે ત્વરિત ઉઠી. ઘડીભર બેઠી. વિચાર કરવા લાગી. પોતે કોણ! અહીં કેમ આવી! હવે કેમ કરવું! આ શોચનામાં સૂર્ય પોતાનાં તીવ્રકીર્ણો ફેંકવા લાગ્યો--કેમકે--

**દોહરો.**

સમય રંગ બળવાન છે. છાય સમય પર હોય:
તડકામાં સાહ્યક સહુ, પડદા પાછળ જોય.
ભૂમીપરનો પોપટો, કરે જખમ નિજતન:
મુવેલું મીન સજીવ થૈ. નળ કરથી ગયું વન.
ભાઇ સમો ભાઇ થયો. શત્રુ રૂપ અપાર:
સમયરંગ બળવાન છે. નથી દોષ કિરતાર.

દૃઢ મનની નાયિકા આખરે સ્વદેશ ભૂમીમાંથી કોઇ પ્રદેશ તરફ જવા ચાલી. મન ઘણું દુઃખી થવા લાગ્યું, પણ એકે ઉપાય ન મળ્યો. કોમળ હૃદયની લલના કઠોર બની. નગ્રમાં જવું, તેના કરતાં મરવું ઉત્તમ માન્યું. મરવાના ઠરાવપરથી જીવવું યોગ્ય લાગ્યું. "જીવતું જન ભદ્ર પામશે" એ વાક્યનું સ્મરણ થયા પછી તેણીએ પોતાના પર આવેલાં પાપરૂપ તહોમતમાંથી છુટી થવાનો વિચાર કર્યો. પણ તે વિચાર કરતાં પતિ કેમ હશે? એ સ્મરણ થયું. માત્ર પોતાની તરફ ક્રોધાતુર છે. એનો વિચાર કરવાથી તો નહિંજ, પણ તેનાપર આવી પડેલી આફતનો શો નિર્ણય થયો હશે, એ વિચારથી બહુ ખેદ પામવા લાગી. પ્રથમ પતીનો વિચાર અને પછી પોતાનાં લાલુડાં બાળક વિષે વિચાર કર્યો. માતા વિનાનું

ટળવળતું બાળક કેમ હશે? પોતાની માતાને ન જોયા પછી તેનું કોમળ આંસુ કેમ અને કોણ કેવી રીતે શાન્ત કરશે? આ દયાળુ દેખાવ દૃષ્ટિ આગળ ખડો થવાથી આખરે ગંગા રડી પડી. અનહદ સંકટની સીમાએ દૃઢ મનની પ્રમદા હારી ગઈ. વગડામાં એકલી હોવાથી, જાતે અબળા અને કોમળ હૃદયની હોવાથી પોતાપર પડતી વિપત્તિનું સ્મરણ થતાં તેણી મુંગે મોઢે ગુલાબી ગાલપર મધુરાં મોતીસમ આંસુડા પાડી, પોતાનાં વ્હાલાંને યાદ કરવા લાગી. માતાને પતિ કરતાં પણ બાળકપર પ્રેમ ઘણો હોય છે, જો કે પતી તરફ પહેલી દૃષ્ટિ કરવી એ પવિત્ર સ્ત્રીઓનો ધર્મ છે, છતાં બન્નેના પ્રેમનો અંશ, જુદો હોવાથી ખરી માતા પોતાના દયાળુ, કોમળ અને બાળક બચ્ચાંપર વધુ દયા ખેંચે છે, અને ગંગાપણ મણીપર વધુ દયા ખેંચવા લાગી. એટલે સાહસ કર્યું છે, એ તો સ્વાભાવિક રીતે તેણીએ કબુલ કર્યું, પણ હવે તો--

સાંપે ગળી છછુંદરી, નહિ છોડાય ગળાય;
મુંગાને સ્વપ્નુ થયું, સમજી સમજી પસ્તાય.

આ પ્રમાણે પૂર્વાર્ધ કથા ભાગ ગંગાને સ્મરણ થયો. અને એજ સ્મરણમાં તેણીએ સ્વદેશ છોડયો. ત્રણ દિવસની અપવાસી હતી, દુઃખથી ધીરાયલી હતી. થાકીને દુઃખથી કૃષ બની ગઈ હતી, મધુરો ચેહેરો, ફીક્કાશ મારી ગયો હતો. બુદ્ધિશાળી સ્ત્રી મતિહીણ થઇ ગઇ હતી, ક્ષુધાતુર છતાં, વિચાર વાયુના ભક્ષ્યથી પેટ પાષાણ રૂપ બની ગયું હતુ, કોઈ ઉપાય હાથ ન લાગવાથી દમયંતી પેઠે જંગલમાં ભટકતી કોઇપણ સ્થળે નિર્દોષ આશ્રય શોધતી ચાલી જતી હતી.

દારૂણ દુઃખ વેઠતી અનાથ સુંદરી, કુંડળપુર આવી પહોંચી. રાત્રિને સમય હતો, તોપણ ચંદ્રમા પુર્ણિમાનો હતો. ઝાડી હતી,

તોપણ નદીનો કિનારો અને પાસે ધર્મશાળા હતી. નગ્ર, ત્યાંથી એક કોસ દૂર હતું, તોપણ માનવીઓનો અવાજ જારી હતો. કેટલાક સાધુઓ, ધુણી તપાવી બેઠા હતા; કેટલાક તંબુર અને કાંસિયાનાં અવાજ સાથે મળીને ભજનો લલકારતા હતા. કોઇ ભાંગ. ગાંઝો ફુંકતા ચલમમાં તાપ કરી, મગજને મોજા આપતા હતા, અને કોઇ રોટી પકાવી આખા દીનની ભૂખ ટાળતા હતા. આ સ્થળમાં અનાથ ગંગા આવી ચડી. આશ્રય તો ન મળ્યો, પણ આશ્રમ તો મળ્યો. ધર્મશાળા પાસે આવી ચોતરફ જોયું, તો બાવા સાધુઓ સિવાય કાંઇ દેખાયું નહિં, રાત્રી ગાળીને પછી ભાવલપુરનો માર્ગ લેવા વિચાર કર્યો. ઘડીમાં એમ, અને ઘડીમાં તેમ, એવી રીતે વિચાર વહાણ વાવાઝરડાના વેગમાં ઘસડાવા લાગ્યું. અંતે થાકીને બેઠી. કેટલાક નીતિભ્રષ્ટ સાધુડા આ નવલ નારિને જોઈ મોહ પામ્યા, પણ તેનાં પવિત્ર તેજમાં અંજાઇને, અથવા આસપાસના લોકોની શરમથી દબાઇ ગયા. તોપણ તેણીને પુછપરછ કર્યા વિના ન રહ્યા. સવાલ જવાબનું પરિણામ એ આવ્યું કે સાધુજીઓ નિષ્ફળ થયા. આડંબરથી દુનિયાંનો નાશ કરનારા આ પ્રપંચી સાધુડાની સ્થિતિનો અનુભવ મળ્યા પછી ગંગા, નિદ્રાદેવીને વશ થવાને હઠીલી થઇ, અને સજાગૃત ધર્મશાળાના ખુણામાં બેસીને આગળ કયે માર્ગે ચાલવું? તે વિચારમાં પડી.

"ભાવલપુરના રાજ્યમાં હાલ તુરત ઘોટાળો છે. રાજા અને મુખ્ય કારભારીઓ વચ્ચે મત ભેદ છે. વેણીલાલ કાકો, લાંચ રૂસ્વતના સપાટામાં આવી ચડયો હતો, અને તેમ ન હોય તોપણ ગંગાને ત્યાં જવું વ્યાજબી ન હતું. ગેરવ્યાજબી હતું છતાં, તે વિના બીજો ઉપાય ન હતો. સ્ત્રી જાત એકલી ક્યાં રહી શકે? જો કે બાળકપણામાં કાકીના હાથ તળે લીધેલી તાલીમથી તે પુર્ણ અનુ-

અવથી જાણતી હતી, કે કાકી સુખે રહેવા દેશે નહિ. મેંણાનો વર્ષાદ વરસાવશે, હઝારો વેણથી અનુકંપાવશે, અને તે ઉપરાંત નાગરીનાતમાં ઉતારી પાડશે, તોપણ આખરે પોતાનો કાકો તેણીની હાલત જાણી ને દયા કરશે." આ વિચારપર વિચાર ચલાવવા લાગી. બાપનો ભાઇતો નહિજ દાદ લહે, પણ માતાનો એક વૃદ્ધ કાકો શીવપ્રસાદ આશરો આપશે. એમ ધારી પોતે નક્કી ઠરાવપર આવી, ને પ્રભાતે માર્ગ કાપવાનો નિશ્ચય કર્યો. પોતાની કને માત્ર પચીસેક રૂપિયાનો દાગીનો હતો. પણ તેને શી રીતે વેંચવો? થાકથી આગળ ચાલી શકાય તેમ ન હતું, અને વાહન કર્યા વિના ચાલે તેવું ન હતું. આ બન્ને વિઘ્નોનો નિવેડો લાવવાને તેના મગજને વચ્ચે નાખ્યું, અને વળી બીજા વિચારપર આવી.

વિચાર વાયુની લ્હેકી પૃથ્વીના દૂર દેખાવોને જોઇ શકે છે; અને પ્રત્યેક સ્થળનું અભિવંદન કર્યા પછી તે અચોકસ ઠરાવપર જઈ વમળમાં પડે છે. પ્રવાસીઓ નિદ્રાવશ થયા. કેટલાક અપવિત્ર વાસનાથી ઘેરાયલા સાધુઓ, નિદ્રામાં ગંગાનું સ્મરણ કરવા લાગ્યા, ત્યારે ગંગા પોતાની વેદનાનો વાયુ અંગમાં પ્રસારી મગજને ભ્રમણ કરવા લાગી. દાગીનો વેચી નાંખવો, પણ સ્ત્રી જાતપર વ્હેમ જવાથી કદી પોતે નામ ઠામથી પ્રગટ થાય, એ ભય લાગ્યો. આ ભય ત્યાગ કરી કોઇની મદદ લહેવા વિચાર કર્યો, અને ત્યાંથી ભાવલપુર જવાનું ઉત્તમ વિચાર્યું. ભાવલપુર જવા કરતાં વળી રાજનગરમાં, પોપટ પાસે જવાની ઇચ્છા થઇ, કાઠિયાવાડમાં રહેવા કરતાં મુંબઇ તરફ દૃષ્ટિભાવ ગયો. બીજાનો તો નહિજ, ડાકટર રસિકનો આશ્રય લહેવાનું યોગ્ય વિચાર્યું, રસિકને શરણ જતાં તેનું પવિત્ર અંતઃકરણ લગાર ખિન્ન થયું, પોતાનીપર આવેલાં તહોમતમાંથી મોકળું થવાનો માર્ગ શોધતાં આડે માર્ગે ઉતરી પડી. સ્વચ્છ દીલની

છતાં લોકાપવાદથી રસિકનો આશ્રય દુર્ઘટ માન્યો. અને આખરે પ્રભાતે પોતાના વિચારનું પરિણામ લાવવાનો પોતેજ વિચાર કર્યો, ને નિદ્રાધીન થઇ. ચાર વાગ્યા–સાધુડાંઓ પ્રવાસ માટે ધર્મશાળા બહાર નીકળ્યાં, અને ગંગા જાગૃત થઇ, એવામાં એક વાણીયો, દેખાવે આબરૂદાર પણ અંતઃકરણથી નિષ્ઠાહીન આવી ચડયો—ગંગા તરફજ કુદરતી રીતે તેનું વળણ થયું. લાભ આપનાર લાભને જોઈ ગંગા પાસે આવીને દૂર બેઠો.

ઠગાઇના પુજારીઓ, પ્રેક્ષકકળામાં નિપુણ હોય છે. પ્રતિજનને તેની ઇચ્છાનુસાર સુંદર ભાષામાં સમજાવવાને તે શક્તિવાન હોય છે. તેનાં દીલ સાથે એકત્ર થવાની ઢપછપમાં તે કુશળ હોય છે, અને તેનું મન હરી લીધા પછી તેને ચંદન અને ચુનો ચોપડી પોતાની શક્તિનો પ્રભાવ બતાવવામાં પણ ચાલાક અને ચંચળ હોય છે.

આ ઠગારો, ગંગા તરફ મોઢું કરીને, જાણે કોઇ દયાવંત આબરૂદાર અને વ્યવહારીક સંસારી હોય, તેવું ડોળ ઘાલીને જોવા લાગ્યો. ગંગાની તેની તરફ દૃષ્ટિ ગઇ, અન્યોન્ય દૃષ્ટિ થતાંજ ઠગારો બોલ્યો." બાઇ? તમો કોણ છો? મને લાગે છે કે તમે કોઇ ભુલાં પડેલાં માણસની પેઠે કોઇને જોતાં જણાઓ છો?"

"ના, હું ભુલી પડી નથી, પણ–"

"પણ કોઇનો આધાર તો નથીજ."

"હા. પરંતુ આપ કોણ છો?"

"હું એક વેપારી છું. દીલથી ગરીબ છું, પણ વહેવારથી ધનાઢય છું."

"આપના ધનાઢયપણાનો સૌને લાભ મળી શકતો હશે ખરો!"

"અલબત—હું ગૃહસ્થ છું. સંન્યાસ્રી નથી.

ઠગારાએ કાબુલી તોપ ફોડી. ગંગા અંજાઈ ગઇ. અને પોતાનો મર્મ જણાવ્યો. "હું એક નિરાધાર અબળા છું, વખ્ખાની મારી મારા કુટુંબથી છુટી થઇ પડી છું. મારે બહુ લાંબે દેશાવર જવું છે, અને મારી પાસે એક પાઇ સરખી નથી. ભુખ વેઠવાની તો જો કે મને ટેવ છે, પણ પ્રવાસ કરવાની ટેવ નથી. તાપ તડકાનો મને ભય નથી, પણ રાત્રી વેળાનો ભય છે. માટે જો તમો ધનાઢ્ય વ્યવહારી મને તનની મદદથી એક મારો દાગીનો વેચીને મને વાહન કરી આપો, સસતું અને આબરૂદાર વાહન હોય તો પછી ભારે અને શોભીતાં વાહનની જરૂર નથી. જો આટલું કરી આપશો તો તમારો ઉપકાર થશે. કેમકે ગરીબને ઓથે આવે છે, તેની વ્હાર ઇશ્વર કરે છે."

"મોટી ખુશીથી—તમે મારે ઘેર ચાલો. આતિથીનો સત્કાર કરવો, એ અમારો ધર્મ છે. તેમાં વળી તમે એક ગૃહસ્થ અને અનાધાર સ્ત્રીને આશરો આપવામાં હું માન સમજું છું. તમો નિર્ભય રહો. દાગીનો વેચવાની જરૂર પડશે નહિ, હું તમને તમારી ઇચ્છાનુસાર સગવડ કરી આપીશ." "આપનો ઉપકાર મારી ગરદન પર ભારી ભાર રૂપ થઇ પડશે."

"ચાલો—ઉઠો—તમે સુખી થયાં એમ જાણજો. તમારી વિપત્તિનો અંત આવ્યો, એમ માનજો. કોઇપણ રીતે તમારાં દીલને દુખાવશો નહિ, મારૂં ઘર તમારૂંજ જાણજો. મારા બહોળા વ્યવહારમાં તમે મને ભારે પડવાનાં નથી. ચાલો, હું ઘર તરફજ જાઉં છું. મારી સાથે આવો. હું મારે ઘેર લઇ જઇશ, અને તમારો થાક ઉતર્યા પછી તમે કહેશો તેમ કરી આપીશ."

"જેવી તમારી ઈચ્છા. હું તમારા પ્રમાણિક બોલને આધીન છું. ચાલો."

ગંગા ચાલી. ઠગારો હરખ્યો. દાગીનો માત્ર પચીસ રૂપિયાનો છતાં સૌંદર્ય લાખ રૂપિયાનું જોયું. ચકોર, ચંચળ અને સ્વરૂપ છતાં ભોળી, વિશ્વાસુ અને અનાથ સ્ત્રી માલૂમ પડી. તેણી આશરો લેવાને રાજી હોવાથી, ઠગારો શરણે લેવાને ડર્યો નહિં; થોડી મહેનતે વધુ લાભ મળ્યા પછી ઠગારો તેણીને પોતાને ઘેર લઇ ચાલ્યો. દુષ્ટ વાસનાથી ઘેરાયલો ઠગારો માર્ગમાં પણ ગંગાને પોતાનો આપ વડાઇ બતલાવવા લાગ્યો. કાંઇક અંદરથી ગંગાનું મન સંકોચાયું. પણ તેનો નિર્ણય કરવાને યા પ્રેક્ષકકળાનો પ્રકાશ સહજ રીતે જાણવાને, વેળા, શક્તિ, અને વિચારને વખત મળી શક્યો નહિ; અંતે તેના આશ્રયમાં તો ગઇ. નિર્દોષ હરણી, વાઘના પંજામાં સપડાણી; ઘવાયલી નાગણ, કીડીના દરમાં પેઠી. ઉશ્કેરાયલી સિંહણ, શિયાળને ભરોસે સપડાઇ. સતી સ્ત્રી ચંડાળને શરણે પડી. વિવેકીવનિતા, અવિવેકના ભવ્ય મહેલમાં માન પામવા ગઇ, અસત્યના ભંડારમાં સત્યતાની ચોકી બેઠી, અને આખરે એ ચોકી પોતાની મેળેજ ઉઠી ગઇ ! !

ગંગા, કુડળપુરના ચંડાળ સોદાગરને શરણે થઈને તેને ઘેર ગઇ, રાજમહાલય જેવા ઠાઠથી શણગારેલો ઓરડો હતો, જેમાં જુદી જુદી જાતના સિક્કા પાડવાનાં હથિયાર હતાં. કંઇ ઠંઇ ભુલાવો ખવાડે તેવાં વિચિત્ર ચિત્રો, અને ભપકાબેર કોચ ખુરશીઓ અને ટેબલ હતાં. ઘડીમાં વાણિયાનું ઘર જણાતું, ઘડીમાં સોનીનું ઘર જણાતું, તો ઘડીમાં ઉઠાઉગીરનો દેખાવ દેખાતો હતો. પણ ગંગાની બુદ્ધિજ અતી મંદ પડેલી હતી, એટલે વિચારની ગોળી, એ પોકલ માટીના ઢગલાની રચનાપર પણ અસર કરી શકતી ન હતી. તેણીને ત્યાંજ બેસાડીને સોદાગર અંદર ગયો. ગંગાનું મન કંઇક વિહ્વળ તો કંઇક શાન્ત હતું. વિહ્વળતા માત્ર

પરઘરમાં પ્રવેશ કરતાં પ્રાપ્ત થઇ હતી, પરંતું શાન્તતા, જલદીથી અવાસમાં નીકળી જવાના ત્વરિત વિચારપર સ્વાર થઇ હતી. માત્ર એ ચાર કલાકનું કામ હતું.

ચતુર ચતુરાની ચક્ષુ ચોગરદમ ફરતી હતી. શુક્રનો તારો કૃષ્ણ પક્ષના સાયંકાળ વખતે ચોતરફ ચળકાટ મારતો દેખાય, પણ આસપાસ પોતાને કહી મ્હાત કરનાર તેજસ્વી કલંકી ચંદ્રનું અજવાળું પ્રકાશ પાડી અંજાવી નાંખે, માટે ચકોર રહેતી હતી. થોડીવારે, સોદાગર એક સ્ત્રીને લઇને આવ્યો. તેણીની સાથે ઓળખાણ કરાવી, પ્રવેશ થએલી મધુરી સ્ત્રી તેણીના ભણી પ્રેમથી પણ શકની નજરે જોવા લાગી. શકનાં તીવ્ર ભ્રમરે ગંગાનાં ચક્ષુ તરફ કટાક્ષ છતાં નરમ પોલાદનાં હોવાથી, સ્વરંગમાં મિશ્ર થયાં—અને અગ્નિમાં સોનું નાખીને બાળી નાખવા કે ગાળી નાખવાના ઇરાદાથી જેમ કોઇપણ મનુષ્ય તપાવે, પણ તેમાં તે નિષ્ફળ થાય, તેમ તે તો તેને બદલે કુંદનરૂપ પકડતું ગયું—જ્યારે અન્યોન્ય સ્ત્રીઓ નમ્રતાથી વાત કરવા લાગી, ત્યારે સોદાગર ત્યાંથી બીજા કામની મિષે ઉઠી ગયો. માત્ર એ સુંદર સ્વભાવની લલનાએજ તેને ઉઠાડી મૂકયો. અને તે સ્ત્રી, ગંગાની કંઇક હકિકત જાણવાની ઇચ્છા બતાવવા લાગી—ગંગાની નમ્ર મુખમુદ્રાપરથી તેના વીખરાયલા વાળ, પણ વિવેકભર વળેલા હોવાથી, તથા તેની ચક્ષુ બાહોશ અને ચકોરના બતલાવવા છતાં સગુણ દર્શાવતી હતી ત પરથી, તેની મધુરી અને દુઃખી વાણીપરથી એ કોઇ ભલી અને કોમળ હૃદયની સ્ત્રીએ ગંગાને તેની હાલત વિષે પ્રશ્ન કર્યો—ગંગા રડી પડી—ઘડીભર ન બોલી. દયાજનક મૂર્તિ ગંગાની આવી અવદશા જોઇ પ્રતિજનને શી અસર થાય !

સામી સ્ત્રી, ગંગાની દયાજનક સ્થિતી સાંભળીને બોલી

'બ્હેન ? તું કુળવાન ગુણવાન અને જાતવાન છે. મ્હારો ધણી મુંબઇ માંહેની સોનેરી ટોળી માંહેનો એક છે. તે ખોટી નોટો પાડવાનો ધંધો કરે છે. જાતે સોની છે; પણ વાણીયાનો વેશ, માત્ર સોદાગરી ખાતર પહેરે છે. તે ઘણાંઓને ફસાવે છે, જો કે તારી પાસે કંઈ જર જેવી મત્તા નથી, પણ સ્વરૂપની એટલી મહદ્ મતા છે કે કદી તારી પવિત્રતાને ડંખ લાગે. માટે જો તું તારૂં ભલું ઇચ્છતી હોય, તો એ આવે, તેટલામાં તું અહીંથી ચાલી જા." દુઃખી ગંગા આ વૃતાંત સાંભળીને હૃદયમાં રડી. પણ હિમ્મતના બળે ઘાતકી શિકારીના પંજામાંથી છટકી જવાનો કાળ મળતાં એકદમ ત્યાંથી નીકળી ગઇ. લુચ્ચો સોદાગર તુરત આવ્યો. સ્ત્રીને બહુ મારી–ગંગા પાછળ દોડયો. અને એક કોસને અંતરે ગરીબ ગંગાને પકડી. ડુંગરાઓના બે ટેકરા વચ્ચે વહેતી નદીના કિનારા-પર થાકી ગયેલી ગંગા થાકથી બેઠી હતી. ત્યાં જઇ સોદાગરે, તેને બહુ ધમકી આપી. ગંગા સમયને સંભળવા લાગી. સમયને જોતાં પવિત્રતાપર બહુ નજર કરી. પોતાના ક્ષણિક દેહના સુખને ખાતર તેણી પ્રપંચ કરીને પાપીના હાથમાંથી છટકી જવાના વિચાર પર આવી. પ્રેમરૂપ પ્રપંચ કર્યા સિવાય, અજ્ઞાની તરવારથી દગારૂપે મારનાર અસુર ઘાયલ થાય, તેમ તેને લાગ્યું નહિ, તોપણ તેવી રીતે પ્રપંચ કરવાને તેના આત્માએ અત્યંત દુઃખ પેદા કર્યું. રડવું નકામું ગણ્યું. હિમ્મત, ધિરજ અને સમયને ધારણ કર્યો. સોદાગરનાં કડવાં અને ઝેરી શુકનો સાંભળ્યાં, પણ મુનીવૃત્તી ધારણ કરી- મુખમાંથી બોલવા માટે જીવ્હાને અટકાવી–કાને સાંભળવાના સોગન લીધા–નયને જોતા છતાં દૃષ્ટિમનન કરવાને હઠીલી થઇ. સોદાગરે નમ્ર અને કઠણ દરેક ઉપાયો યોજ્યા, પણ નિષ્ફળ થયો. બળાત્કાર કરવા ગયો, એટલે જીવનના જોખમે ગંગા ચંડાળ પુરૂષ

સામે લડવા ઉભી થઇ. દાનવોના ઘાતકી સંતાપથી મહાકાળી પોતાનાં લાલ અને રક્ત નેત્રોથી ક્રોધરૂપી અગ્ની પ્રવર્ત્તાવી અસુર દળને ઠાર કરવા તીર ફેંકે, તેમ ગંગાએ પથ્થરનો વર્ષાદ વરસાવ્યો. આ રમખાણ જારી હતું, તેવામાં બે ઘોડેસ્વાર, મારતે ઘોડે રસ્તા પરથી નદીના ઉંડાણમાં ઉતરતા દેખાયા, અને તેઓ જાણે ખાસ દ્રૌપદીની લૂટાતી લજ્જા જાળવવા પ્રભુએજ પ્રેરણા કરી હોય, તેમ ગંગા ભણી ઘોડાની લગામ ખેંચી દોડતા આવ્યા. ચંડાળની ચક્ષુનું તેજ તીવ્ર બાણધારી શુરવીરપર પડતાં, પોતેજ અંજાઇ ગયો, અને જીવ લઇને કોઇ છુપાવા લાયક જગ્યામાં સંતાઇ ગયો. બે સ્વારો ઘોડાપરથી ઉતરીને આ અબળાની વ્હાર કરે, તે પેહલાં ચંડાળ ન્હાસી ગયો, અને નિર્દોષ ગંગા બેશુદ્ધિને શરણે થઇ. ભૂમીને પોતાની રક્ષદાતા ગણીને પડી ગઇ. મુર્છામાંજ પોતાની શુદ્ધતા જોવા લાગી. આઠ દિવસની અપવાસી અસહ્ય દુઃખની અવિનાશી, આવા સમયમાં કેમ બેશુદ્ધ ન થાય! શુરવીર તો થઇ, પણ મદદ મળતાં નિર્બળ બની. ગાડી જોઇને પગ થાકયા. સ્વારોની નજર ગંગાપર પડતાંજ એક વૃદ્ધ ડોસો ઉતરીને ગંગાની પાસે ગયો, અને ચોધાર આંસુએ રડવા લાગ્યો. ભલા સિપાઇઓએ તેને ધિરજ આપી. ગંગાના ભાગ્યનો ઉદય થયો; ગરીબનાં નશીબ ગરીબજ; અભાગીનો પડીયોજ કાણો -

"પણ સાહેબ! આપ શોતે કયું હો! યહ ઓરત કોન હય!" સિપાઇએ પુછ્યું.

"આ કમનસીબ લડકી મેરા ભાઇકી બેટીકી બેટી હય." વૃદ્ધ નાગરે ઉર્દુ ભાષામાંજ કહ્યું.

"વો, ઇધર કહાંસે! બ્હોત હયરાન હો ગઇ હો અયસી દીખાતી હય"

" હાં-ઉસકા આવીંદ કીધર ચલા ગયા હય, ઔર ઇજત બચાનેકે વાસ્તે કહાંભી નીકલ જાનેકે ઇરાદેસે વો આઇ હોગી. આહા ! કયસી હાલત ! કયસી લડકી ? અશરાફ ઔરતભી કયા રંજ સહતી હય ? અભી ભાવલપુર લે જાનાં ચાહિએ. ઇસીકો ઉઠાના ચાહિયે " એટલો ખુલાસો કરીને વૃદ્ધ નાગર ( ગંગાની માતાનો કાકો ) તેણીને ઉઠાડવા લાગ્યો. ઘણીવારે ગંગા શુદ્ધિમાં આવી. ગભરાયલી અને અકળાયલી છતાં, છંછેડાયલી અને વિકરાળ છતાં, ધીરજવંત, અને હિમતવંત નારીએ ચોતરફ જોયું. તુરત તેની નજર વૃદ્ધ કાકાપર પડી. " કોણ કાકા ! મારા રક્ષ દાતા ! તમે કયાંથી ? હાય!" દયાર્દ્ર ચિત્તે કાકાના ખોળાપર ગંગા પડી ગઇ, ચોધાર આંસુડાં પાડવા લાગી. હૃદયના પરિતાપથી દુ:ખની અનાવૃષ્ટિ પ્રાપ્ત થઇ. અંતરરૂપ આકાશમાં થતા ધડાકાના અથડાવાથી વિજળીની ચમક પ્રસરી. અને ફરીને મુર્છિત થયા પછી જે અનાવૃષ્ટિનું પાણી વહેવા માંડયું, તે પળમાંજ સંપુર્ણ થઇ રહ્યું. તુરત મન વેગનો વાયુ નરમ પડયો. અને શાન્તિરૂપી સૂર્યે-અંધકારનો નાશ કરી દીધો. વૃદ્ધ ડોસાએ ગંગાનું શાંત્વન કરી, સમજાવીને ભાવલપુર લઇ જવા માંડી. ગંગાને હકિકત પુછવાનું મુલ્તવી રાખ્યું. ગંગા ત્યાં જવાને હઠીલી થાય, પણ કયા આધારે ? શરમાળ પૂતળી શરમાણી. કાકાએ તેની શરમાળ આંખમાં વિવેકનું અંજન આંજીને શીતળ કરી. દારૂણ દુ:ખમાં પડેલી અનાથ સુંદરીના પરિતાપને શાન્તીરૂપી જળથી ઠંડો કર્યો, અને પોતે પોતાનું ધારેલું કામ પડતું મુકી ભાવલપુર તરફ ચાલ્યા.



# પ્રકરણ ૭ મું



## પ્રેમનું પંજરણ.

तनुत्वमनुविन्दतोर्बहुविधां व्यथां विन्दतोरशक्य-
विनिवेदना विरहवेदना वर्धते ॥

ગંગા, એક માર્ગે ગઇ, નવલશંકર અને પ્રભા નદિમાં તણાયાં, ગંગાનાં નિર્દોષ બાળકો ભિન્ન માર્ગે સિંધુને આશ્રયે ગયાં. શુકલ કુટુંબના રોશન ચેરાગ કિશોર પોતાની ચંડાળતાનું પ્રબળ ચલાવી સુખ માનવા લાગ્યો, તે વેળા પેલો રસિક, ડૉરલીના પ્રેમપાસમાં સપડાયો. એ અંગ્રેજ કુમારિકાએ તેને મદારીનો વાંદરો કરી લીધો. રાત્રી દિવસનો લાંબો વખત ડૉરલી સંગે રહેવા લાગ્યો, સંજોગ એવો બન્યો, કે ડૉરલી, રસિકની મહોબતમાં પડી, તેથી પોતાનાં માતપીતા કને લગન સંબંધી વાત કરવાની ઇચ્છા તેણીએ રાખી નહિ, તેવામાં લેડી હેનરીનું અકાળ મરણ થયું. તેને એક માસ વીત્યા બાદ મી. હેનરીનું પોતાની ઓફીસના વડાના તારના સંદેશાથી ખાનગી કામ અર્થે માત્ર થોડા દીનની મુદત માટે વિલાયત જવું પડયું. હિંદવાસી અંગ્રેજ, ડૉરલીને મુકીને જલદી વિલાયત ગયો. આ સમયે રસિક અને ડૉરલીને વધુ પ્રીતી જામી.

ડૉરલી નિર્ભય થઇ; રસિક સ્વતંત્ર થયો; અને પ્રેમજાળ પરતંત્ર થઇ એક દિવસ તો ડૉરલીએ, રસિકને પોતાને બંગલે તેડાવ્યો; અને જાહેર મીજબાની આપી ! જેમાં પોતાની સહિયરોને પણ બોલાવી. અને રસિક સાથે માત્ર ટી પાર્ટીની મોજ ચાખી છુટાં પડયાં. આટલી પ્રીત પછી આ યુવાન જોડાંનું મન ચળિત થયું. રસિક, હજી ભયને લીધે વધુ છુટ લઇ શકયો નહિ, માત્ર એક સમયે અકસ્માત સંજોગે દ્રષ્ટિપટલમાં ડૉરલીનું ચુંબન કરી લીધું હતું. જો કે તે વેળા હદને

નિયમ બહાર છોડી નહિ, પણ હવે લગ્ન–આશાએ સમયે અને નિર્ભયપણે એ હદ છુટી.

બીજે દિવસ ડૉરલી હૉસ્પિટલમાં ગઇ, કેમકે આગલી જીંદગી ગુજારવી તેને બહુ કઠિણ થઇ પડી હતી. એકલી યુવાન, અને પ્રેમમાં પડેલી સ્ત્રી પોતાના વિચારો અને મન્મથ જાળવવાને બિલકુલ અશક્ત બની હતી. તેમાં વળી સ્વતંત્ર યુવાન કુમારિકાને તો અલબત બહુ ભારે થઇ પડે, એ નિ:સંશય હતું. રસિક સાથે શી વાત કરવી ? અથવા રસિકને કઇ ભાષાથી લલચાવવો ? એ ગોઠવવાનું હતું. પણ તે હૉસ્પિટલમાં કહેવાતું ન હતું. તેણીએ પ્રેમભાવથી એટલું આમંત્રણ કર્યું હતું કે "રાત્રીએ નિપીયન સી રોડપર ફરવા જવાનું છે, માટે નવ વાગે જરૂર આવવું" રસિકે તે વેળા કબુલાત આપી, એટલે ડૉરલી તો ચાલી ગઇ; પણ પાછળથી રસિકનું મન સહેજ સંકોચાયું. પરન્તુ એક સુંદર પરીની મોહિની એવી સુધામય લાગી, કે યુવાન રસિકે, લજ્જાનો, મર્યાદાનો કે વિવેકનો કંઈપણ ખ્યાલ કર્યો નહિ.

ડૉરલી, નિમેલા ટાઇમે બરોબર તૈયાર થઇ રહી; અને ગાડી જોડાવી તૈયાર રખાવી. તેવામાં ખુદ અંગ્રેજના પોષાકમાં રસિક આવી લાગ્યો. અને તુરત બન્ને સ્વાર થઇ, નીપીયન સી રોડ તરફ ગાડી હાંકવાનો હુકમ ગાડીવાનને આપ્યો. ગાડીવાન ગુજરાતી ભાષા સમજતો ન હતો, માટે હવે બન્ને જણે ગુજરાતીમાંજ બોલવું શરૂ કર્યું હતું. ગાડી ચાલતાંજ રસિકે કહ્યું.

"પ્રિય ડૉરલી? મને તું લઇ જાય છે, પણ કદી અપવાદ તો નહિ આવે ?

"કંઇજ નહિ, વ્હાલા ડૉકટર ? ચિન્તા ન કરો. હવે અપવાદ જેવું છેજ નહિ. તમારૂં અને મારૂં જીગર એક થયા પછી હવે અપવાદ હોયજ નહિ."

"તમે મને એક ઘેલો બનાવી દીધો છે. તમે મને જાદુ કર્યું છે. તમારી મુખમુદ્રાએ તથા તમારી મધુરી વાણીએ અથવા તો તમારાં આ મધુર નેત્રોએ મને પરવશ કર્યો છે!"

"અને તમારી વિવેક રીતિએ તો મારી ગરદન નમાવી છે, અત્રે એક અંગ્રેજ બાળા, દેશીને અમે જોતાંજ કંટાળીએ છીએ, તેણીએ તમને સ્વિકાર્યા છે.

"પ્યારી? હું ઇચ્છું છું કે તમારો પ્રેમ મારી તરફ સદા નિર્મળ અને દ્રઢ રહે!"

"અને હું પણ માનું છું, કે તમે તેવાજ એક વચની રહેશો"

"હું ભાગ્યવંત કે તમારા જેવી ખુબસુરત અને કેસરીકટી વાળી નાજુક સ્ત્રીના પ્રેમનો ભોગી થયો" રસિકે, ડૉરથીનો નાજુક કર સ્નેહથી દાબ્યો.

"અને હું પણ તમારા જેવા લાયક નરની પ્રેમી બનવાને ભાગ્યશાળી નીવડી" ડૉરથીએ રસિકનો કર દાબીને કહ્યું.

આ સ્નેહની સીમા આવતાં દરિયાની સપાટી અને ફરવાની જગ્યા આવી. ડૉરથીએ ગાડી ઉભી રખાવી, અને બન્ને જણ ઉતરી એક બીજાના કરમાં કર મેળવી હાસ્યવિનોદ કરતાં સમુદ્ર કિનારે ફરવા ચાલ્યાં. રસ્તે ચાલતાં ડૉરથી બોલી.

"હજી તમારૂં અંતઃકર્ણ શુદ્ધ કેમ નથી?"

"શા પરથી તમે માનો છો?"

"તમારો પ્રેમભાવ એવો નથી દિસતો કે મુજ સરખી એક યૌવના નાર તરફ તમારી હૃદય જ્યોત્સના પ્રગટી નીકળી હોય!

---

આ વિનોદમાં મધ્ય રાત્રી વીતી ગઇ. બન્ને ગાડીમાં બેઠાં, અને રસિક પોતાને સ્થળે જવા ઉતરી પડ્યો. ડૉરલીના અંતઃકર્ણમાં રસિકને આ રાત્રી પોતાની પાસે રાખવાની ઇચ્છા ઉત્પન્ન થયેલી છતાં કંઇજ બોલી શકી નહિ. ડૉરલી નિરાશ મોઢે બંગલામાં આવી, પણ આજની રાત્રી તો તેને બીલકુલ દુઃખદાયી થઇ પડી.

ડૉરલીનો મનોવેધક પ્રેમી રસિક, પોતાની કનેથી દૂર થએલો જોવાને એ નવયૌવન ગોરી બાળા જોઇ શકતી ન હતી. એટલે હવે પછી ગમે તેટલાં જોખમ માથે ખેડીને પણ પોતે વરવું અને રસિકનું વચન લઇ પોતાની સાથે જન્મ સંબંધ બાંધવાના સબબે નિર્દોષને પતિ કરવો. આવા સાહસિક વિચારથી રાત્રીએ કરેલા મનસ્વી વિતંડવાદ પ્રભાતે રસિકને જણાવવા માટે સવિનય તરંગ ચલાવવા માંડી.

રસિકે, બીજી તરફ આ અંગ્રેજ બાળાની સાથે જન્મ ગાળવાને નાકબુલ થવાની ઇચ્છા રાખીજ નહિ, “પોતાની જ્ઞાતિમાં યોગ્ય કન્યા નથી. તેમ વળી તેવી સુધરેલી સ્ત્રી મળવી પણ મુશ્કેલ છે ઇશ્વર કને જ્ઞાતિ ભેદ નથી. નિર્દોષ અને પવિત્ર પ્રેમને કલંક નથી મી. હેનરીની ઇચ્છા હશે, તો ડૉરલીનો અનાદર કરવાની મનોવેધક મુર્ખતા ન કરવી. ડૉરલીના જેવી દયાળુ, અને શાણી અને પ્રેમાળ-પુતળી મારા ભાગ્યમાં! મનોહર, હૃદયગામિની, સરોજની, અને વિલક્ષણ સ્વરૂપા સ્રીનો હું પતિ! જ્ઞાતી ગમે તે બોલે, લોક ગમે તે કહે! મારાં ભવિષ્ય સુખને સુધારવાને માત્ર હું એકલોજ સત્તાધિશ છું. અવિવેક ક્યારે કે હું કોઇ નિર્દોષ કન્યાપર બળાત્કાર કરી જુલમ ગુજારીને જે અઘટીત પગલું ભરૂં તો અપવાદ. જીંદગી સુખમાં ગાળવા ઇશ્વરના નિયમીત નિયમને બાઝીને હું મારૂં ભવિષ્ય સુધારૂં, તેમાં પરવશપણું? મને તો અલબત અભિમાન થવું જોઇએ,

કે એક દેશીને ધિઃકારનાર અંગ્રેજ, તેજ અંગ્રેજ બાળાએ મને પ્રેમભાવથી પસંદ કર્યો. અહાહા! ડૉરલીની મોહિની, તેનો નમણો ચેહેરો, તેનું ગૌરવદન, તેની મધુરી વાણી અને પતિ રિઝાવવાની કેળવાયલી ચેષ્ટાએ કોણ મોહિત થયા વિના રહે? મડમો તો ગોરીજ હોય છે, પણ ડૉરલીનું ગૌરવદન હૃદય માત્ર સફેદ ચૂનો લગાડીને ટાપટીપ કરવા જેવું નથી. લંબગોળ મુખડું અને કંઇક પીળી તો કંઇક ગુલાબી રંગની છાંટ કુદરતેજ મોંપર પાથરી છે. વળી તેના વાળ એટલા લાંબા, સુંવાળા ને ચળકતા છે કે કેટલીક ટાપટીપવાળી મડમોના ગરદનપર વળી રહેલા અંબોડામાં કૃત્રિમ વાળોનો ગુચ્છો દાબી ઉપર જાળી મુકવાની સુંદર ડૉરલીને જરૂર પડતીજ નથી. તેનો સાદો પોશાક પણ તેનાં મનહર મુખડાંને શોભાવે છે. આવી એક અંગ્રેજ બાળા વિનાપ્રયાસે પ્રેમ અર્પે, ત્યારે એથી વિશેષ દુનિયાનું સુખ શું હશે? અંગ્રેજ કન્યાના પતિ, એટલે વગવાળાતો ખરાજ, પછી દેશી રાજ્યોમાં અમલની શી ખામી!"

"હા. મી. હેનરીની અનેચ્છા હોય, તો અંગ્રેજો મને અને ડૉરલીને ધિઃકારે, પણ અફસોસ! તેમ હોય તોએ હવે ડૉરલીને કેમ છોડાય! વારૂ, આજે ડૉરલીને મળીશ, અને એ વાતનો નિર્ણય કરીશ" આ અરસપરસના તરંગના પ્રભાવેજ તેઓ બન્નેને જોતાં રહ્યાં. ડૉરલી આકર્ષણશક્તિવડે ત્વરિત રસિકને મળવા આવી પહોંચી. હોસ્પિટલના પ્રાઇવેટ રૂમમાં ડૉરલી જઇ બેસતાં તુરતજ રસિકે તેની મીઠીનજરને સંતોષ આપવા આવી ચડયો. હવે સેકહેન્ડની સાથે ડૉરલીને ભેટવાનો લ્હાવો લેવાને રસિક અચકાયો નહિ, તેમ ડૉરલી, પોતાની પ્રેમી ઉર્મી દાબી શકી નહિ, બન્ને બેઠાં. રસિકે, કરેલા હુકમ પ્રમાણે સિપાઇએ, રોઝબરી ને આઇસનો ગ્લાસ લાવી

ટેબલપર મુકયો, બન્ને જણાએ પીધો. ડૉરલીને રોઝબરી પસંદ હતો. એટલે રસિક, તેનીજ પરોણાગત કરતો હતો. પીતાં પીતાં ડૉરલી બોલી.

"ડીયર ડૉકટર! શું આપણી જીંદગી આમ મનના સંકલ્પ સુખમાંજ જશે?"

"ના, હું એ વિષે પુછવાનો હતો, પણ તમો સ્વતંત્ર પ્રેમ અર્પનારાં છો, એટલે હું પુછું, તેનો શો પ્રત્યુત્તર મળશે, એ સંકોચમાં હતો. હવે તમારા પુછવાથી કહેવાને હું છુટ લઉ છું. કહો, આપણા પ્રેમનો અંત એ બીજો સવાલ, પણ પ્રેમની શરૂઆતનું શું ફળ?"

"સારૂંજ, તમારો શો વિચાર?"

"હું દેશી છું, એ વાત ધ્યાનમાં રાખવાની છે. મારી સાથે જીંદગી મેળવતાં પહેલાં તમારા અંગ્રેજ કુટુંબોની લાગણી જોવી. મ્હારા પીતાની સલ્લાહ લ્હેવી. અને આપણે સુખ મેળવવા જતાં દુ:ખ ઉપજે તે ન કરવું. બંગાળમાં એક આવો બનાવ બન્યો છે, જે માટે પેલી અંગ્રેજ છોડીને અને તેના પતિને અંગ્રેજો સુખે રહેવા દેતાજ નથી. જ્યાં જાયછે, ત્યાં તેના તિરસ્કાર છે!"

"આપણે માટે તેમ ન થશે, અને કદી અંગ્રેજો તિરસ્કારશે, તો આપણે તેવાઓને એવો સમયજ નહિ આપશું. અલબત મારા પિતાની સંમતિ લઇશું."

"ધારો કે કદી ના પાડી તો! તમારા પિતા સુધરેલા મગજના છે. ફાંટાબાજ નથી, તોપણ એવા રીઝલ્ટપર આવ્યા તો!"

"તો શુદ્ધ માર્ગ એજ કે છેવટનો દરિઓ તો છે!"

"માત્ર મારેજ ખાતર-બાનુ? મારી અરજ કબુલ કરશો?

"શી અરજ?"

"હું ઇચ્છું છું કે તમે કોઇ અંગ્રેજ પ્રેમ પોષિણી થાઓ. હું ખુશી થઇશ. હજી આપણા વચ્ચે અપવિત્રતા ભરેલું એક પગલું ભરાયું નથી."

"રખે, હવે તમે પેલા ચંડાળ સ્કોટની પેઠે ફસાવો?" ડૉરલીએ કરમાતે મુખડે કહ્યું.

"ના–તેમ કરવા હું ખુશી નથી. પ્રિય ડૉરલી? તારે માટેજ હવે આ પ્રાણ છે."

"તો ગમે તે વિઘ્ન આવે, પણ એકત્ર થવું. ચાલો, આપણે તમારા રિવાજ પ્રમાણે ગાંધર્વ લગ્ન કરિએ?

"સાહસિક ન થવું. તમારા પિતા ક્યારે આવનાર છે વારૂ?"

"ચાલુ અઠવાડીયાંની સ્ટીમરમાં આવી પહોચશે, પણ તે પહેલાં આપણે તો દૃઢ થવું જોઇએ કે ની?"

"ડૉરલી? હું વચનથી બંધાઉંછું, કે તારા પિતાની સંમતિ મળતાં ઘડીપણ વાર નહિ લગાડું."

"ત્યારે તમે પરતંત્રતામાં છો ની?" ડારલી નીચું જોઇ વિશ્વાસ નાખી બોલી.

"ચિન્તા નકર. પિતા હિનરીના કહેશે તો તારી સ્વતંત્રતાપર મુલ્તવી. બસ!"

ડૉરલી નીચુંજ જોઇ રહી! રસિક તેણીનો એક હાથ પકડી, પોતાનો બીજો હાથ તેણીના ખભાપર મુકતાં સિપાઇએ તાર આવ્યાની ખબર આપી. રસિક, ઉઠીને તાર લઇ આવ્યો, અને તુરત ડૉરલીના હાથમાં આપ્યો. ડૉરલીની મનોવાચ્છનાનો વદ્ધ કરનાર હોવાથી આ તારનો સંદેશો ન કહેવાને હઠ લઇ, તાર તિરસ્કારથી રસિક ગમ નાખી પોતે અનાધાર રસિક તરફ ગરદન નાખી પડી. રસિકે શાન્તવન કર્યું

"પ્રિય ડૉરલી? શું છે! શાન્ત થા." ડૉરલીનું માથું પોતાના

ખોળાપર મુકી તાર વાંચવા લાગ્યો. ડૉરલી ઉઠીને આકળાપણામાં બોલી " શું ચાલીજ જવું છે ? " રસિકે તાર વાંચી કહ્યું.—

" દરબારનો ટેલીગરામ છે; એટલે નહિ જવાશ, તોપણ પિડા. જો પ્યારી ? મને રજા આપ તો હું માત્ર એકજ અઠવાડિયું જઇ આવું. તેટલામાં તારા પિતા પણ આવશે "

" લાચાર–એક રાત્રી પણ વિનોદમાં ન ગઇ, એટલે શરૂઆતજ વિઘ્નભર્યું છે. "

" ઇશ્વર સમય આપશે, હું જલદી આવીશ. "

" ત્યારે પત્ર લખશો કે ? " સજળ નેત્રે ડૉરલી નીચું જોઇ બોલી.

" હા, મારાં જીગર, હું કેમ ન લખીશ ? " રસિકે, તેણીને સહર્ષે નિહાળી, તેના મોતીસમ આંસુડાં પોતાના સુગંધીમય રૂમાલથી લુંછયાં. ડૉરલી હુંશિયાર થઇ. તેવામાં સિપાઇએ ખબર આપી કે " કોઇ દાઝી ગએલો શખ્સ હૉસ્પિટલની મદદે આવ્યો છે. " રસિક ઉઠયો. ડૉરલી કને રજા માગી. ડૉરલી નિરાશ થઇ. રસિકે રજા લીધી; પણ રાત્રીની મેલ ટ્રેનમાં જવા અગાઉ મળવાને ડૉરલીએ વચન લીધું. બન્ને છુટાં પડયાં. પણ તેનો વિયોગ, ચંદ્ર, ચકોર પ્રમાણે અતી દુ:ખી જણાયો.

अहो साहजिकं प्रेम दूरादपि विराजते ।
चकोरनयनद्वन्द्वमाल्हादयति चन्द्रमाः ॥

ડૉરલીની નિરાશીનો પાર રહ્યો નહિ. તેનું હૃદય રડવા લાગ્યું. એક તરફ મન્મથનો જુલમ, અને બીજી તરફ આશાના ઝરાનું ફુટવું, એથી અંગ્રેજ બાળા દુ:ખી થઇ પડી. " જગતમાં ડૉરલીને માટે પ્રભુએ સુખ સૃજયુંજ નથી ? " આ શબ્દનો પ્રતિધ્વની એ કન્યાના કાનમાં પડવા લાગ્યો. ઘેર જઇ અનંચ્છિત ખાણું લીધું,

ને તુરત પોઢી ગઈ. નિરાસાની નિદ્રામાં અનેક સ્વપ્ન જોયાં. સાંજ પડી. પ્રિય ડૉરલીએ રસિકને બોલાવ્યો. રસિકે જવાની તૈયારી કરી. જમીને આવ્યો. ડૉરલીએ અર્ધ પ્રેમ સ્વરૂપે આવકારથી બેસાડયો. "ડૉરલી ? તું ખાત્રી દુઃખી થાય છે. જેટલું સહ્યું તેટલું તેં નહિંજ કેની ? " રસિક બેસતાંજ બોલ્યો, "હવે મારૂં અંત્તઃકર્ણ દુઃખાય છે, રસિક ? આજે મેં તારે માટે આ ધારણા ધારી ન હતી, કે તું મને એકદમ નિરાશ કરશે. હું માગું છું, કે તું એકદીન રહી જા, પ્યારા ! " ડૉરલી કાલાવાલા કરીને કહેવા લાગી.

"તેમાં શું ફાયદો ? તેનું ફળ યોગ્ય ન આવે, જ્યાં સુધી પરણોત્તરની ગાંઠ બંધાણી ન હોય, ત્યાં સુધી પવિત્ર પ્યારને અપવિત્ર કરવાનું અઘટિત પગલું ભરવું હું ઉત્તમ માનતો નથી " ડૉરલી શરમાણી. યુવાન રસિક, એક બુદ્ધિવાન મનુષ્યની પંક્તિપર બેઠેલો જોઇ ડૉરલી કંઇ જુદાજ ખ્યાલપર ચડી. મનની વાતને મારી નાખી. ઠીક, ત્યારે વહેલા આવજો. પત્ર લખજો. " આ છેલ્લા શબ્દથી તુરતજ બન્નેને છુટું પડવું પડયું. ડૉરલીએ હવે છેલ્લોજ માર્ગ શોધ્યો. તેની પ્રેમી લગામ તેના હાથમાં રહી નહિ, રસિક ટ્રેનમાં બેઠો હશે, ત્યાંજ ડૉરલીને મુર્છા થયો. યુવાન બાળા આબરી પડી. ને ભાવલપુર તરફ જવા ડાકટર રસિક, મેલ ટ્રેનમાં સ્વાર થયો.

---

## પ્રકરણ ૮ મું.

### ગર્ભિત પ્રેમ.

મુંબઇથી રાતના નવ વાગાની ઉપડેલી મેલટ્રેનમાં એક સેકન્ડ કલાસનો પેસેન્જર, ભાવલપુર જવાને ઉપડયો હતો. જ્યારે રાજનગરથી એક સુંદર લલના પણ ભાવલપુર જવા ઉપડી હતી, આ

બન્નેની ટ્રેન સાંજના પાંચ વાગે ધવલપુર સ્ટેશને આવી પહોંચતી હતી. જો કે ભાવલપુર જવાની ગાડી તેજ વખતે મળી શકતી હતી. પણ મુંબઇના પ્રવાસીને એક દિવસનો થાક લાગવાથી બીજી ગાડી મળે ત્યાં સુધી રાત વાસો કરવાનું ધવલપુરમાંજ હતું, તેથી તે પ્રવાસીએ ત્યાંજ રહેવું ઉત્તમ વિચાર્યું હતું. વળી ભાવલપુર રાજ્યમાં તે માનીતો ડૉકટર હોવાથી, સરકારી ધર્મશાળામાં માનપૂર્વક ઉતારો લઇ રહ્યો હતો. તેજ વેળા એક સ્વરૂપા સુંદરી, નોકર સાથે ધર્મશાળામાં ઉતરવા આવી હતી. અને તેને પણ પેલા ડૉકટરની જોડની ઓરડીમાંજ ઉતારો મળ્યો હતો. જો કે એ સુંદરી સ્વરૂપા હોવા છતાં તેના મુખપર ગ્લાની દીસતી હતી, એટલે ચંદ્રની પેઠે કાળું ચિન્હ સોહામણું લાગતું હતું, તોપણ તે હ્રદયહુર્મીનથી કોઇની વાટ જોતી હોય, એમ જણાતું હતું. અને એ વાત ખરી હતી. કેમકે તેનો વડો ભાઇ એક સ્ટેશને ટ્રેન ચુકી ગયો હતો. તેથી તારના સમાચારે આ કુમારિકાને આ ધર્મશાળામાં રાતવાસો રહેવાની ફરજ પડી હતી.

સર્વે થાકેલાં હતાં. ગરમ પાણી ધર્મશાળામાં તૈયાર હતું. પ્રથમ ડૉકટર, ને પાછળથી સુંદરી બન્ને ન્હાયા. જોકે બન્ને પ્રવાસી એકજ જાતનાં હતાં, તોપણ તે એક બીજાને ઓળખતાં ન હતાં, નાગરજાતનાં હોવાથી ચકોર હતાં, એટલે બન્નેની ચક્ષુચંદ્ર ચકોરી સમાન પ્રેમનજરથી યા મોદદૃષ્ટિથી હરખુની માફક ચળકી રહ્યાં હતાં. અલબત પુરૂષ કરતાં સ્ત્રી વધુ મોહિની પેદા કરે છે; એ પ્રમાણે આ ધર્મશાળાનાં દરેક માણસોનાં ચિત્ત એ સુંદરીએ હરી લીધાં હતાં. અને ખરેખર હરી લહે તેમાં નવાઇ ન હતી. જાતે બાર વરસની ઉધરતી મુગ્ધ કન્યા હતી. સ્વરૂપ તો નાગરોમાંજ રહેલું છે. એટલે મુગલ કાન્તિના નમુના સમાન આ બાળા સ્વરૂપા હતી. એ

સાથે વળી કેળવણીનો સ્ફુરતો અંકુર તેની ચક્ષુ, ભ્રમર અને ભાલમાં ચળકી રહેલો હતો. કોમળ વદનપર સુધરેલી બાળાએ જીર્ણવસ્ત્ર આચ્છાદન કર્યું હતું, અને મર્યાદારૂપ યૌવન ચેષ્ટામાં લચી રહી હતી; એટલે સુંગંધીમય વાડીમાં ફુલોથી ભરપુર ભરેલી વેલી દરેક જનોને પોતાની સુગંધીના મલકાટમાં મોહ પમાડતી હતી. એ મોહ ઉપરાંત થાક, અને શ્રમને લીધે માથાના વાળો તરતના ધોયેલા હોવાથી પાણીની સાથે થોડો વખત રહેલો પ્રેમ વિછુટો કરવા વાળને ભૂમીપ્રતિ લટકાવી રાખ્યા હતા. ગંડસ્થળ સુધીના નિર્મળવાળ અને મલમલનું અંગઆચ્છાદન, એક ઉઘરતી બાળાની કાન્તિને એવું દેદિપ્યમાન કરતું હતું. કે પ્રવાસી ડૉક્ટરની દૃષ્ટિમાં તો ખરેખર એક રંભા નહિ, પણ વિશ્વામિત્રની મોહિની મેનકા સમાન લાગતી હતી, અને વધુ આદર્શભાવ થવાનું કારણ મુખમુદ્રા સાથે રુળેલા કેશ હતા, કે જે શોભા અવર્ણનીય હતી. રાત્રીપડી. સર્વે જમ્યાં—અને સુવાની જગ્યાએ પોતાને દરેકને માટે બિછાનાં પણ પડી ગયાં. દરેક પોત પોતાની જગ્યા સંભાળીને સુવા ગયાં. ડૉક્ટર, જોઈ જોઇને સ્મરણ કરવા લાગ્યો. જાણે તેની છબી અંતરમાં વસી રહીજ હોય, જાણે તે પોતાની પ્રિય સંબંધિની હોય તેમ, તે વખતો વખત ટીકયા કરતો હતો, પણ સ્મરણ થતું ન હતું. ડૉક્ટર તેને દુર થયેલી જોવા ચાહતો ન હતો, અને જ્યારે નિર્દોષ પ્રેમ આકર્ષણ-શકિત ધરાવતો હતો. તો પછી ડૉક્ટરને એ રમા આખો રાત્રીનો વખત મુખમુદ્રાનો લાભ આપી શકે, એવી ગોઠવણ કુદરતેજ જાણે કરી મુકી હતી. અર્થાત્ બન્નેના સુવાના ઓરડાની વચ્ચે જે ભીંત હતી, તેમાં લોખંડના સળીયાની એક ન્હાની પણ યોગ્ય બારી હતી

---

મુગ્ધ કન્યા, સુવા ગઇ. ઓરડાના દરવાજા બંધ કર્યા પછી કંઇક પુસ્તક વાંચવા બેઠી. આ સમયે એના શરીરની વિવેક સ્થિથી જળવાઈ હતીજ નહિ, અંગપર મખમલનું અને તેપણ અર્ધા વસ્ત્ર ઢંકાયલું હતું. પથારીપર લાંબા અને ગુંઠણભર પગ પડયા હતા; પરંતુ વસ્ત્ર ગમે તે રીતે તેની સાથે ગેલ કરતું હતું. એક હાથ માથાને ટેકાવ્યો હતો, જ્યારે બીજો હાથ પુસ્તકનાં પૃષ્ટો, આગળ ચલાવવામાં રોકાયો હતો. મધુરા, સુંદર અને સ્વચ્છ વાળ, પથારીપર પથરાઇ રહેલા હતા, કે જે વાળ પોતાના ચળકાટને દીવાની જ્યોતથી મોહિની પેદા કરતા હતા; જાણે દીવો તેનાં અંગને જોઇને લાજતો હોય, યા મર્યાદા છાંડી તેના અંગપર ધસવા જતો હોય, એમ દીસતો હતો. તેને એવી ફરજ પાડનાર વાયુ હતો, કેમકે વાયુ પોતાનું પ્રાબલ્ય વધારીને એટલો મસ્ત બન્યો હતો, કે એ મુગ્ધાના આખા અંગનો મધુર સ્વાદ, અને સુંદર સ્વેદનું પરિલંઘન કરવાનો ચુકતો ન હતો.

આવી સ્થિતીમાં જ્યારે ડૉકટરે આ કુમરિકાને જાણે ખુલખુલ મનહર ફુલપર તલપતો હોય, એમ અનુકંપતો એક દૃષ્ટે જોતો હતો, અને તેની લાવણ્યતા, પ્રાગલ્ભ્યતા, અને સુંદરતાના તીવ્ર બાણથી વિંધાઇને જખમની દવા માગતો હતો. ત્યારે જખમ કારી થતો હતો, તોપણ વિશેષ વેદવાથી પીડિત છતાં ઔષધ મેળવવાને અધીરો થતો ન હતો. કેમકે ઔષધ સ્મરણમાં છતાં વિસ્મૃત થયું હતું, ને તે યાદ કરવાને ધીર ધારી બેઠો હતો. પણ તેથી તો તે વધુ જખમી થતો હતો.

“એ મુગ્ધા કોણ હશે? શું તે મારા મનમાં એકાએક વસી રહેલી છે, તેમ તેના મનમાં હું વસ્યો હઇશ? આહા! આ રત્ન કોના ભાગ્યે હશે!” આ જીહ્વા માર્ગે આ શબ્દો નીકળ્યા!

રસિકે બહુ ઉપાયો કર્યા પણ જીંહાજ બંધ થઇ ગઇ, ત્યારે અન્યોન્ય પ્રેમીની એકાએક દૃષ્ટિ મળી ગઇ, અને શરમાઇને નીચે જોવા લાગ્યાં. ફરીને જરાવારે ચેષ્ટારૂપ જોયું, આડી નજરે જોયું, પ્રેમી નજરે જોયું, અને છેવટ જોયું; પણ કુમારિકા ડગી નહિ, અલબત તેણીને પણ પ્રેમ શરે છેદી. હૃદયને વિકસાવ્યું. ચંદ્રના તેજથી કુમુદિની ખીલી, પણ મર્યાદામાં રહી. બીજો ઉપાય ન હતો. જ્યારે ડૉકટરને જોયો, પછી તેના હૃદયજળની વલણ તે તરફ ઢળી હતી, ડાકટરના હૃદયમાં મુગ્ધા—તો મુગ્ધાના મનમાં ડૉકટર રમેલ હતો. પણ કોયલને એવી ખબર ન હતી, કે જાળી વાટે તેનાં દર્શન થાય. તેણીએ તો પોતાના મનને શાન્ત કરવાને માત્ર એકજ ઉપાય યોજયો હતો, અને તે ઉપાય મોટા સ્વરથી કંઇક અન્યોકિત કરીને પેલા જુવાન પુરૂષને પોતાના સ્નેહનું સુચન કરવું હતું. પણ પ્રેમ તો પાતાળને પણ ફાડે છે, તેમ બન્ને જણ હવે બંધનથી તો મુકત થઇ દર્શનનાં ભાગ્યવંત થયાં.

"શું આ તરૂણ પરણેલો ન હશે? શું નાગર જાતનો કેળવાયલો પુરૂષ મને વાક્ પ્રસંગ આપશે? પ્રસંગ મળતાં તો ખાનગી મળશે? આ મોહિની, મુગ્ધાને પેદા થઇ હતી; અને તે પ્રગટ કરવાને આજની સાંપ્રતકાળની કેળવણી પામેલી કન્યા ચુપ રહી ન હતી. જોકે તેની સન્મુખ બોલવાને હિમ્મત ચાલતી ન હતી. પણ આખરે ડૉકટરેજ તેણીને મર્યાદાનું બંધન તોડી પુછયું. "થાકેલાં છતાં તમારો અભ્યાસ છોડયા વિના કેમ પરિશ્રમ વેઠો છો?" શરમાળ કન્યા પ્રત્યુત્તર આપી શકી નહિ, થોડીવારે ફરી કહ્યું "કુમારી? તમો કયાં જવા ઇચ્છો છો? તમારી બાલ્યાવસ્થામાં પ્રવાસે એકલાં કેમ?" મુગ્ધ કન્યા બોલવા જતાં અટકી

પડી. ફરી ડૉકટરે જાળીમાંથી પ્રશ્ન કર્યો. "ભય પામશો નહિ. હું કુળવાન અને સત્તાવાન છું. તમને સાહ્ય જોતી હશે, તો નિર્દોષપણે અને નિઃસ્વાર્થપણે આપીશ" આ વાકય પછી તેણીની જીભ ઉપડી. તમારી કૃપા હશે તો મને સર્વ છે." કોઇ મહાન ગુફામાંથી બારીક સ્વર સંભળાવતો હોય, તેમ શબ્દરૂપ મોતીના પડતા થડકારૂપ કોમળ વાકય ડૉકટરના કાનમાં પડ્યું. અને એ વાકયથી તેને હિમ્મત આવી. ડૉકટરે પ્રસંગ વધાર્યો "તમે વિદ્વાન બાળા કોણ છો?" "હું એક કુવારી કન્યા છું, અને તેથી હું માગી લહું છું, કે મારા કહેવા પર અપમાન ન લહેતાં, હાલ આપણે રાત્રી ગુજારવાનું સાધન એ મેળવીયે કે ચુપ રહી પ્રભાતે નિર્ણય કરીયે!" "મને હરકત–નથી. પણ હમેશાં યુવાન અને તેમાં સ્રીપર દોષ પોતાનું પ્રબળ પળમાં ચલાવી શકેછે." મુગ્ધા એમ બોલી તો ખરી પણ જ્યારે ડૉકટર શરમાઇને પથારીમાં પડયો, અને તેણીને પ્રેમઉર્મીએ ઉશ્કેરી, ત્યારે તો પસ્તાઇ. જરા વારે ઉઠી. બારીમાંથી જોયું તો નિરાશ થયેલા પુરૂષને પલંગપર આળોટતો જોયો. હવે શું કરે? પોતે પણ સૂતી. થાકને લીધે નિદ્રાવશ થઇ ગઈ. ડૉકટર એનુંજ ચિન્તવન કરતો પડી રહ્યો. પોતે કરેલી ભુલનો પસ્તાવો થયો. પસ્તાતાં છતાં એ સુંદરીનું મુખ છુવી રીતે જોવા જાગી ઉઠયો. સુંદરીને નિદ્રાધીન જોઇ નિર્ભયપણે હૃદયનો આલ્હાદ ઉભરો પ્રકટ કરવા લાગ્યો.

આજે ચાર વર્ષની વાતપર વિસરાઇ ગયો હતો, તેનો પુનરૂદ્ધાર થયો. અને પુનરૂદ્ધાર થતાં મૂળ સ્મરણ યાદ આવ્યું. સ્મરણ યાદ કરતાં આ મેનકા જેવી મુગ્ધ સ્વરૂપાની મુખમુદ્રા ધ્યાનમાં આવી. પરંતુ હવે શું કામની? નિદ્રામાંથી જાગૃત થાય તોજ તે

નિર્ણય કરે. પોતાનાથી વિખુટી પડેલી ગંગારૂપ મનસ્વી પત્નિની સમાન આ બાળા હોય એવું લાગ્યું; પણ તે છેવટ સુધી ભેદમાંજ રહ્યું. સવાર પડવા આવ્યું. પાંચ વાગ્યા. ટ્રેનનો વખત થયો. માણસ ઉઠાડવા આવ્યું, ને ડૉકટરે ટ્રેનપર જવાની તૈયારી કરી. હજી પણ પેલી કુમારી ઉઠી નહિ, તપાસ કરતાં માણુસ પડયું, કે તેતો એક મનુષ્યની વાટ જોતી હોવાથી બીજી ટ્રેનમાં જવાની છે. ત્યારે અંતે નિરાશ થઇને તેણીને જણાવવા માટે પોતાના નામનો કાર્ડ તેની બારી વાટે નાંખ્યો. અને મોહિનીના કારી શસ્ત્રથી ભેદાઇને રસિક ડૉકટર રસબસ થઇ વિખુટો પડયો. બાળા માત્ર જરા વારેજ ત્વરિત ઉઠી. અને પેલો કાર્ડ પોતાના અંગનો ભાગીદાર થઇ પડેલો હોયની એમ દેખાતાં ઉંચકી વાંચ્યો તો "ડૉકટર રસિકચંદ્ર" નું નામ જણાયું. ત્વરિત પેલીએ બારી ભણી ઉઠી જોયું. તો તે ચાલી ગયેલો જણાયો. પોતાના હૃદયનો પ્રેમી અનાયાસે, અને ઉત્તમ તકે આવી મળ્યો, તો અંતે ભાગ્ય દેવીએ અંધારામાંજ રાખ્યાં. તેણી ઉઠીને બ્હાર આવી, ખાનવી તપાસ કરી તો તે "ભાવલપુર જવા ચાલી ગયો હતો." એમ સાંભળવામાં આવ્યું. પોતાની ભૂલ પોતે જોઇ, અને ભૂલનો ભોગ થઇને રસિકચંદ્રના નામની માળા જપતી વિયોગમાં વખત કહાડવા લાગી. ભાઇની વાટ જોવા લાગી.

ડૉકટર રસિક ટ્રેનમાં બેઠો, ત્યાં સુધી તેને એ સ્ત્રીના નામ નિશાનનો પત્તો મલ્યો નહિ, કેમકે પ્રગટ રીતે કોઇને પણ પુછી શકાયું નહિ, આબરૂના બંધનથી તે અંતે મોહિનીબાણુ અપ્સરાના પ્રેમથી ઘવાઇને ભાવલપુર ગયો. જે ટ્રેન ભાવલપુર ગઇ, તેજ રાજનગર તરફની ટ્રેનમાંથી કન્યાનો ભાઇ ઉતર્યો, અને જોકે તેણે ડૉકટર રસિકને જોયો, ઓળખ્યો. મળવા દોડયો, પણ ટ્રેન ચાલી ગઇ અને પોતે ધર્મશાળામાં આવ્યો.

"પોપટભાઈ આવ્યાકે ?" આ શબ્દ ધર્મશાળાના મુખ્યાધિકારીના મુખદ્વારા કન્યાના કાનમાં પડતાં તે બહાર દોડી આવી. દિલગીર ચેહેરે પણ છુપા રોગને છુપાવતી છુપાવતી ભાઇને મળી. પરન્તુ કુદરતની લીલાએ પોતાની છુપાયલી હકિકત તેને મોઢેથીજ સાંભળી. "કૃષ્ણા" ડાકટર રસિક તો આ ધર્મશાળામાંજ રહેલા હશે ! હમણાંજ ટ્રેનમાં જતા જોયા ! આહા ! કેવો સંજોગ હતો ? તારે માટે વાત કરવાની કેવી જોગવાઇ હતી; પણ ચિન્તા નહિ. ભાવલપુર ગયો છે, એટલે થઇ રહેશે. મેં માર્ગમાં સાંભળેલા સમાચાર પરથી ગંગાની હકિકત અને નવલશંકરની નાદાની ડૉક્ટર સંપુર્ણ રીતે જાણે છે, માટે ત્વરિત ઉપડવું જોઇએ." એટલી વાત કહીને પોતે બીજી ટ્રેનમાં જવા, જમવાની તૈયારી પર ચાલ્યો. કૃષ્ણાકુમારિ પસ્તાવાને દુઃખને અંતે હર્ષમાં આવી. પોતાના ભવિષ્યના ભરથારને સ્મરવા લાગી. પણ આશાભર ડૉકટર રસિક તો કૃષ્ણા ફરીને મળશે કે કેમ ? એજ આશાએ ચાલ્યો !—દૈવની ગહન ગતિ ?

## પ્રકરણ ૯ મું.

### પ્રારબ્ધની વિચિત્રતા*

ભાવલપુરથી દસ બાર કોસ પર પ્રાણુશંકરને ગંગા સહિત રાતવાસો કરવાની જરૂર પડી હતી. કેમકે એ ગામમાં એક ખૂન થયું હતું, જેમાં પ્રાણુશંકર સાક્ષી તરીકે સપડાઇ ગયો હતો. ખૂનીઓ ન્હાસી ગયા હતા, અને તેની પાછળ સિપાઇઓ દોડયા હતા, પણ પકડી લાવે, ત્યાં સુધી ગંગાં અને પ્રાણુશંકરને ત્યાં રહેવું પડયું હતું. પણ ગંગાના દુર્ભાગ્યે બનાવ એવો બન્યો, કે શકદાર ખૂનીઓએ

* આ પ્રકરણ, આગલા છઠ્ઠા પ્રકરણનું અનુસંધાન છે.

ચોંપથી, ચંચળતાથી અને ચતુરાઇથી રાત્રીના સમયે બહાર સૂતેલા પ્રાણુશંકર કાકાનું ખૂન કરી નાંખ્યું. પ્રભાત થતાં આખા ગામમાં આ માઠા બનાવની ખબર ગઈ. ખૂનીને પકડવા નિષ્ફળ નીવડેલા સિપાઇઓ પાછા આવ્યા, અને ગંગા નિરાધાર થઇ, કાકાને અગ્નિ સંસ્કાર કરી, હીણભાગી અબળા રૂદન કરવા લાગી.

પણ ગંગા જેવી ક્ષમાશીલ સ્ત્રીનું લક્ષણ જુદુંજ છે. વિદુર, ધૃતરાષ્ટ્રને કહે છે કે "કોઇ ગાળો ભાંડે, તોપણ જે સહન કરી લે છે, તે સહન કરનારનો ક્રોધજ ગાળો ભાંડનારને બાળી મૂકે છે. અને સહન કરનાર તો તેના પુન્યને મેળવે છે."

એક વિદ્વાન અંગ્રેજ કહે છે કે ભુંડો માણસ ભુંડાઇ કરે, તો ભલા માણસે ભલાઇ શા માટે છોડવી?"

પ્રાણુશંકર કાકા ગુજરી ગયા પછી કર્કશા કાકીની કૃપા કેટલી કમતી થઇ છે, તે ચંકોર ગંગાએ પારખી લીધું; પણ તેણે તો ક્ષમાનેજ પકડી. "क्षमा वीरस्य भूषणम्"

ગંગા વિષે ભાવલપુરમાં અનેક ચર્ચા ચાલી. પતિ વગરની સ્ત્રીને ઘર બહાર પગ મુકવા સ્થળ રહ્યું નહિ, જેના પિતાની અનહદ ઓળખાણ, કનકમય કીર્તિ અને લક્ષણવંતી લજ્જા, ગંગાનો સરળ, શાન્ત અને પ્રેમી સ્વભાવ, એ સ્વભાવને લીધે મેળવેલી લોક લાગણી, એ લાગણીને લીધે રાજ્ય ભૂવનમાં પ્રવેશ થયેલો યશ, અને એ યશથી છેવટ નિંદાયલી ગંગાનો આ સમયે એવો દુષ્ટ કીર્તિમય સ્થંભ બંધાવા લાગ્યો, કે તેને ભાવલપુર કેમ છોડી જવું, એ તેના તર્કવાદી મગજને પણ યંત્રદોરી મળી નહિ, ધર્માચારી સ્ત્રીએ બ્રહ્મચર્યવૃત પાળવા માંડયું, ત્યારે નગરવાસી નિંદકોએ છતે ધણીએ વીધવા ગણેલી ગંગાને એક અવાજે ઉપાડી નિર્દોષ ગંગા બાપિકા વતનમાં વધુ દુઃખી થઇ. પશ્ચાતાપનો ભોગ થઇ પડેલી નિર્મળ

ગંગા નિંદ્રીત તો છેજ નહિ, પછી દુર્જને તેને ગમે તેવી કહે તેથી શું ? " किं कारिष्यति जनो बहुजल्पः "

ગંગાની સુંદરતા, વિદ્વતા, અને કુશળતાનું ખીલતું ગોહર જે વખતે પ્રચંડમણી સમાન તેજ મારતું હતું. તેજ ગોહર, કિમ્મત વગરનું થઇ આ સમયે દમડીને મૂલે વેચાતું હતું. અને આમ આવી પડેલા સંજોગ વચ્ચે તેને ત્યાં રહેવું યોગ્ય લાગતું ન હતું. આ પ્રપંચ સર્વ તેની કર્કશા કાકીના હતા. કેમકે સ્વાર્થ મેળવ્યા પછી એ રંભાનો પરિચ્છેદ કરવાની તેની ધારણા હતી.

ગરીબ ગંગા, કાકીના ઘરમાં મજુરી કરીને એક ચાકરડી માફક પોષણ કરતી હતી. કાકીનાં મેહેણાં, દાઢમાં ચવાયલા કર્કશ શબ્દો, અને ઉપકાર દાખલ ખવાડતી હોય, તેવાં મનને દેખાડીને ધીમું ઝેર પાતી હતી.

ગંગા કંટાળી ગઇ, અને છેવટે એ માર્ગ શોધ્યો, કે હવે જગતમાં રહીને શું કરવું ! ભાવલપુર આવ્યા પછી પોતાના કુટુમ્બની થઇ ગએલી ખ્વારી સાંભળી હતી. પતિનો પત્તો ન હતો. વૃદ્ધગાત્રિક ગુજરી ગયા. બાળક મણી તથા ઇંદુ અને મંકુને શામલાલ લઇ ગયો છે. શુકલ કુટુમ્બનું રોશન ચેરાગ કિશોરલાલ અને તેની ભૂંડી ભાર્યાનું પ્રબળ વધી પડયું છે. તથા પોતાની દુર્દશાનો અંત આવ્યો છે. એ સર્વ ગંગાએ સવિસ્તર જાણ્યું, ત્યારે છેલ્લી ઘડીએ ગંગાએ પોતાના બાળકિશોર બાળુડાંને મળવા મુંબઇ તરફ જવા વિચાર કર્યો. આ સમયે રસિલો રસિક યાદ આવ્યો, પૂર્વ સ્થિતીનું સ્મરણ થયું. બુદ્ધિમદમાં લચકેલી રમાએ, રસિકને લખેલા પત્ર તેની ચક્ષુકને રમવા લાગ્યો. હ્રદયમાં શોણિતનો શેરડો પડયો, પાયમાં અનુકંપ થયો. રસિક વિસર્યો નહિ. "નવલશંકરની મૂર્ખતાથી થયેલ અનિષ્ટતા આ રસિકથી ન થાત અકુદરતી રીતે અંત્તરમાં સ્મરણ થયું. પરન્તુ તેથી

સાધવીનું હૃદયકમળ કૃપ થયું. માત્ર તેના મનની વેદના, પણ એ વેદનામાં રહેલી કંઇક પણ જોસભરી સત્યતાએ તેને ધૈર્યના જળથી શાન્ત કરી. આખરે નિર્દોષ ગંગા, પોતાનાં વ્હાલાં બચ્ચાંને મળવા મુંબઇ તરફ ચાલી પૈસા ન હતા. એટલે પગે ચાલીનેજ જવા ધાર્યું. ભિખારી હાલતમાં દીસતી નિર્દોષ ગંગા ચાલી-ગઇ-હા! ગંગા-ગઇ-જાય નહિ, તો શું કરે! પગે ચાલીને ન જાય તો શી રીતે જાય! સ્ટીમર મારફત જતાં નગ્રવાસી જોય, છુપાઇને જવું હતું, લોક ભય હતો તો પછી કેમ જાય! ગરિબ ગંગા, ભાવલપુરથી ઉપડી. કાકીની અવકૃપાથી ચાલી ગઇ. રાજના કેસ સંબંધી ભવાડામાંથી બચી ગયેલા કાકાને મારી નાખવાનો આરોપ લઇ ચાલી. એક વખત બચાવવાનો યશ મેળવ્યો, ત્યારે બીજી વખત મારવાનો દોષ લીધો, પછી ભાવલપુરમાં શી રીતે રહે! "અકરમીના પડીયા કાણા" પ્રારબ્ધથી કેવી વિચિત્રતા! અભાગીણીની રાજકુમારે પણ દાદ ન લીધી

ગંગા, મુંબઇ ભણી ચાલી, ત્યારે મુંબઇમાં વળી તેના માટે કેવાએ બનાવ બનવા સર્જેલા હશે! રસિકની મદદ, અને શામલાલની સાહ્ય શી રીતે મળે છે? એ કલ્પના તો કલ્પનામાંજ રહી, જ્યાં ઇશ્વર સાનુકુળ નહિ, ત્યાં માણસ શું કરે!

મી. સ્કોટસનું કહેવું છે કે "કુદરતનો હાથ આડો છે. ત્યાં પ્રારબ્ધ કે પ્રયત્ન શું કરી શકે?"

ગંગા મુંબઇ ગઇ, ત્યારે કૃષ્ણા, પોપટ અને રસિક, ભાવલપુર આવ્યાં. કૃષ્ણાકુમારી અને પોપટલાલ ધવલપુર સ્ટેશનથી નિયમસર આવતી ટ્રેનમાં ભાવલપુર આવ્યાં, પણ તેઓને સ્વદેશમાં આવવાનું મુખ્ય કારણ જાણવું જોઇએ. નવલગંગા ભાવલપુરમાં આવી. કાકા માણશંકર ગુજરી ગયા, ભાવલપુર ભોપાળા ગેઝેટનો ભવાડો પુરો

થતાં રાજકુમારનાં લગ્નની તૈયારી હતી, આ પ્રસંગ ઉપર આવવાનું ચોગ્ય લાગ્યું. વળી ડૉકટર રસિકની મુલાકાત થતાં કૃષ્ણાને ઠેકાણે પાડવાની પણ પોપટલાલની ચોગ્ય ઇચ્છા હતી. તે વેળા કદી જો ગંગા ભાવલપુરમાં હોય તો, પછી સોનામાં કુન્દન જડયા જેવું; થાય; તેથી એકદમ આવ્યાં તો ખરાં, પણ હર્ષમાં આવીને ઉદાસમાં પડી ગયાં. ગંગા ન્હાશી ગઇ. નગ્રમાં, જ્ઞાતિમાં અને મિત્રમંડળમાં કોળાહળ થઇ ગયો. આપઘાત કર્યો હશે કે કેમ? આ દુષ્ટ શંકાએ ઉભી થઇ. પોપટથી તો મોં દેખાડવું ભારે થઇ પડયું. વિદ્વાન બાળા કૃષ્ણાકુમારી કિશોરલાલને લીધે પોતાની માનીતી અને વડી બ્હેનની દુર્દશા સાભળી પોકેપોક રડવા લાગી. પણ "गतं न शोचामि कृतं न मन्ये એ વાક્ય પ્રમાણે બે દિવસ પછી સર્વ વાત વિસરાઇ ગઇ, નગ્રચર્ચા બંધ પડી, એટલે કૃષ્ણા અને પોપટ બન્ને શાન્ત થયાં.

અલબત કુદરતે એકત્ર કરેલી સ્વર્ગીય માતૃગર્ભની પ્રેમીલી દોરીનો સંચાર બંધ થયો નહિ, પ્રેમપ્રવાહ દ્રષ્ટિગોચર થયોજ, પરંતુ મનમાંજ.

એક અઠવાડીયું વીતી ગયું. દરબારનાં લગ્નની તૈયારી થઇ, પોપટલાલ પણ દરબારમાં જતો આવતો થયો. કૃષ્ણાનું માન વધ્યું. ગંગાની ગરજ સારે તેવી ઉઘરતી બાળાની વિદ્વતાપર રાજ્ય ભૂવનની રાણીયો પ્રસન્ન થઇ, ગંગા કરતાં અધિક રૂપવંત ચેહેરો જોઇ રાણીઓ, સ્ત્રીજાતિપર મોહિત થવા લાગી. નાગરકન્યા અને મુગ્ધબાળા, તેમાં શું પુછવું! આ સમયે પણ એક વખતે ઉચરાયું કે, "ડાકટર રસિક અને કૃષ્ણાનું જોડુંજ શોભે"* આ વાત રસિકના કાનપર આવી. તેને પૂર્વ સ્મરણ થયું. ગંગાના વેવીશાળ માટે દરબારે મનોહરલાલને કરેલી વાત અને તે વાત પરથી સંધાયેલા

સંબંધ સમયે, ગંગાને દરબારની કુંવરીએ ( બેહેનપણીએ ) કહેલાં મર્મવાક્ય યાદ આવ્યાં, અને હૃદયમાં રડયો.

રસિક એમ તો માનવા લાગ્યો, કે પોપટની ઇચ્છાનુસાર કહી રંભારૂપ કૃષ્ણા સાથે પોતાનાં લગ્ન થતે, પણ ગંગા હૈયાત હોત તોજ. કમભાગ્યે એ સ્ત્રી પણ ભાવલપુરમાંથી ચાલી ગઇ, એથી રસિકને સંતાપ થયો " ગંગા કેવી કૃષ થઇ ગઇ હશે ! તેના વિચાર, તેનો સ્નેહ, તેની કાન્તિપ્રભા તેની વાચ્યશક્તિ, તેનું આયુષ્ય અને તેનું તપોબળ કેવું હશે ? " આ વિચારમાં શોષી રહેલો રસિક ગંગાની અવદશા સાંભળીને દિગ્મૂઢ થઈ ગયો હતો. ઘણા કાળે ભાવલપુર આવ્યો હતો, ત્યારે આ નાજુક સમય પણ દુઃખદાયી થયો હતો. વળી ધવલપુર સ્ટેશને મળેલી મુગ્ધ કન્યાએ તેનો જીવ પરેશાનીમાં નાંખ્યો હતો. ડૅારલીના સંદિગ્ધ સ્નેહમાં તે હવે બળતો હતો. કર્કોટક નાગ ક્યારે મુક્ત થાય કે જ્યારે નૈષધપતી ઉગારે ત્યારે, રસિક ક્યારે સુખી થાય કે જ્યારે નિરંજન નિરાધાર કૃપા કરે ત્યારે; પણ કૃષ્ણાને જોઇ, ત્યાં સુધી એ ધારતો નથી, કે ધવલપુર સ્ટેશને મળેલી મુગ્ધબાળા તે કૃષ્ણા હશે. માત્ર શોચતોજ હતો. પ્રારબ્ધ ? તારી અદ્ભૂત વિચિત્રતા.

> " Love's heralds should be thoughts,
> Which ten times faster glide than the sun's
> beams "—
>
> " *Romes and Juliet* " Act ii-v.

આ પ્રકારે હૃદયપ્રણિત રસિકને મનસ્વી આલિંગન દેવા લાગી, ત્યારે પ્રેમી રસિકને કૃષ્ણાની પ્રેમમોહિનીએ કેવો ઘેલો કર્યો હશે ? માધવને, માલતી વિષે થતી શંકા રસિકના હૃદયમાં કાં પ્રવેશ ન થાય !

प्रियसखि किंतावत्तस्य महानुभावस्य
स्वाभाविका इव मुहूर्त संनिधायिनो ॥
जनस्य विपलंभयित्रका विलासा ।
अहोस्विद्यथा प्रियसखो संभावयति ॥

આ પ્રકારે પ્રેમી જોડાનો વિતંડાવાદ સૂર્યના અસ્તથી તે ઉદય સુધીમાં સિદ્ધતા પામ્યો. પ્રેમના મદન પૂતલાંએ ખરો પ્રેમરૂપ માર્ગ હસ્ત કરી લીધો. આજ સુધી પ્રેમને અન્યભાવે ભજતા હતાં. હવે તદ્રુપાકારે પુજન કરવા લાગ્યાં. ભવિષ્યની કલ્પના સિદ્ધ થવાનાં શુભ ચિન્હ જણાયાં, મનનો સંદેહ અને અંગનો અનુકુંપ ક્ષીતિ પામ્યો. ચંદ્રના શીતળ કીર્ણોના પ્રકાશ માફક ભવિષ્ય દમ્પતીનું હૃદય સ્વચ્છ થયું. આ વિલાસી યુવક જોડાં હવે કઇ દશાને પ્રાપ્ત થશે, તે જોવાનું અપૂર્ણ રહ્યું. પૂર્વ સંસ્કારે રસિકને, નવલગંગાએ આપેલી અભિલાષા, અને એ અભિલાષાપર ટકી રહેલો પ્રેમસંન્યાસી અનાયાસે મધુર ફળને પ્રાપ્ત થઇ શકયો. એ પણ યત્પૂર્વ विधिना ललाट लिखितं तन्मार्जतु कः क्षमः " કેમકે " લિખિતથી બચી જાવા છે નહિ કોઇ ડાહ્યો. "

રસિકના ભાષણની પોપટને અનંત અસર પેદા થઇ હતી. પોતાની બાળક બહેનને યોગ્ય વર મેળવી આપવાને તે ભાગ્યવંત થયો હતો. કાકાની અદેખાઇ અને કાકીની ક્રૂરતાનો ભોગ થઇ પડેલી ગંગા રવડી, પણ કૃષ્ણાનો તો સ્વતંત્ર અને વિચારશીલ બંધુ પોપટે યોગ્ય સ્થાનેજ દીપાવવાનો દ્દઢ વિચાર કર્યો. કૃષ્ણા હજુ કંઇ પણ વિષ કરી, રસિકચંદ્રને બોલાવવા, પોપટને સંબોધે, તે પેહેલાં પોપટેજ કૃષ્ણાને કહ્યું.

" કૃષ્ણા ! ડૉકટરનું જમવાનું આપણને ત્યાં કરવું છે. "

" એ મોટાં માણસ આપણે ત્યાં આવે ? " હૃદયના ઉલ્લાસથી, પણ મર્માળાં વચનોમાં સમાયલી મધુરતા દેખાડી, કૃષ્ણા અમૃતરસનો પ્રવાહ ચલાવતી હોય, તેમ બોલી. પ્રભુની કૃપાથી અનાયાસે મળેલી તક, સુવર્ણ સૂર્યોદય સમાન હૃદયમાં પ્રકાશિત થઇ, મુગ્ધા અતી આનંદ પામી.

" હું જાઉછું. ડૉકટર ના નહિજ કહેશે તું સર્વ રસોઇ તૈયાર કરી રાખજે "

" વારૂ, જાઓ. હું રસોઇની તૈયારી કરી રાખું છું. " હસતા વદને, પણ સભ્યતાથી કૃષ્ણાએ કહ્યું. આનંદરસમાં ડૂબેલી કન્યાના હર્ષનો પાર રહ્યો નહિ. પા ઘડીના મેળાપમાં બગીચાનાં ઝુલઝુલે હરેલું ચીતડું ધડકતું હતું. કલાકના કલાક મીઠી, માર્મિક, ને રસીલી વાતો કરવાની ભવિષ્યમાં ગુપ્ત વેળા આવ્યાથી બાળા બહુજ હરખાણી. વળી ભાઇની પણ એવીજ ઇચ્છા, એટલે દુધમાં સાકર અને સોનામાં કુન્દન મળ્યું.

" કાર્ય ફળીભૂત થવાનું હોય, ત્યારે સમય સંજોગ એકસરખા મળી આવેછે. "

રસિકને શરમમાં નાખીને, પોતાની બ્હેનને તેની સાથે વરાવવાના વિચાર કરતો પોપટ જતો હતો. તેવામાં રસિક માર્ગમાંજ મળી ગયો. અન્યોન્ય દૃષ્ટિ મળતાં હર્ષથી ભેટયાં અને તરત પોપટે રસિકને આમંત્રણ કર્યું. " ભાવતું હતું ને વૈદે કહ્યું. " વગર આનાકાનીએ રસિકે આમંત્રણ કબુલ કર્યું. પણ પાંડિત્યતાના પ્રતાપે રસિકે એટલું પણ સિદ્ધ કર્યું " મને વધુ વખતે તો રોકશો નહિ કેની ? "

"ભોજન કરી તરત આપ પધારજો." રસિક હૃદયમાં હરખ્યો, પોતાની ઇચ્છા પાર પડી. પોપટનો અત્યાગ્રહ. પોતાની પસંદગીને

બહુ ફળદ્રૂપ થઇ પડયો. લગાર મુંબઇના લોકોની સોબતનો પ્રભાવ બતાવ્યો.

" મને ક્ષમા નહિ કરશો ? હું દરેક કામમાંથી પરવારી મુંબઇ જવાની તૈયારીમાં છું. "

" તમારા જેવા સુજ્ઞ માણસને હમારૂં ગરીબ ઘર પસંદ ન હોય તો તેમ. "

" હું તવંગરની પરવા નથી કરતો. મને જેટલી ગરીબ બન્ધુ-પર શ્રદ્ધા છે, તેટલીજ તવંગપર ધિઃકાર છે. મરૂગરીમાં ડૂબેલા અને ખોટી ફીસિયારીમાં ફસેલા પૈસાદારોના નામપર પૂળોજ મૂકો. તમો મારા બાળ સ્નેહી છો. સંસ્કારી સગપણના બન્ધુ છો. ધર્મના સાથી છો. ત્યારે ત્યાં કાં ન આવું ? કહો તો તમારી સેવામાં સદા પડયો રહું. દરબારગઢ પછી પણ તમારૂં ઘર પ્રથમ. ચાલો. " રસિકે નાગરી વિવેક કર્યો.

" સ્વાર્થની લાયકીનાં વચન, અમૃત કરતાં પણ અધિક મધુર હોય છે " પોપટ શી રીતે સમજે ? એ તો રસિકની મોટાઇમાંજ ઘેલો બનેલો હતો ! શરમાળ પોપટ, રસિકને પોતાને ઘેર લઇ ગયો. કૃષ્ણાએ જોયો. હવે સંસર્ગીય પ્રેમનો ઝરો શિતળ વાયુની લ્હેહેરીએ ઉડવા લાગ્યો, એટલે પવનનું શું પુછવું ? દરેક દર્દ દુઃખ નાશ થયું. રસિક, મર્મમાં જેમ કૃષ્ણા સાંભળી હર્ષ પામે, પોતાનો વિચારદ્રઢ કરે તેમ મોટે મોટે બુમ મારી તડાકા ભડાકાથી વાતો કરવા લાગ્યો. પોપટતો દંગજ થઇ ગયો. વિલાયતના વેપાર, ત્યાંની શહેરી રચના, ત્યાંનો રાજકારોબાર, ત્યાંની કેળવણી, ત્યાંના હુન્નર અને ત્યાંનાં માણસોના ખવાસ ઉપરાંત મુંબઇની ફીસિયારી પારસીઓની આગળ પડતી હાલત, વેપારીયોની વેપાર સંબંધી હીલચાલ, ખોજા, વોરા, ને મુસલમાનોના રોજગારો. હાઇકોર્ટ મ્યુનીસિપાલ, સેક્રેટરી

ઑફીસ અને પોલીસકોર્ટ, દરિયામેહેલ, વિક્ટોરિયા ગાર્ડન, અને દીવાનશાળાને પણ રસિકે પોતાના ભાષણના સપાટામાંથી છોડી નહિ. કૃષ્ણા, રસિકની વાતો સાંભળી દંગજ થઇ ગઇ. પોપટને, એવો વગ વાળો સંબંધી મળે, તો પોતે કેવું ભવિષ્ય ખીલાવી શકે! એ આશામાં મગ્ન થયો. જમવાની વેળા થઇ, પણ એટલામાં બહારનું કંઇ અગત્યનું કામ આવવાથી પોપટને જવું પડ્યું. પોપટે, રસિકની કનેથી વિનતી સહિત રજા માગી, રસિકને અપમાન ન થાય, એવું કહી પોતે બહાર ગયો. રસિકને તો એજ જોઇતું હતું, કેમકે મધુરી મેનારૂપ કૃષ્ણાની સાથે લગાર ચતુર શુકને પોતાનો પ્રેમ દૃઢ કરી છુટું પડવું હતું.

" કળિકાળનો સમય એટલો તો દુષ્ટ અને હાનિકારક છે, કે અગર સગાં ભાઇ બહેન પણ છુટથી એકાન્તમાં રહેતાં હોય, તો અવશ્ય નિંદાખોર લોકોની અસ્વચ્છ લવરીથી ઉત્પન્ન થતા અપવાદમાં તેને સપડાઇ જવું પડે."

સમય તો ઠીક આવ્યો. પણ હવે વાર્તાની શરૂઆત કેમ કરવી! રસિકે કલ્પના કરીને વિષય ગોઠવ્યો, અને પ્રકરણોના વિભાગ પણ પાડ્યા. કાર્યનો ઉદ્દેશ તો કલ્પેલો હતોજ એટલે શરૂ કરવાનીજ ખોટી.

" લગાર શીતળ જળ પાશો ? " નમ્ર સાદે રસિકે, કૃષ્ણાને ઇસારો કર્યો. પાણીને સ્થળે દુધ લઇ કૃષ્ણા રસિક તરફ આવી. શરમાળ પૂતળી ઘડીમાં નીચું જોતી અને નીચું મૂખ છતાં ભમરની કમાન ઉંચી કરી અણિયાળી આંખનું બાણ રસિક તરફ ફેંકી હંસગતીએ ચાલતી પ્રવેશ કરીને દુધનું પ્યાલું રસિકના ટેબલપર મૂક્યું. મર્યાદશીલ કન્યા રસિક તરફ એક ટશે જોઇ, ઉભી રહી—

"આટલી તસ્દી ! જળ ત્યાં દુધ ? " રસિકે આશ્ચર્યતાથી કહ્યું.

"ગરમ થતું જ હતું. પ્રભાતમાં હમે ચા બદલે દુધજ પીયે છીએ "

" પોપટ ભાઇએ પીધું ? "

" આવશે, ત્યારે પીશે. એમને માટે હવે ગરમ કરવાનું છે."

" પણ હું ચા પીને આવ્યો છું, એટલે—

" હમારા ગરીબ ઘરનું કંઇ તમને મોટા માણસને પસંદ નહિ પડતું હશે ! "

"મને શરમાવો છો. વારૂ." હસતે મુખડેજ રસિકે દુધ પીવું શરૂ કીધું. વળી કંઇ નવોજ દાવ રમવો પડયો.

"આ દેશી દુધની મીઠાશ, તેની અદ્‌ભૂત કૌશલ્યતાથી કરેલી બનાવટનું પરિણામ છે ! "

"મુંબઇનું સુધરેલું અને સુગંધીદાર દુધ તો કયાંથી હોય ! " કૃષ્ણાએ મર્મમાં કહ્યું.

"સ્નેહની કને સર્વ સરખું." રસિકે, દાવ અજમાવ્યો. સ્નેહનું લુખ્યું ભોજન, મન વિનાના અમૃત ભોજન કરતાં અધિક પ્રિય હોય છે. "

"આ સર્વ અંગ્રેજી વિદ્યાની ખૂબી. શબ્દે અને વાકયે વાકયે અલંકાર આપવાનું અંગ્રેજી વિદ્યાનું પ્રેમપ્રબળ ઉત્કૃષ્ટ હશે. "

"ત્યારે તમે કયાં એ વસ્તુથી ભાગ્યહીણ છો !" રસિકે, કૃષ્ણાના અભ્યાસની વાત જાણવા અનાયાસે મળેલી તકનો ઉપયોગ કર્યો.

" ગુજરાતી શીખતાં લોકો કરડી ખાય, તો અંગ્રેજીની શી વાત ! તોપણ સમય આવશે તો—

"આવશે. તમારી ઇચ્છાજ છે, તો ઇશ્વર તમને સાહ્ય થશે."

"અનાધાર, અબળા અને અસંબંધપણામાં એ દશાએ કેમ પહોંચાય ! મગતરૂં આકાશમાં ઉડવા ધારે, પણ કંઇ પાર પમાય!"

"હિમ્મત, ધીરજ, અને ખંત, એ માણસની અભિલાષા પૂર્ણ થવાનાં સાધનો છે."

"કોઇ એવા જનની કૃપા થશે તો વળી જોઇશું"

"થશે. તમારી ઇચ્છા હશે, અને નહિ થાય એવું બને! પોતાનો વિચાર પક્કો જોઇએ" માર્મિક વાતો ચાલી. સુંદર વિનોદ શરૂ થયો,

"ઇશ્વરેચ્છા—ભાગ્યશાળીનેજ તેવું સાંપડે."

"અસ્તુ! તમારી મુખમુદ્રા પરથીજ જોઇ શકાય છે."

"ગરીબની મશ્કરી કરવાને સૌ ચાહે."

"પણ તે પોતાને ગમવું જોઇએ."

"તમને ગમતું હશે, કે કેમ?"

"એનો પ્રત્યુત્તર કેમ આપી શકાય!"

"મન જવાબ આપે, એટલે મુખની જરૂર નથી. પણ પોપટભાઇ આવ્યા."

કૃષ્ણાએ પોતાનું મુખદર્શન અદૃષ્ય કર્યું, રસિક મૂળ સ્થિતીમાં મળી ગયો. કૃત્રિમ દેખાવથી પોપટને મળ્યો. બનેલા બનાવ વિસરી ગયો. થોડીવાર થતાં જમવાનું તૈયાર થવાની ખબર આવી. જમવા ઉઠયા. કૃષ્ણાએ છુપી જગ્યા શોધી. બીજી સંબંધિનીએ રસિકને જમાડયો. જમીને ઉઠયા, એટલામાં બે પાંચ મિત્રો આવી ચડયા. રસિકને ભય લાગ્યો. પણ એ ભયનું છેવટ તો સુખદ નીવડયું. કૃષ્ણાની સાથે સંસાર સંબંધ જોડવા એ સર્વે આવ્યા. રસિક અને કૃષ્ણા લગ્નથી જોડાયાં. રમણીય કૃષ્ણાની નમણા નયન નિહાળીને તરત પેલા આવેલા માણસ સાથે રસિક વિદાય થયો. આ ચકોર ચતુરિકાનો સંબંધ જોડાવનાર કોણ હતા! એ સંબંધ શું પોપટલાલના ઘરમાંજ નક્કી થયો હતો? શું નાગરી નાતમાં એવો રિવાજ હશે,

કે કન્યાનાં માબાપો, વરને પોતાને ત્યાં તેડાવીને ચાંલ્લો કરે? ના. જે માણસો આવ્યાં હતાં, તે રસિકના અને પોપટના મિત્રો હતા. તેઓ તો માત્ર રસિકને શોધતા શોધતા મળવા આવ્યા હતા; ને પ્રસંગોપાત વાત નીકળતાં પોપટના મિત્રે એક ટુચકો મૂકી દીધો હતો, કે જે ટુચકાનું પરિણામ રસિક અને કૃષ્ણાના સંબંધ જોડાવવાનું આવ્યું હતું. રસિક, મિત્રો સાથે પોતાને ઉતારે ગયો, આ વાત દરબારના કુમારને કાને ગઇ, અને કુમારનાં માતા મારફતે સર્વે કામની ગોઠવણ થઈ. તેજ દિવસે નગર અને કુટુંબમાં જાહેર થયું, કે કૃષ્ણાનું વેવીશાળ રસિકચંદ્ર સાથે નક્કી થયું. આ ખબર ફેલાયા પછી લોકો તરેહવાર જાતનું બોલવા બેઠા. કૃષ્ણાની નિર્દોષ ગંગાની સ્થિતિ આવશે; એવાં વાકયો ઉચ્ચારી કેટલાકે નાશીપાસ કરી દીધા. પણ પોપટ સ્વતંત્ર ત્યાં શું ઉપાય! કૃષ્ણાના મનની ઇચ્છા પાર પડી. રસિક, માણસમાં આવ્યો; અને આવતું સંગતનું વર્ષ ગયા પછી લગ્ન કરવાનું નક્કી કીધું.

એક માસની ગરમીની રજા પુરી થઇ, અને રસિક તથા કૃષ્ણાને છુટો પડવાનો વખત આવ્યો. ભવિષ્યનાં સાથીને અહોનિશ એકત્ર રહી આનંદ લેવા માટેનો સમય ઘણો દૂર ગયો, એટલે સમયાનુસાર ચોકસ સ્થળે એ પ્રેમી પંખીડાં મુલાકાત લઇ, થનાર વિયોગનો લાભ લેવા માંડયાં. હવે તો પત્રવ્યવહાર પણ શરૂ થયો. ગંગાના પૂર્વ પ્રેમની ગરજ કૃષ્ણાએ સારી! વિયોગ દિવસ નજદીક આવતા ગયા, તેમ તેમ બન્નેને અધીરાઇ વધતી ગઇ. કુમુદ અને ચંદ્રની દશા થઇ— રસિકને મુંબઇ જવાને બેજ દિવસ રહ્યા, હવે પ્રેમનાં કારી બાણે દરેકનાં જખમી કરેલાં હૈયાં વધુ પીડાવા લાગ્યાં. પણ પોપટને રાજનગરથી તાર આવ્યો, એટલે તેણે જલદી ઉપડી જવાની તૈયારી કરી. છેવટની મુલાકાત કર્યા વિના કેમ જવાય! મુલાકાતની કાંઇ

જરૂર ન હતી, કેમકે રસિક અને પોપટભાઇને જે રેલ્વેમાં જવું હતું, તે રેલ્વેનો માર્ગ ધવલપુર સ્ટેશન સુધી એકજ હતો, એટલે પોપટ, કૃષ્ણા, અને રસિક, ત્રણે જણુ એકજ સેકન્ડ કલાસના ડબ્બામાં બેઠાં. અને શુભ સમયે સંબંધીઓના આનંદ વચ્ચે ભાવલપુર સ્ટેશન છોડયું. રાત્રીએ આઠ વાગે ટ્રેન એકદમ કૂચ કરી ગઇ.

જખમાં પંખીડાને ઊંઘ શી રીતે આવે! સેકન્ડ કલાસના ઉપરનાં માંચડાપર પોપટ તો ઊંઘી ગયો. તેને તો નિદ્રાએ એકદમ દાબી દીધો. માત્ર રસિક અને કૃષ્ણાનીપર કૃપા કરી નિદ્રાએ પોપટને પરવશ કીધો. એટલે બરાબર રાત્રીના દસ વાગે કૃષ્ણા અને રસિકની પ્રેમભરી વાતો શરૂ થઇ. માત્ર તેઓના સ્વર બન્નેના કર્ણમાંથી અન્યદ્વારા જઇ શકે નહિ, તેની યોજનાથી વિનોદ શરૂ કીધો. પોપટ કદી એકાએક જાગૃત થાય, તોપણ કોઇ જાતની અમર્યાદા ન દેખાય. એવી સગવડથી આ ભવિષ્યનાં જોડાં મુસાફરી કરતાં આનંદમાં સમય ગુજારવા લાગ્યાં—વિનોદ કેમ શરૂ થયો? એક કાવ્ય કૃષ્ણાના મુખમાંથી નીકળી પડયું—

રસિકે આ કાવ્ય સાંભળ્યું, અને તેનો જે ઉત્તર પોતાના મગજમાં રમી રહેલો હતો તે તરત યાદ આવતાં કૃષ્ણાને કહી સંભળાવ્યો. વિનોદ શરૂ થયો.—

“ પ્રિય રસિક!” આટલું બોલી કૃષ્ણા હસી પડી. શરમાણી. વાર્તા પ્રસંગના આવેશમાં બોલી તો જવાયું, પણ ખમચી. ફરી મર્યાદા છોડી બોલી—“ હું તમને રસિક કહું તો ?”

“ તેમાં શું ખોટું ? વરનું નામ લેવામાં દેશી સ્ત્રીઓને વેહેમ ને પાપ લાગે, પણ મને રસિક એટલે રસીલો એવો ઉપશબ્દ કહી મન રીઝવવામાં શું ? હું તો આનંદ પામીશ. તમને હું તો “ કુમારી ” કહીનેજ બોલાવવાનો !”

" વારૂ, ત્યારે તો હવે અમે રાજકુંવરી જેવાં ગણાયાં ?"

"હા. જો વિઘ્ન ન નડે તો ! ગંગા તો કોણ જાણે ક્યાં ગઇ, પણ પ્રભુ તમને હવે દૃષ્ટિથી દૂર ન કરે, તો બસ !"

"હવે તો વજ્રલેપ થઇ ગયું."

"હજી પ્રેમની ઇંધાણીનું કંઇજ ચિન્હ નથી, પ્રથમ મુલાકાતની યાદગીરી શી રીતે રહે ?"

"પ્રેમની યાદગારી હૈડું; કેમકે પ્રેમ સદાય હૈડામાં વસેલોજ છે."

"પણ ત્યારે ઇશ્વરની કૃપાનો કંઇએ લાભ નહિ ?"

"જેના માટે રંધાયેલું છે, તેજ જમશે."

"હવે વિશ્વાસ નથી આવતો. જ્યારે આપણા હૃદયમાં દૃઢ, સાત્વિક, નિઃસર્ગીય, અને ભવિષ્ય સુખમાં મલકાતો પ્રેમ અચળ છે. તોપછી હું તમારી કને કંઇ યાચના કરૂં છું." પ્રેમી રસિકે કહ્યું.

"મારા ભવિષ્યના ભર્ત્તારની લાગણી, હાલ છુટાં પડતી વખતે મર્યાદાસહ કબુલ રાખવામાં હું કઇજ ખોટું માનતી નથી." નિર્દોષ બાળા બોલી. એવામાં ધવલપુર સ્ટેશનનો ઘંટ સંભળાયો. કૃષ્ણા દૂર થઈ ગઇ. કેમ જાણે ચંદ્ર ઉદય થતાં ચક્રવાકી ચક્રવાકથી છુટી પડી જાય, તેમ દુર જઇ બેઠી. હૃદયમાં અનુકંપ થયો. અંગમાં ગરમીનો તાપ પ્રગટી નીકળ્યો. મુખ, પ્રેમી ચોરની પેઠે શરમાતું જણાયું. રસિકની પણ તેવી અવસ્થા થઇ. કૃષ્ણા તુરત લપી ગઇ. પોપટ ઉઠયો. બન્ને જણ સુતેલાં સમજી પોતે પોતાની પથારીમાં બેઠો થઇને બોલાવા લાગ્યો. બન્નેને જાગ્રત કર્યાં. જાહેર રીતે ચોરી કરનાર આ જોડું જાગૃત થયું. ધવલપુર સ્ટેશન આવ્યું, અને પોપટ તથા કૃષ્ણા બન્ને

રાજનગર જવા માટે ઉતરી પડયાં. એક બીજાને પ્રેમભાવથી મળ્યાં. મર્યાદા જાળવીને છુટાં પડયાં, કૃષ્ણાની નમણી આંખે રસિકને ઘાયલ કરી નાખ્યો ! જયાં સુધી કૃષ્ણા દેખાઇ, ત્યાં સુધી એક નજરે તેણે તે તરફ જોયાંજ કર્યું. તેણીની હંસગતી. મંદ હાસ્ય, અને રમણીય મુદ્રા, રસિકની દૃષ્ટિએ પ્રતિઘડી પડવા લાગી. વિયોગ દુઃખ શરૂ થયું. અને સીતાના વિયોગે જેમ રામની અવસ્થા થઇ, તેવીજ હાલત રસિકની શરૂ થઇ.

પ્રભાત થયું. અહમદનગર પહોંચવાનો વખત હતો, તેવામાં એક અકસ્માત થયો. એક માણસ ટ્રેનમાંથી પડી ગયો. નાનાં સરખાં સ્ટેશન પાસે ટ્રેન થોભાવી. ડૉકટર રસિક, આ કેસમાં સપડાઇ ગયો. ટ્રેન ચાલી ગઇ, અને પેલી મરેલી લાસ, ડૉકટર રસિકની દેખરેખ નીચે રેન્વે પોલીસના કબજામાં રહી. રસિક, ચિન્તાતુર હાલતે પાસેના ગામમાં ગયો, અને ઝુરી ભરીને ત્યાંના અમલદારો, સાક્ષીઓની તપાસ પછી લાસને બાળી મુકાવી. બીજે દીને રસિક ત્યાંથી મુંબઇ જવા ઉપડે, તે પેહેલાં અકસ્માત ગંગાનો મેળાપ થઇ ગયો. નવલગંગા, રસિકને મળી, પણ કેવી રીતે! કેમ જાણ્યું! જોઇએ કે તેઓનો આ આશ્ચર્યકારક મેળાપ કેમ થયો હશે! આહા! કુદરતની પણ કેવી રચના!

## પ્રકરણ ૧૦ મું.

### રસિકચંદ્ર અને નવલગંગા.

રાત્રી જામી રહી હતી. તિમ્મરે પોતાનું પ્રબળ ચલાવ્યું હતું, તોપણુ તારાના પ્રકાશથી આકાશ ઉજવાળ જણાતું હતું, અને એ ઉજવળતાના પ્રતાપે જંગલની ચોતરફ અજવાળું પ્રકાશી

નીકળ્યું હતું. એ વેળા બે માણસો ભૂલાં પડેલાં ભટકતાં એક શંકરના દેવળ પાસે આવી ચડયાં હતાં. તેઓ ઘણાં ભય પામેલાં હતાં. અને સ્ટેશન શોધતાં હતાં, પણ સદ્દભાગ્યે શંકરના પુજારીની ધુણીનો તાપ બહુ દૂરથી એ પ્રવાસીઓની દૃષ્ટીએ પડતાં તેઓ સિદ્ધી વાટે પુજારીનો આશરો લેવા આવી ચડયાં હતાં. મધ્યરાત્રીએ આ બે પ્રવાસીને જોઇ, મહંતે પોતાના મઠમાં ઉતરવા દેવાને વાંધો લીધો, પણ પ્રવાસીઓએ પોતાની હકિકત જણાવી, એટલે લાલચુ મહંતે તેની અવર્ણનીય સેવા કરવા માંડી હતી.

આ પ્રવાસી આપણી વાર્તાનો ઉપનાયક રસિકચંદ્ર અને બીજો પાસેના ગામનો હવાલદાર હતો. રસિકચંદ્ર ટ્રેનમાં બનેલા બનાવ માટે જે સ્ટેશનપર ઉતર્યો હતો, તે અકસ્માતનો નિર્ણય થયા પછી, એજ સ્ટેશનપરથી મુંબઈ જવા માટે ત્યાં આવ્યો હતો. ટ્રેન રાત્રે એક વાગે મળતી હતી, એટલે સ્ટેશનપર પડી રહેવાનું તેને યોગ્ય લાગ્યું ન હતું. વળી સ્ટેશન અને ગામ વચ્ચે માત્ર એક કલાકનો માર્ગ હતો, માર્ગે સડક હતી, તેથી અંધારી રાત્રી છતાં ભૂલા પડવાનો ભય ન હતો. પરંતુ વર્ષાઋતુ હોવાથી સડકમાં ખલલ પડી હતી. રસિકને એ ગામમાં લગભગ એક અઠવાડીયું રહેવું પડ્યું હતું. માત્ર તે વર્ષાદના પ્રકોપથીજ તેણે એ ગામડામાં રહેવાને ઉત્તમ વિચાર્યું હતું, એટલુંજ નહિ પણ ત્યાંના અમલદારોની સાથે થોડો વખત રહેવાથી સ્નેહ બંધાયો હતો, ને તે સ્નેહને લીધે તેને જલદી જવા દેવાને નવલ મિત્રો હઠીલા થતા હતા. તોપણ અત્યાગ્રહે રસિકે રજા લીધી હતી, અને મધ્યરાત્રીએ સીધી સડકે સ્ટેશનપર જવાને હવાલદાર સાથે નીકળ્યો હતો.

વર્ષાદ બંધ હતો તોપણ તેના જોરથી સડક તૂટી ગઇ હતી, અને આડો માર્ગ પ્રવાસીએજ બાંધ્યો હતો, તે માર્ગે હવાલદાર

અને રસિક હસ્ત કરી ચાલતા હતા, પણ અંધારે બન્ને ભૂલા પડયા હતા, ને આખરે આ મહંતના મઠમાં શિવના દર્શન કરવા લાચારીએ આવી ચડયા હતા.

"પ્રદેશમાં હમેશાં પૈસાની છુટ મુકે, તોજ સુખી થવાય" આ વિચાર રસિકના મગજમાં અનુભવ સિદ્ધ ઠસેલો હતો, એટલે શિવાલયમાં પેસતાંજ મહંતની ગડબડને શાન્ત કરવા રસિકે, શંકરના ચરણમાં એક રૂપિયો મુકી દીધો હતો. રસિકની આ ઉદારવૃત્તીએ મહંતને મોહાવ્યો હતો, ને તેજ ઘડીએ રસિકની સેવા કરવાને તેણે છુપી રીતે હૃદયદ્વારા કબુલ કર્યું હતું.

ધર્મશાળા માંહેની એક હવાવાળી સુંદર ઓરડી રસિક માટે ઉઘાડી આપી. પાગરણની તજવીજ કરી આપી, અને જમવાને માટે ગોઠવણ કરવા લાગ્યો, પણ રસિકે ના કહી. શરદીમાં બહુ ફર્યા હતા, એટલે ચા પીવાની ઇચ્છા થઇ હતી. રાત્રીના ત્રણ વાગી ગયા હતા, સ્ટેશને જવાની ઉતાવળ ન હતી. રાત વાસો અહીંજ કરવાનો હોવાથી તથા શાન્તિ મળવાથી મહંતને એટલો હુકમ કર્યો હતો, કે ચા બનાવવી. મહંતે, તેજ વેળા ચાનો સર્વ સામાન રજુ કર્યો. મહંત લાલચુ હતો, એ સર્વે જાણતા હતા. મહંત જાતે પૈસા મેળવવાને માટે પ્રવાસીની સેવા કરવા એવો સામાન તો તે અવસ્ય સંગ્રહ કરી રાખતો હતો. ને તે સંગ્રહ, રસિકની સેવામાં રજુ કર્યો હતો. હવાલદારે ચા મુકી, અને રસિક, ખાટપર બેસીને મહંતની સાથે વિનોદ કરતો રાત્રી ગુજારવા બેઠો.

"મહારાજ ! તમાર જેવા મહાત્માથી આ શિવાલયની શોભા અવર્ણનીય થઇ પડી છે. તમારી પ્રવાસી પ્રત્યેની શ્રદ્ધા જોઇ મને આનંદ થાય છે."

"હમેરા ધર્મ હય, બ્હોત લોક ભૂલે ભટકતે આતે હય, લેકીન

આપ જંયસે યાત્રાળુ પ્રવાસી લોકો આચે, ઇસ વાસ્તે મયેં અયસા સામાન રખતા હું; ઇતનાહિ નહિ, લેકીન અમલદાર લોકો, સ્હેલગાકે લીયે આતે હય, ઉસ્કીભી સેવા બજાને કે વાસ્તે યહ ઠાઠ લગાતે હય ! કયા કરનાં ? જમાનેકે શરણ હોના ચાહિયે."

"અમલદારો તરફથી એવા ખર્ચ અને સેવા માટે કંઇ સેવા મળે છે ?"

"હા. અમદારોકી નિગાહ હય. લેકીન પ્રવાસી લોકોકી બ્હોત કૃપા હય."

"એ તમારી અંતઃકર્ણ પુર્વક ઇચ્છાનુ પરિણામ છે. તમે સુજ્ઞ અને ભાવીક છો, તેથી તમારી મધુર જીભ્હામાંથી પડતા મોતીમય શબ્દોથી પ્રવાસી આનંદ માનીને તમને આહુત હોવા જોઇએ. ખચીત આવા સ્થળમાં તો તમે જેવા મહાત્મા સાધુનીજ જરૂર છે."

"મેરા ધર્મ હય. અબ તુમ સો જાઓ. પ્રભાતમેં ભોજન કરકે સ્ટેશનપર જાના. અભી ગાંવમેં મત જાના. ઇધરસેં સ્ટેશન બ્હોત દૂર નહિ હય. રાત્રીમેં જાનાં. મયેં આપકો છોડનેકે વાસ્તે આઉંગા."

"જેવી આપની ઇચ્છા ! ઇશ્વર હમને આપની સેવા બજાવવાનો સમય આપે." રસિક ચા પીને સુતાં સુતાં બોલ્યો.

"બદલાકે વાસ્તે કુચ્છ ઉપકાર કરનાં સજાવાર નહિ, સાધુકો કયા કરનાં હય." એટલું કહી તે મઠમાં ગયો, અને હવાલદાર નીચે, તો રસિક પોતે ખાટપર સુઇ ગયો. રસિકચંદ્ર નિદ્રામાં પડયો હતો. જો કે સૂતી વખતે પ્રભાત થવાને માત્ર કલાકનીજ વાર હતી, તોપણ તે નિશ્ચીંતપણે પાંચ કલાક સુધી ઉંઘવાના ઇરાદાએ સૂતો. નિદ્રામાં નહિ ધારેલું એવું સ્વપ્ન આવ્યું. જાણે નવલગંગા પોતાની ખાટપાસે આવીને કાલાવાલા કરતી હોય, રડતી હોય, ફરીને પ્રેમ અર્પતી હોય, તે પ્રેમ એક ખરા ભાઇ તરીકેનો હોય, અને તે પ્રેમથી તેણી

રસિકની કને મદદ માગતી હોય, તેવો દેખાવ થઇ રહ્યો. રસિકનું કોમળ હૃદય જાણે પીગળી ગયું હોય, રસિકે તેને એક બ્હેન ગણી હોય, મૂળ પ્યાર ભૂલીને તેણે પોતાના હૃદયમાં વસેલા અપવાદો પ્યારનો પુનરૂદ્ધાર કરી સત્ય પ્રેમથી પવિત્ર લાગણી ધરાવતા હોય, ગંગાની સ્થિતી જોઇને તે દયા કરતો હોય, ઘણા લાંબા કાળે તેને સ્વપ્નું નહિ, પણ સત્ય બનાવ દૃષ્ટિગોચર થતો હોય, એમ લાગ્યું. જેમ પૂર્વ ભાગમાં તેને સ્વપ્નું થયું હતું, તેનું અનુસંધાન આ સ્વપ્નું હોય, તેમ જણાયું. રસિક, ગંગાને ઠપકો આપતી હોય, ગંગા, શરમાઇને નીચું જોતી હોય, તેમ એક રંગભૂમીપર ભજવાતા પ્રેમ-પ્રવેશનો તદ્રૂપ ચિતાર રસિકની દૃષ્ટીએ દેખાવા લાગ્યો. રસિકને તેવું સ્વપ્નું થયું, તો ગંગાને તેવો દેખાવ અને તેજ બનાવ કાં દૃષ્ટિએ ન પડે! પ્રેમ શું અંધ છે? ચક્ષુ અંધ હતી, પણ પવિત્ર પ્રેમની અસર સંદિગ્ધ નથી, તે તો આકર્ષણ શક્તિ છે. વિદ્યૂત યંત્રનો અદ્ભૂત તંતુ છે.

રખે ગંગાની પ્રેમ દોરીથી બંધાઇને રસિક ભૂલો પડી આ ધર્મશાળામાં આવ્યો હોય! વિદ્વાનોનું તો તેવું માનવું હોયજ. કેમકે પવિત્ર પ્રેમની મધુર વાસનાનો તરસ્યો પ્રેમી, આત્મદ્વારા પોતાના પ્રેમીને સો કોસપરથી નિહાળી શકે છે, ને એમ ધારીનેજ રસિક, ગંગાને મળવા આ મઠમાં આવ્યો હશે. પણ ગંગા અહીં ક્યાંથી આવી હશે? શું રસિકે નિહાળેલી સ્રી તે ગંગાજ? મંહતને જે સ્રી માટે પ્રશ્ન કર્યો હતો, અને જે દુઃખિયારી અબળા મુંબઇ જવાની છે, એ મંહતના પ્રત્યુત્તરમાં જણાયેલી સ્રી તે ગંગાજ?

ખરેખર ગંગા, આ સ્થાળમાંજ હતી. ભાવલપુરથી નીકળીને તે રવડતી રઝળતી ધવલપુર સ્ટેશને આવી હતી. અને ત્યાંથી ટ્રેનમાં બેસી મુંબઇ જતી હતી, પણ અભાગિયણ ગંગાના પૂર્વ સંસ્કારે

સંકટ સહન કરવા માટે ટીકીટ ગુમ થઇ ગઇ હતી, ને તેથી અનાથ બિચારી ગંગાને આ નાનાં સરખાં સ્ટેશને ઉતારી મૂકી હતી. દયામણી ગંગા, અંતે આ ધર્મશાળા તરફ આવી ચડી હતી, અને રડતે હૃદયે લાચાર બનીને આ મહંતનો આશ્રય લીધો હતો. મહંત જો કે લાલચુ હતો, તો પણ તે દયાળુ, શ્રદ્ધાળુ, અને નીતિથી પવિત્ર હતો. તેણે ગંગાને ઉતારો આપ્યો હતો, અને તેની હકિકત મહંતે જાણી હતી, ત્યારે આ દયામણી સુંદરીની સ્થિતિ પર દયા લાવીને મહંતે મુંબઇ પહોંચાડવાનું તેણીને વચન આપ્યું હતું. વળી તેણીને કોઇ જાતની અગવડ કે દુઃખ ન થાય, તે માટે ધર્મશાળા માંહેની એક એલાહીદી ઓરડી ઉઘાડી આપી હતી. ઘણા દિવસની અપવાસી અબળાને જમવાનો સામાન આપ્યો હતો, સુવાને પાટ ને બીછાવવાને પાથરણું આપ્યું હતું. છેક મોડી રાત્રે તે મહંત પાસેથી સુવા જવાને ઉઠી હતી. રસિકચંદ્ર આવ્યો, ત્યાં સુધી તો મહંત કને પોતાનાં દુઃખની વાત કહેતી હતી. પછી નિદ્રામાં તેણીએ રસિકને જોયો હતો. જાણે તેણીને પણ રસિકની મદદ અનાયાસે મળી હોય, રસિકનો અકસ્માત્ ભેટો થઇ ગયો હોય, જાણે તેની સાથેજ તે મુંબઇ ગઇ હોય, તેમ તેને પણ સ્વપ્નમાં ભ્રમણા થઇ હતી.

પ્રભાતે ગંગા વ્હેલી ઉઠી. પ્રાતઃસ્નાન કરી શંકરનાં દર્શન કરવા ગઇ, ત્યાં મહંતનાં પણ દર્શન થયાં. ગંગા, મહંત કને બેઠી. મહંતે રાત્રીએ બનેલા બનાવની વાત કહી. ગંગાએ, તે પ્રવાસીની સાથે મુંબઇ જવાનું નક્કી કર્યું, અને મહંતની રજા લઇ પોતાના ઉતારા તરફ જવા ઉઠી. મહંતે રસોઇ કરવાને ગંગાને કહ્યું. ગંગાએ, અનાથ સ્થિતીમાં દુઃખાતે દીલે વધુ ઉપકારમાં આવવા કરતાં અપવાસ કરવાનું ઉત્તમ વિચાર ના કહી. મહંતે આગ્રહ કર્યો. વળી

પેલા બે પ્રવાસીઓની રસોઇ પણ સાથેજ કરવાને આજ્ઞા કરી. ગંગા, મહંતનો અત્યાગ્રહ જોઇ શરમાણી. મહંતે ત્રણ માણસનું સીધું કહાડી આપ્યું. ગંગા તે સાથે વાસણ અને બળતણ લઇને રસોઇ તૈયાર કરવા માટે ધર્મશાળાની પોતાની ઓરડી તરફ આવી. અને મહંત, રસિકચંદ્ર પાસે ગયો.

રસિક, પ્રભાત થતાંજ નિદ્રામાંથી જાગી ઉઠયો. રાત્રીનો ઉજાગરો છતાં સ્વપ્નની અસરથી નિદ્રા આવી નહિ. એવામાં મહંતે આવીને પુછયું.

"ભાઇ ? આપકે વાસ્તે ભોજનકી તૈયારી હો ગઇ હય !"

"ક્યાં ? કેવી રીતે ! મહારાજ ? ક્ષમા કરો, તમારૂં અનાજ હમારાથી કેમ ખવાય ! ધર્મનું અનાજ હું ખાતો નથી."

"અયસા હો, સો શંકરકી આગે ભેટ ધરનાં. લેકીન અપવાસી યહાંસે જાને નહિ દેંયગે ? કયા વાસ્તે ભૂખે રહો ! કયા શંકરકી સેવા કમ હોતી હય ?"

"આપની ઇચ્છાથી વિરૂદ્ધ હું જઇ શકતો નથી. પણ હું બીજા કોઇના હાથનું રાંધેલું જમીશ નહિ"

"કયા વાસ્તે ! આપકી કોન જાત હય !"

"હું નાગર છું. માટે—

"જો રાતકો મયને જીસ ઓરત કી વાત સુનાઇ, વોભી નાગર જાતકી હય, ઉસકા હાથકા ભોજન આપ નહિ પાઓગે ! શંકા હો સો ચલે, પુછકે નિઃશંક હો જાઓ !"

"હા, ચાલો. હું તેની પાસે આવું. અને તેણીને પુછીને નિર્ણય કરૂં." રસિક ઉઠયો. નાગર જાતની સ્ત્રી કોણ છે ? આવા સ્થળમાં એકલી કેમ ? આ સર્વ શંકાનો નિર્ણય કરવા રસિક, મહંત સાથે ગંગા પાસે અવ્યો.

દુઃખિયારી ગંગા, દમયંતીની દશા ભોગવતી હતી. સુંદર મુખડું કરમાઇ ગયું હતું. નિર્મળ અને સુંવાળા વાળથી મનોહર અંબોડો વીખરાઇને સાધુના જેવી છુટી લટો તેના ગોરા અને અંગને કૃત્રિમ બનાવતી હતી. વસ્ત્રનું સ્વચ્છપણું ઉત્તમ પ્રકારે હતું, તોપણ તેની કૃષકાન્તિ લજાવતું હતું. ગરીબ ગંગા ધર્મશાળાની ઓરડીમાં ધુમાડાની સાથે લડત ચલાવતી હતી. એક આંખમાં વિપત્તીનાં અશ્રુ હતાં, અને બીજી આંખમાં ભવિષ્યનાં હર્ષાશ્રુ હતાં. રસિક આ વેળા ગંગાની પીઠ આગળ આવીને સ્તબ્ધ થઇ ઉભો હતો. તેની દૃષ્ટિએ વિચિત્ર દેખાવ દેખાતો હતો. ગંગાની મુદ્રા જોઇ જોઇને તે વિચારમાં પડયો હતો. "આ ગંગા જ હશે?" આ સ્મરણ પ્રતિઘડી તેના ભમતા મગજમાંથી પ્રગટ થતુ હતું, તેના હૃદયને સૂચના કરતું હતું. ગંગાની સાથે વાત કરવા આવ્યો હતો, છતાં રસિક દિગ્મૂઢ ઉભોજ રહીને ગંગાની પ્રતિ નિહાળ્યાજ કરતો હતો. મહંતે, કુશળ રસિકને આવી સ્થિતીમાં જોઇ કહ્યું.

"કયું ભાઇ? આપ કછુ બોલતે નહિ?"

રસિક ન બોલ્યો. ગંગાએ પીઠ ફેરવી જોયું તો મહંત, અને તેની સાથે કોઇ ઓળખાણવાળો પુરૂષ દીઠો. ત્વરિત ઉભી થઇ. અંગની મર્યાદા સંભાળી. રસિકને જોઇ ગંગા વિસ્મય થઈ. અંગ્રેજી પોશાકમાં રસિકને નિહાળતાં પુર્ણ ઓળખી શકયો નહિ, પણ તેની મુખચર્યા જોઇને તેના મનમાં રસિક વિશેની ભ્રમણા થઇ. રસિક ડૉક્ટરને વિદ્યાર્થિ અવસ્થામાં જોયો હતો, બાળક હતો, પોતે પણ બાળક હતી, તેથી એક બીજા આ વેળા લાંબા અન્તરને લીધે તરત ઓળખી શકયા નહિ.—રસિક ચુપજ થઇ ગયો, જાણે હમણાંજ તે રડી પડશે, એવો તેને મુખ દેખાવ થઇ રહ્યો. "ગંગા તારી આ દશા?" જાણે ગંગાને મનસ્વી સુચના કરતો હોય, તેમ બોલતો

ઉભો રહ્યો. ગંગા શરમાઇને નીચું જોઇ, પોતાની સ્થિતી જોનાર રસિક સામે ઉભી રહી, મહંતે કહ્યું. “બાઇ? મયે તુજકો કહા, વોહીજ યે નાગર ગૃહસ્થ હય.”

“ઉપકાર થયો” મંદ સ્વરે, શોક સ્વરે, આત્માના ઉલ્હાસથી પણ મનના ખેદથી કંગાળ બનેલી ગંગા બોલી.

“આપ કોણ છો બાનુ?” દયાર્દ્ર ચિત્તના રસિકે ધીમે રહી પ્રશ્ન કર્યો!

“હું એક દુખિયારી સ્ત્રી છું. સુજ્ઞ?” ગંગાના મુખમાંથી પવિત્ર શબ્દ નીકળ્યો?

“તમે કઇ જાતના છો? મહંત કહે છે કે તમ નાગર જાતના છો, ખરી વાત!”

“હા, વિપત્તીમાં ઘેરાયલી છું, પણ મેં મારી નાગરી પદ્ધત્તિ તજી નથી. હું મારા ધર્મમાં કુશળ છું.”

“પવિત્ર હ્રદયનાં માણસ તેની મુખમુદ્રાપરથીજ પરખાઇ જાય છે. તમો પવિત્ર છો, અને સદાને માટે પવિત્ર હોય એમાં નવાઇ નથી. પણ તમે વિપત્તીને શરણે થયાં છો, ત્યારે તેમાંથી મુક્ત થવાનો કંઇ ઇલાજ શોધ્યો છે?”

“હું અભાગિયણ સ્ત્રીનો કોણ વાલી? ઇશ્વર પણ જાણે વિરૂદ્ધ હોય, તેમ મુંબઇ તરફ જવા રેલ્વેમાં બેઠી, તો મારી ટીકીટ ગુમ થઇ, અને મને અહીંના સ્ટેશનપર ઉતારી મુકી. હવે મારૂં કોણ? હવે હું આ જંગલમા કોને કહું? અહીં કોઇ મારી દાદ લઇ શકે? કૃપાળુ ને શ્રદ્ધાળુ મહંતને આશ્રયે પડી છું. ઇશ્વરની જે ઇચ્છા હશે, તે થશ; હવે મને વિપત્તીનો ભય નથી.” ગંગા પોતાનું વૃત્તાંત કહેતી રડી પડી; રસિકની આંખમાં છુપાં અશ્રુ આવ્યાં.

“બાનુ? ચિન્તા ન કરો-તમને મુંબઇ જવું હશે, તો હું મદદ

કરીશ. હું મુંબઇ જનાર છું. તમને જો હરકત ન હશે, તો હું સાથે લઇ જઈશ. મુંબઇમાં તમારૂં કોઇ સગું છે?"

"હા. પણ મને તેના ઘરબારની ખબર નથી. મને તમો મુંબઇનાં ગ્રાન્ટરોડનાં સ્ટેશને ઉતારશો, તો પછી હું મારો માર્ગ કરી લઇશ.

"તમે કોણ છો? જો કહેવાને હરકત ન હોય તો કહો!"

"વિપત્તિમાં, પ્રદેશમાં, કંગાળપણામાં, ને વૈરાગ્યમાં પોતાની મૂળ સ્થિતી ન કહેવી જોઇએ, આ વિદ્વાનોનું મત છે, માટે મને તે પ્રશ્નથી મુકત કરશો. હું સમય આવતાં કહીશ. પણ આપ કોણ?"

"હું ડૉકટર છું. મારૂ નામ જાણવાની તમને જરૂર હશે, ત્યારે જણાશે. હું પણ નાગર છું."

"ત્યારે તો ઉત્તમ. હું આપની આભારી થઇશ. શું આપ મને મુંબઇ તેડી જવા ઇચ્છો છો?"

"તમારી ઇચ્છા હશે, તો હું અવશ્ય તેડી જઈશ. અને તમે માગશો તે મદદ આપવાને હું નિઃસ્વાર્થ પણે ધર્મપૂર્વક બંધાઇશ."

"આપને ઇશ્વર આયુષ્યમાન કરે. હું આવીશ."

"રાત્રીની ટ્રેનમાં જવાનું છે. તમે તૈયાર રહેજો."

"વારૂ—મને કંઇ પરવારવા જેવું છેજ નહિ. આપ સર્વ જમી લહો, એટલે હું અબોટ કરી નાખું. એટલીજ ખોટી. પછી તો હું નિવૃત્તજ થઇશ."

"ઠીક છે." એટલું બોલી રસિક, મહંતને લઇને પોતાને ઉતારે ગયો. રસિકના મનમાં અનેક શંકાઓ પ્રાપ્ત થઇ, પણ તેનું પરિણામ એ આવ્યું કે તેણીને ગંગા તરીકે નક્કી ઓળખી. જેમ રસિકે ગંગા જાણી, તેમ ગંગાએ, તેને રસિકજ લેખ્યો. મનસ્વી વિચાર કરતાં અંતે જમ્યાં. સાથે રહ્યાં અને રાત્રીએ મહંતને

રાજી કરી ગંગા સાથે રસિક સ્ટેશનપર ગયો. ગંગાને પોતાની સાથેજ સેકન્ડ કલાસમાં બેસાડવાની તજવીજ કરી, પણ ગરીબ ગંગા સ્ત્રી હોવાથી જોક સ્ટેશન માસ્તરે વાંધો લીધો, તેથી ગંગા ત્રીજા વર્ગના ઉતારૂની ગાડીમાં સ્ત્રીઓના સમુહમાં બેઠી. રસિક અને ગંગાનો વગડામાં મેળાપ થયો, પણ બન્નેની ઓળખાણ માત્ર મનસ્વીજ થઇ--બન્ને શોચ કરતાં, વિચાર કરતાં, સ્મરણ કરતાં મુંબઇ તરફ રવાના થઇ ગયાં. આ તરફ નવલશંકર પણ ગંગાની શોધ કરતો મુંબઇ તરફ રવાના થયો હતો, અને તે ગંગા, અને રસિકની ટ્રેનમાંજ હતો. નવલ કયાંથી બેઠો હતો? નવલ અને એક આ તો નંદી નદીના પૂર વેગમાં તણાયાં હતાં? કુદરતની વિચિત્ર કળા છે! કયાં રસિક! કયાં ગંગા! ને કયાં નવલ!!

## પ્રકરણ ૧૧ મું.

### સાહસ કામનો પસ્તાવો.

નવલશંકર નંદીનદીના પુર વેગમાં તણાવા લાગ્યો. સાથે અભાગી સુંદરી પણ તણાતી ચાલી. થોડે દૂર જતાં અઠંગ તરનાર નવલશંકરે તેણીને પકડી, અને હાથ ઝાલીને કિનારા તરફ ઘસડાતો ચાલ્યો. હજી વધુ દૂર તો નથી ગયાં. એટલામાં કિનારાપર એક મહાવડની વડવાઇએ આશ્રય આપ્યો. નવલે વડવાઇને પકડી લીધી. વડવાઇ, પાણીમાં તરતી હતી. ને તે છેક ઉંચી દેખાતી ટોંચ સુધી લંબાઇને લટકતી હતી. પ્રભા, બેભાન હતી. એટલે એક હાથે નવલે તેણીને પકડી હતી, અને બીજે હાથે વડવાઇને પકડી હતી. આ પ્રમાણે બન્ને જણ વડનાં આશ્રિત થઇ પાણીમાંજ ઉભાં હતાં. એવામાં કર્મ યોગે કિનારાપર બે ઘોડેસ્વાર આવી ચડયા, તેઓએ

નવલશંકર તથા પ્રભાને વિપત્તિમાં જોઈને મદદ આપવા માટે ઘોડાને વડ નીચે બાંધ્યા. બન્ને સ્વાર તરનારા હતા. અને સાથે જે જમાદાર હતો, તે બળવાન અને તરીઓ હતો, એટલે તે તત્ત પાણીમાં પડયો. અને બેભાન પ્રભાને નવલના કરથી છુટી કરી. તેણીને તેણે પોતાની ખાંધપર લીધી. પાણીનો ઉતાર હતો, એટલે વેગનું બળ ઓછું હતું. જમાદાર બળવાન હતો, એટલે પાણી તેને બળ બતાવી શકતું ન હતું. નવલ છુટો થયો હતો, એટલે તે કિનારા તરફ જઈ શકવાને નિર્બળ જણાતો ન હતો. અંતે સર્વે કિનારે પહોંચ્યાં. નવલ અને જમાદાર બહાર આવતા જોઇ, બીજા પ્રવાસીએ હૃદયભેદક બૂમ મારી. તેણે નવલને ઓળખ્યો, એટલુંજ નહિ, પણ જમાદારના ખભાપર બેભાન સ્ત્રી હતી, તેને તેણે ત્વરિત પારખી લીધી; ને તે માટેજ તેણે કોમળ હૃદયે કંપીને પોકાર કર્યો. જમાદાર તો વિસ્મય થઇ ગયો, કેમકે પોતાના અમલદારે શા માટે બૂમ મારી હશે? જરાવારે જ્યારે તે પાસે ગયો, ત્યારે તેણે જાણ્યું. કે બેભાન સ્ત્રી તો પોતાના અમલદારની સ્ત્રી હતી. ને તેની આવી દશા જોઇને તેણે ભયંકર બૂમ મારી હતી. નવલને તેણે જોયો. નવલ શરમાઇ ગયો. પણ અમલદારે ધિરજ દીધી. તેણે નવલને એક દુપટ્ટો પેહેરવા આપ્યો, તે લઇ નવલે ભીનું વસ્ત્ર બદલ્યું.

આ અમલદાર પ્રાણલાલ વહિવટદાર હતો. તે પ્રભાકુંવરનો પ્રિયપતી થતો હતો. પ્રભાની મુખમુદ્રા જોઇને તેને કુદરતી રીતે રડવું આવ્યું હતું.

પ્રાણલાલ ગભરાઇ ગયો. નવલે શાન્ત કર્યો. અમલદારે ધિરજ આપી.

"ભાઇ? પ્રભાકુંવરને તો મેં ગંગા જાણી. પણ અંતે પ્રભા નીકળી. તે બેભાન હાલતે તણાતી આવતી હતી. તે જોઇને મેં નદીમાં ભૂસ્કો માર્યો, પણ પાણીનો વેગ વધી જવાથી મારો બીજો કશો ઇલાજ ન ઇલાજ ન ચાલ્યો, એટલે છેવટ સુધી જીવના જોખમે પણ બચાવવાની તજવીજ કરતાં વડવાઇનો આશરો લઇ ઉભો. કદી જો વેળાસર તમો આવી પહોંચ્યા હોત નહિ, તો અમારો બચાવ થતેજ નહિ, પણ ઈશ્વરની કુદરત ન્યારી છે,"

"તારો ઉપકાર થયો, ભાઇ? પણ હવે કેમ કરવું?" પ્રાણલાલ ગદગદિત કંઠે બોલ્યો.

"મયેં ગાંવમેં જાતા હું, ઔર બાઇકોં શુદ્ધિમેં લાનેકે વાસ્તે આતસ લાતા હું, આપ બાઇકા અંગમેસેં પાની નિકાલનેકી તદબીર કીજીયેં, મયેં અભી આતા હું." એટલું કહીને જમાદાર ઘોડાપર સ્વાર થઇ પાસેના ગામમાં જઇને કેટલાંક માણસ, અને અગ્નિ લઇ ધુણી કરીને શેક કરવા આવ્યો, એટલામાં નવલે અને પ્રાણલાલે, પ્રભાના અંગમાંથી નાસિકાદ્વારા પાણી કહાડાવી નાખ્યું. જમાદાર અને ગામના લોકોએ તરત શેક કરવા માંડયો, અને જરા શુદ્ધિમાં આવતાં પ્રભાને ખાટની ડોળીમાં નાખીને એકદમ ગામમાં લઇ ગયા.

ગામના પટેલે, જમાદારના કહેવાથી સર્વે સામાન, સરકારી ઉતારામાં તૈયાર રાખ્યો હતો, ત્યાં ઉતર્યા. પ્રભાને શેક જારી રાખ્યો. અને ત્રણ ચાર કલાકની અંદર પ્રભા યોગ્ય સ્થિતીએ પહોંચી.

"હું કયાં છું? આ કોણ?" પ્રભાએ શુદ્ધિથી નેત્ર ઉઘાડી કહ્યું.

"તું યોગ્ય ઠેકાણે છે પ્રાણ? મને ઓળખે છે?" પ્રાણલાલે ધિરજથી પુછ્યું.

"કોણુ? મારા નાથ?" પ્રભા ધીમે રહી, જોઇને, પણ આકળી પડી જઇને બોલી.

"શાન્ત, પ્રિયા? શાન્ત થા. તું હવે સારી છે?"

"હા. પણ હું અહીં કેમ? તમે ક્યાંથી?"

"ઇશ્વરેચ્છાથી. નવલશંકરની કૃપાથી."

"નવલશંકરની કૃપાથી? નવલશંકર કોણુ?" પ્રભાએ આશ્ચર્યતાથી પ્રશ્ન કર્યો.

"તારી સખી ગંગાનો પતી. તેણેજ તને પાણીના પૂરમાંથી ઉગારી છે."

"એ ક્યાં છે? ગંગા ક્યાં છે?" હર્ષવત્ પ્રભાએ પુછ્યું.

"ગંગાનો પત્તા નથી. હું અભાગી તમારી પાસેજ છું." નવલે દુ:ખી દીલે કહ્યું.

"ઇશ્વર સારૂં કરશે, પણ તમે ક્યાંથી?"

"ગંગાને શોધવા ગયો હતો, તે ન મળવાથી અંતે દુ:ખાવેશથી હું પ્રદેશમાં ચાલી જતો હતો. માર્ગમાં નદીએ પુર હોવાથી હું કિનારાપર બેઠો, જરાવારે કાષ્ટાવત્ મનુષ્ય તણાતું જોયું, તેને બચાવવા માટે હું પુરમાં પડયો. પ્રથમ તો તમારી મુદ્રાપરથી તમને મેં ગંગા માની હતી, પણ પાછળથી તમેજ ઓળખાયા હતાં. બનતી મહેનતે મેં ઉગારવાનો પ્રયત્ન કર્યો હતો, પણ તમારા પતી તરફથી મદદ ન મળી હોત તો આજે આપણે બન્ને સ્વર્ગમાં પહોંચ્યાં હોત!"

"હું ક્ષમાં માગું છું, નાથ? મને મારાં પાપનો બદલો ઇશ્વર તરફથી મળ્યો છે; પણ તમે મને ક્ષમા કરશો, કે?" પ્રભાએ નેત્રમાં આંસુ લાવી પ્રાણુલાલને કહ્યું.

"પ્રિયા? તું શાને ક્ષમા ચાહે છે. મારાં હૃદય રત્ન? તું અપરાધી હોયજ નહિ."

"હું અપરાધી છું. જો મને ક્ષમા કરો તો હું મારો અપરાધ આપને શ્રવણ કરાવું. જ્યાં સુધી હું મારા અંત:કર્ણની વાત તુરત વેળા નહિ કહું, ત્યાં સુધી મારી છાતી પર ચડેલો દુ:ખનો બોજો કદી ઓછો થશે નહિ."

બોલ, પ્રાણ? ધીમે ધીમે મને કહે, હું તને ક્ષમાજ કરીશ. અને પછી જો મારો અપરાધ તને જણાશે, તો તું ક્ષમા કરજે."

"હું તમારી દાસી છું. તમો અપરાધી હોય નહિ, અને હોય, તોપણ તે ક્ષમા કરવાને હું લાયક ગણાવુંજ નહિ. સાંભળો. મારી આ સ્થિતીનો દુષ્ટ અવર્ણનીય દોષ નવલશંકરના ખોટા વ્હેમ, કાચા કાન અને ભૂલથી થયેલા ભોગને ચડે છે. તોપણ ઇશ્વરી બનાવ સત્ય છે. નાથ? ગંગએ જ્યારે પોતાના ભાઇ માટે પાંચસો રૂપિયા મેળવ્યા, તે રૂપિયા બદલ બે સોનાની મોહનમાળા તેના મામાના દીકરા જદુરાય મારફત મુકીને આપણે ત્યાંથી પાંચસો રૂપિયા લીધા, એ તમો જાણો છો. હવે આ કામમાં નીચ કિશોરલાલ સામેલ હતો. પણ જ્યારે નવલશંકરે દાગીના માગ્યા, ત્યારે તેજ વળાએ ગંગા આપણી કનેથી બે હજાર રૂપિયાની જે ચીઠી લઇ ગઇ હતી, તે બદલ તેણે આપણે ત્યાં દાગીના મુકયા છે, એમ ગભરાયલી ગંગાએ તેના પતી નવલશંકર પ્રતિ કહ્યું. જો કે એ દાગીના તો આગળ મૂકાયલા હતા. આ બાબત કિશોરલાલને કાને જતાં તેણે ડોશીને ભંભેરી, ને ડોશીએ નવલશંકરના કાન ભંભેર્યા. નવલશંકર ઉશ્કેરાઇ ગયા, અને વ્હેમનો ભોગ થઇને, ગંગાપર અપરાધો મુકી મોડી રાત્રે આપણી ચીઠી પાછી આપી દાગીના લેવા મોકલી. ગંગા આપણે ત્યાં આવી. આ વેળા પ્રાણ? તમે તો બહારગામ ઉપડી ગયા હતા. ગંગા મધ્ય-

રાત્રીએ આવી, ને મને તેની સઘળી હકિકત કહી. ત્યારેજ મેં તો જાણ્યું, કે કિશોરલાલે અને યદુરાયે મૂકેલા દાગીના ગંગાના છે. હવે જો તમારી ગેરહાજરીમાં દાગીના આપું-તોપણ પીડા, અને ન આપું તો ક્રોધી નવલશંકર ગંગાને હેરાન કરે, એ માટે મેં મારા વ્હાલા પતીના ભરૂસાપર ગંગાને દાગીના કાઢી આપ્યા, પણ તેટલા અરસામાં નીચ કિશોરને ખબર થવાથી તેણે પોલીસને લાંચ આપી ઉશ્કેર્યા, અને મધ્યરાત્રે દાગીના માટે ચોરીના શકપર ગંગાને સિપાઇઓએ પકડી. ગંગાનું જોર ચાલ્યું નહિ, ત્યારે તે ચાવડીમાંથી નાશી ગઇ. પાછળથી તેજ સિપાઇઓ મને બોલાવવા આવ્યા, અને કહ્યું કે " ગંગા, નદીમાં પડી મુઇ છે. અને મરતી વખતે કેટલીકહકીકત તમો બાઇને કહેવા ચાહે છે" આ ખબરથી હું તો મધ્યરાત્રે આપણા સિપાઇ સાથે ત્યાં ગઇ. પણ પાછળથી તો કિશોરે કપટ કરેલું માલમ પડયું. સિપાઇઓ મારી સામે ઉશ્કેરાયા, અને મારા દાગીના કાઢી, તેઓએ મને વાવડીમાં ફેંકી દીધી." આટલું વૃત્તાંત કહેતાં પ્રભાને મુર્છા આવી ગઇ. પ્રાણલાલે આંખ દબાવી. અને નવલે લગાર પાણી છાટયું. જરાવારે તે શુદ્ધિમાં આવી.

"અરેરે ! પોલીસનો આટલો જુલમ ! કિશોરલાલનું આટલું પ્રબળ ! હવે તો એ હરામખોર લોકોને એકદમ ઉપડાવીજ દઉં !" પ્રાણલાલ ક્રોધથી બોલ્યો.

"કિશોર તરફથી આવી આશા રખાતી નહતી, પણ-

"નવલશંકર ? તમારૂં સર્વ સત્યાનાશ વળી ગયું છે. કિશોરલાલે, તમારા આબરૂદાર કુટુમ્બને પાયમાલ કર્યું છે. તમારી ગેરહાજરી પછી, અને મારી પ્રિયાના ગુમ થવા પછી મને તેણેજ કહ્યું કે "પ્રભાકુંવરનું નવલશંકર હરણ કરી ગયો છે!"

"તોબાં ! તોબાં ! નવલશંકર અને પ્રભાકુંવર બન્ને ઉશ્કેરાયાં.

" અરે એટલુંજ નહિ, પણ તમારા લેણદારોને ઉશ્કેર્યા, ઘર જપ્ત કરાવ્યું. ડોશી એજ ત્રાસથી બે કલાકમાંજ મરણ પામ્યાં–અને બાળકો !—

" ઓ પરમેશ્વર ! મારા કુટુમ્બની આ દશા ? પ્રભુ ? હું શું સાંભળું છું !" નવલ, પોક મૂકીને છુપો રડવા બેઠો. તેની આંખમાંથી ચોધાર આંસુ ચાલ્યાં.

" સારે નશીબે શામલાલ આવ્યો, તે તમારાં બાળકને મુંબઇ લઇ ગયો, નહિતો તે પણ મરી જાત. જો કે રાંડ કુલટા કર્કશાએ બાળકોપર તહોમત તો મુકયું હતું, પણ ઇશ્વરે લાજ રાખીને બચાવ્યાં છે. હવે કિશોરલાલ સઘળી મીલ્કતનો વારસ થયોછે. તમારા મુંબઇના દીવાળીયા આડતીયાનો તમારો પાંત્રીસ હજારનો ફાળો, તે પણ કિશોરલાલ તમારા નામની ખોટી સહી કરીને, અમલદારોને લાંચ આપી હજમ કરી ગયો છે."

" ઓ દૈવ ? ચંડાળ કિશોરે અંતે વેર લીધું. ગંગાને હું વર્યો, તેની અગાઉ પોતે તેણીને પરણવા ધારતો હતો, પણ નિષ્ફળ થવાથી વેરી કિશોરે આ પ્રકારે વેર લીધું ? કળિને મુકી નળને, દમયંતી વરી તેથી કળિનો પ્રકોપ થયો, પણ શું તેનો નાશ નથી થયો ? દુનિયામાં ભાઇ તે દુર્યોધન જેવા ? ચિન્તા નહિ, કર્મનો બદલો મળશેજ. ખરેખર મેં એ નીચના કાવાદાવાથી ઉશ્કેરાઇનેજ મારા કુટુમ્બની પાયમાલી કરી છે. અરેરે ! નિર્દોષ ગંગાને અને તેનાં મધુર બાળકોને મેંજ સતાવ્યાં છે. ઓ પ્રભુ ? મને તું સાહ્ય થજે." નવલ રડતો, પશ્ચાતાપ કરતો બોલ્યો.

" ગંગાએ પાંચસો રૂપિયા લીધા હતા, તે વિશે નવલશંકર ? તે તમારી કને, ખુલાસો કરવાની હતી, પણ તમે ગભરાયલા હોવાથી દુઃખમાં દુઃખ થાય, માટે ધિરજથી કહેવા વિચાર રાખ્યો હતો, એ

વાત મને દાગીના લેવા આવી, ત્યારે ગંગાએ કહી હતી, પણ કંઢગા સંજોગે તેણીનાથી તમને તે વેળા કહેવાયું નહિ, અને તમે ઉશ્કેરાયલા હોવાથી પ્રકોપ પ્રચાર્યો. અંતે તેનું આ પરિણામ આવ્યું !"

"અરેરે ! સર્વ ભૂલનાં ભોગ થયાં. તપાસ ન કરી, અને ચંડાળના ભંભેરવાથી ઉશ્કેરાયાં. મને એક પત્ર મળ્યો. જે પત્રમાં જાણે ગંગા ન્હાશી જવાની હોય, એમ વાંચવાથી, અને મોટી રાત સુધી ન આવવાથી મને શક ગયો કે, રખે તે દાગીના છુપાવીને ન્હાશી જવાની હોય, તે માટે હું મધ્ય રાત્રે તેની ખબર કહાડવા આવ્યો હતો."

"પણ તમે ગભરાટમાં હોવાથી મને ખુલાસો કરવાની કંઇજ તક મળી નહિ. એ પત્રની વાતમાં એ ભેદ છે. એ પત્ર તમારાજ નામનો બહારથી આવેલ હતો. ને તેમાં કોઇ સ્ત્રીએ તમને છુપા તેડાવ્યા હતા. તે ગંગાએ, તમને બતાવવા રાખ્યો હતો. પણ પાછળથી માલમ પડયું કે એ પત્ર તો અમારી સખી જયાકુંવરની ભૂલથી બીડાયેલો હતો. ને તેણીએ એ પત્ર તો પોતાના પતીને બીડયો હતો. જેમાં જયાકુંવરે પોતાના પતીને મુંબઇ તેડાવ્યો હતો. આ વાત મને તમારી ગડબડની સવારેજ મળી હતી. પણ પ્રસંગ વિના મને યાદ ન આવ્યું હતું. જયાકુંવરના વરે મને ગંગાપરનો પત્ર બતાવ્યો હતો, ને તે માટે હું ગંગાને પુછનાર હતી. કેમકે પત્ર જુદા જુદા પરબીડામાં બીડતાં જયાકુંવરની ભૂલ થઇ હતી. આ વાત ભેદમાં રહેવાથી કદી તમને શક ગયો હશે."

"પણ તે અગાઉ એ એક પત્ર મળ્યો હતો, તેમાં ગંગાની હીલચાલ વિશે શક બતલાવ્યો હતો.

"તે તો કિશોર જેવો કોઇ ચંડાળ પુરૂષ હશે. બાકી ગંગા સદાની પવિત્ર અને નિર્દોષ છે. તેણે પોતાના પતી માટે ઘણું કષ્ટ

ચહ્યું છે. અને છેવટ સુધી પણ તેણે જીવને જોખમે બહુ ખેડયું છે."

"આ સર્વ ભૂલથી થયું છે, પણ હવે ગંગા મળી જાય તો ઠીક! નવલ? તમે સ્નાન કરો અને હવે શુદ્ધ થઇને, ધિરજ રાખી દેવળપુર ચાલો."

"હવે હું દેવલપુરનું મૂખ કેમ જોઇ શકું! એ દાવાનળમાં હું કેમ પડું?"

"તમારા લેણદારો હવે કંઇજ બોલતા નથી."

"પણ મારૂં કુટુમ્બ વિનાસ થયું, તે મારીજ મૂર્ખાઇથી. મારાં ઘરબાર ગયાં. સ્ત્રી, બાળકો ગયાં, અને છેવટ આબરૂ ગઇ. હવે શું કરૂં!" નવલ ગભરાઇ ગયો. પ્રભાએ અને પ્રાણુલાલે ધિરજ દીધી.

"અરેરે! હું કેવો પાપી હઇશ? ગંગા? ગંગા? મને માફ કરજે? મેં નીચ કિશોરના કાવાદાવાથી તને દુઃખી કરી છે. અરેરે! તું જીવતી હઇશ, તે મને મળીશ, તો મારૂં સર્વે છે, નહિ તો હું પોતાના કર્મે પાયમાલ થયેલો પુરૂષ રવડી રઝળીને મરી જઇશ" નવલ રડતો રડતો બોલ્યો.

"ભાઇ? શાન્ત થાઓ. બનવાનું હતું તે બન્યું. હવે પસ્તાવો શા ખપનો? ધિરજ રાખો. પ્રયત્ન કરો. પ્રભુ તમને સાહ્ય કરશે." પ્રાણુલાલે કહ્યું.

"હવે હું શી ધિરજ રાખું? હવે હું કયાં જાઉં!" નવલે હ્રદયભેદક રૂદન ચાલુ કેર્યું.

"અમારે ત્યાં આવો. તમે સુખી થશો, તેમ કરશું. કિશોરને અને તેના સાગરીતોને યોગ્ય રીતે તપાસશું. તમારો વારસો તમને મળશે. હું તમને ઘટતી મદદ કરીશ. તે પછી ગંગાનો પતો કહાડશું" પ્રાણુલાલે તેને ધિરજ દીધી.

"નવલશંકર ? ગભરાઓ નહિ. હવે સર્વે ઠીક થશે." પ્રભાએ શાન્તવન કર્યું.

"હવે હું મારાં બાળકો કને જાઉં, એવું ચિત્ત ચિન્તવે છે. શામલાલને મળું, અને તે પછી હું સર્વે તજવીજ કરી દેવળપુરમાં આવું."

"તમે અનાધાર છો. માટે હાલ દેવળપુર પધારો. વખત છે, ચડતી પડતી સૌને માટે નિર્માયલી છે. પસ્તાવાનું કારણ નથી. કાળને વશ જગત છે. પુરૂષ થઈને હિમ્મત શું હારો છો ? એ દિવસ કંડા પણ હોય, તેથી હારી જવાનું છે ? વખતને માન આપવુંજ જોઇએ. તમે કંઇ ચોરી કરી છે કે જે શરમાઓ છો ? જુવો તો ખરા, પાપીઓનો કેવો રકાસ થાય છે !" પ્રાણલાલે અંતઃકર્ણપૂર્વક ધિરજ આપી.

"જો, મને કંઇક પૈસા સંબંધી મદદ કરો, તો હું પ્રથમ મુંબઇ જાઉં." નવલે નમ્રપણે કહ્યું.

"સ્ટીમર બંધ થઇ છે. ત્યારે હવે શું કરશો ! કેમ મુબઇ જશો ! રેલ્વે દૂર છે."

"હું રેલ્વેમાં જઇશ. હવે મને દેવળપૂર વિષમય થઇ પડ્યું છે. મને મદદ કરો."

"તમારી એવી ઇચ્છા છે તો ભલે, પણ ગભરાશો નહિ. પત્ર લખજો, અને જોઇએ તે મદદ માગજો. હું જીર્ણગઢથી ખુદ સરકારની મદદ અપાવીશ. તમારો હક્ક ડૂબાવશો નહિ. લેણદારોનું પણ સમાધાન થઇ જશે."

"હવે મેં ભારી ભૂલ જોઇ છે. આજ સુધી હું મારા પાપના પડદામાંથી સર્વ જોતો હતો, પણ હવે મને શુદ્ધિ પેદા થઈ છે. હવે હું દેખતો થયો છું."

"ઠીક છે. ત્યારે આજનો દિવસ રહી, કાલે તમો રેલ્વે તરફ જાઓ, અને હમે દેવળપુર જઈશું. તમને જે જોઈએ તે કહો, જમાદાર મંછીલ લેવા દેવળપુર જાય છે. તે સાથે મંગાવી લઊં."

"પચાસ રૂપિયા બસ થશે. તમારો ઉપકાર નહિ ભુલીશ."

"ચિન્તા નહિ. પણ ફરીને જલદી આવવું."

"ગંગાનો પત્તો મળે, તો મને લખજો. અરેરે! કેવી નિર્દોષ! કેવી દશા."

પ્રભાએ બળાપો કર્યો. નવલ, ગંગાને યાદ કરતો રડવા લાગ્યો. સ્નાન કરી માતાને યાદ કરી. અને છેવટ પોતાના સાહસ કામનો પસ્તાવો કરી હૃદય પરથી દરેક ભાર ઓછો કર્યો.

જમાદાર દેવળપુર ગયો. પ્રાણલાલે, રસોઈ કરાવી. વિશુદ્ધ પ્રભાને જમાડી. નવલ અને પોતે જમ્યા. એટલામાં જમાદાર મંછીલ લઈ આવ્યો. અને રૂપિયા પણ લાવ્યો. નવલને પ્રાણલાલે પચાસ રૂપિયા આપ્યા, ધિરજ દીધી. પ્રાણલાલ તથા પ્રભાકુંવર દેવળપુર ગયાં. નવલશંકર મુંબઈ તરફ રવાના થયો. નવલ, માર્ગમાં ગંગાના નામની માળા જપતો ચાલ્યો. પોતાનું સાહસ-કામ નજરે પડયું. પસ્તાવાના શિખરપરથી આખું જગત અને સકળ સંસાર નિહાળવા લાગ્યો. ગંગાની શોધ કરવા લાગ્યો. માધવ, જેમ માલતી માટે રવડે, રામ જેમ સીતાની શોધ કરવા ભટકે તેમ પોતાની પવિત્ર પ્રિયા ગંગાને શોધવાને તે નીકળ્યો. રેલ્વે સુધી આવી પહોંચ્યો, અને સ્ટેશન મળતાં મુંબઈની ટીકીટ લઈને ગ્રાન્ટરોડ સ્ટેશનપર ઉતરી જવા માટે રવાના થયો. એજ ટ્રેનમાં ગંગા, તથા રસિક પણ હતાં. નવલ, રેલ્વેમાં પણ પોતાનાં સાહસ કામથી દુઃખી થયેલી ગંગાની શોધ કરતો ચાલ્યો. ભુલનો ભોગ થયેલું શુકલ કુટુમ્બ કેવી દુર્દશાને પામ્યું? એક નીચ માણ-

સથી બ્હેકેલું વ્હેમી માણસ કેવી સ્થિતીએ પહોંચ્યું ! દુનિયાં? અજબ છે તારા રંગ ઢંગને ! અજબ છે તારી ઘટનાને !

## પ્રકરણ ૧૨ મું

### ગંગાની શોધમાં દુઃખી નવલ.

ભ્રમિત પુરૂષ પોતાની ભૂલનો ભોગ થયો. ભ્રામ્યતાએ તેને ભમતો કર્યો, નવલ વ્હેમનો શરણાગત થઇ ક્ષુધા, તૃષા વેઠીને પણ ગંગાની શોધ કરવા ચાલ્યો. મુંબઇની અલૌકિક રચના નિહાળતાં કંટાળ્યો. જે તરફ લક્ષ ચોટયું હતું, તેજ દિશાએ અંધ બનીને ચાલવા માંડયો. ગંગાનો પત્તો કહાડીને પછીજ શામલાલને ત્યાં જવું. જો ગંગા અવિચારી હોય, તો ઠપકો આપવો, દુરાચારી હોય, તો જન્મ સુધી તજી દેવી, અને સુવિચારી હોય, ને સંકટને શરણ થઇને કોઇને આશ્રયેજ રહી હોય, તો ધન્યવાદ આપીને પોતાની પ્રેમવશ કરવી." નવલ, આ તરંગિત વિચારથી ગંગાની શોધ કરવા ધસ્યો. અજાણ્યો છતાં માર્ગમાં ચાલતા લોકોને પુછતો, માર્ગ મેળવવા સિપાઇઓની મદદ લ્હેતો, નવલ લગભગ કાવશજી ઇનસ્ટીટયુટના તળાવપર જઇ પહોંચ્યો, પણ ત્યાંજ વિઘ્ન નડયું. અને વગર ગચે, તે ગોકળદાસ તેજપાળ હોસ્પીટલમાંજ પહોંચ્યો.

આ તરફ ગંગાની પણ તેવીજ દશા થઇ. નવલને નિરખ્યા પછી તેણીનું મુખ ગ્રહણ યોગ્ય થઇ ગયું. હૃદયમાં પશ્ચાતાપે વાસ કર્યો. તેણી કર્મરેખાને દોષ આપીને ચાલી; રસિકે તેની ચિન્તા પારખી નહિ. " યોગ્ય સ્થળે પહોંચ્યા પછી નવલની તપાસ કરવી, અને તેની દરેક શંકાઓ દૂર કરીને પોતાના અપરાધની માફી

માગવી.'' આ વિચાર વિમળમાં ઘેરાયલી ગંગા ભ્રમિત થઇ. તેનું ચિત્ત વ્યાધિગ્રસ્ત થવા લાગ્યું. રસિકને ત્યાં ગઇ. જમવાનું તૈયાર હતું. તેઓ ન્હાઇને સર્વે જમ્યાં, પણ તે પછી થોડીજ વારે ગંગા, એકદમ આજારી પડી. ઘણા દિવસનો થાક, પીડા, અને મેહનતથી તે સંતાપણીનું અંગ રોગી થઇ ગયું. ગંગાને જળંદર જેવો રોગ થયો હતો, કેમકે સ્થળ સ્થળના પાણી, હવા અને તન્દુરસ્તી ન સંભાળી શકાય તેવો ખોરાક લેવાથી તે વ્યાધીગ્રસ્ત બની હતી. અને એ વ્યાધી આ વેળા દુઃખદાયક થઇ હતી. રસિકના ઘરમાં સંભાળ કરનાર કોઇ હતું નહિ. ''ધર્મ કરતાં કર્મ નડે'' એવી રસિકને વ્યાધી વળગી. અનાધાર સ્ત્રીએ પોતાના વિષે નિર્ણય પણ ન કીધો, ત્યારે અંતે તેણીને હૅાસ્પીટલમાં જ્યાં પોતે નોકર હતો, ત્યાં પોતાની દેખ રેખ તળે આરોગ્ય કરવા રાખી. પોતાનો રસોઇયો જમવાનું આપતો. હવાવાળી જગ્યામાં તેને સુવાનું હતું. અને જાતે પોતે તેની સારવાર કરતો હતો.

ગંગા, રસિકને ઓળખી ચુકી હતી. માત્ર રસિકને ઘેર ગયા પછીજ તેની ભ્રાન્તિ નિઃશંક થઇ હતી. કેમકે તેના ઘરમાંહે કેટલાક જે પત્રો હતા, ને પુસ્તકોપર નામ હતાં, તેપર રસિકચંદ્રનું નામ હોવાથી તેણે નિશ્ચય કર્યો હતો કે એજ રસિક; પણ હવે તેની સાથે ઓળખાણ કેમ કરવી? કેમકે હવે તો પ્રેમનો પુનર્જન્મ આપવો હતો. આ નિસ્પૃહી વિચારમાં ગંગા દિવસ ગાળતી હતી. રસિકે, ગંગાને ધર્મશાળામાંથી કંઇક ઓળખી હતી, પણ પુર્ણ ખાત્રી કર્યા વિના આ કેળવાયેલો ગ્રાજ્યુએટ એકદમ પોતાની વિદ્યાને કલંક આપે, તેવો ન હોવાથી છુપી ચેષ્ટા જોતો હતો. ગંગાની યોગ્ય પરોણાગત કરતો હતો. કૃષ્ણાના પ્રેમને વશ થયા પછી, એજ કૃષ્ણાને પોતાની સાથી કરવાની અભિલાષાએ ગંગાની ખુશામત કરતો હતો.

રસિક તક શોધતો હતો, તે તક અનાયાસે મળેલી જોઇને પોતાનો ઉદય થયેલો સમજતો હતો. ગંગા બિચારી અહીં પણ પરાધીન થઇ પડી. અભાગી અબળાને છેવટસુધી સંકટે સંતાપી. પતિની શોધ કરવી મુલતવી રહી. બાળકોને તેડાવવાના દ્રઢ વિચારમાંજ રહી, અને પેટના કઠીણ દરદને શરણ થઈને પતિના નામની માળા જપતી હૉસ્પીટલમાં પડી. "પોતે મરી જાય તો બહેત્તર, પણ પતિના મનની શંકા દૂરાથાય તોજ ઠીક" આ જીંદગીનો છેવટનો વિચાર તેણે કીધો હતો. પણ પ્રગટ કરવાની તેણીની બિલકુલ જીભ્હા ઉપડતી ન હોતી.

કુદરતની ગતી અકળ છે. ગંગા જેવી પવિત્ર સ્ત્રી પતિના નામની જપમાળ ફેરવે. તો નવલ કેમ ન મળે! સુખે નહિ તો કર્મરેખાના દુઃખે આવી મળે. નવલ, કાવસજી ઇનસ્ટીટ્યુટના તળાવ પાસેથી પસાર થતાં પ્રીન્સેસ ડાક તરફ જતી ટ્રામ અને કાલકાદેવીને માર્ગે કોટમાંથી પાયધૂનીની ટ્રામ એક સાંધા તરફ આવી લાગી, તેમાં વિકટોરિયાની દોડાદોડી થવાથી નવલ તેની વચ્ચે સપડાઇ ગયો, અને એકદમ પગનો અપરાધી બની બેભાન થઇ પડયો. પગ લચકાઇ જવાથી તેને પાસેની હોસ્પિટલમાં લઇ જવામાં આવ્યો. ને ત્યાં સારવાર થવા લાગી. આખરે તે પણ ગોકુળદાસ હૉસ્પીટલમાં પહોંચ્યો.

રેલ્વેમાં ગંગા—રસિક અને નવલ જ્યારે સાથે આવ્યાં, ત્યારે મુંબઇમાં જુદાં શી રીતે રહે? કુદરતી સંબંધને લીધે તેઓ સમય સંજોગે સંગાથેજ રહ્યાં, અને તે પણ ડાકટર રસિકની દેખરેખ, હાજરી અને સારવાર તળે ગંગા ને નવલ દીન ગુજારવા લાગ્યાં. નવલના અકસ્માત્ વિષે બીજે દીવસે વર્તમાન પત્રમાં છપાયું, અને તે શામલાલને વાંચવામાં આવ્યું, તેમ એ પત્રથી ચોથે દીને દેવળપુરમાં પણ ખબર થઇ. તે અગાઉ પ્રાણલાલે પણ દેવળપુરમાં

ધામધૂમ ચલાવી હતી. એક તરફ ગંગા દુઃખ સ્હેતી હતી. અને બીજી તરફ નવલ, વ્યાધી ભોગવનો હતો. ત્યારે ત્રીજી તરફ પાપી કિશોર પોતાના પાપનો કાં ભોગ નહિ થયો હોય? રવિનો અસ્ત તો ચંદ્રનો ઉદય. અમાંવસ્યાનું અંધારું, ત્યારે પુર્ણિમાનો પ્રકાશ; એમ કુદરતી રચના રચાયલીજ છે. ગંગા અને નવલનો મેળાપ, શુકલ કુટુમ્બનો પુનરૂદ્ધાર, ત્યારે તેના નાશ કરનારનો અસ્ત હોવોજ જોઇએ. જોવાનું છે કે નીચ કિશોર, તેના દુષ્કર્મથી કેવી ગતી ભોગવે છે?

—*:○:*—

## પ્રકરણ ૧૩ મું.

### ઉડતો પ્રેમ!

રસિકચંદ્રની પ્રિયદ સ્ત્રી પોતાના પ્રેમીની વાટ જોતી હતી. કેમકે રસિકે, ભાવલપુર જતી વખતે ડૉરલીને વરવાનું વચન આપ્યું હતું. જોકે જેમ રસિકને કૃષ્ણા જેવી સ્વજ્ઞાતિયની કન્યા મળી હતી, તેમ ડૉરલીને પોતાનીજ જ્ઞાતિનો શોખીન અને છટાદાર ભવિષ્ય ભર્તાર મળી ગયો હતો. પણ તે છતાં એ ડૉરલીના હૃદયમાં રસિક વિસર્યો ન હતો. માત્ર એટલે સુધીજ કે પેલો અંગ્રેજ યુવાન, મી. હેનરી, સત્તાના તેજથી ને મર્યાદાના બંધનથી ડૉરલીપ્રતિ વધુ છુટ લઇ શકતો ન હતો. અગર જો એ અંગ્રેજ તરૂણ પોતાના સ્વતંત્ર ખ્યાલથી છુટ લહે, તો તે પળમાં ડૉરલીને પોતાની કરી શકે તેમ હતો. હજી ડૉરલીને પ્રત્યે તે યુવાન, નમ્રતાથી અને વિવેકથી વાત કરતો હતો. અંગ્રેજોમાં જે પ્રથમ પ્યાર કરવાની યુકિત હોય છે, તેનો કંઇકજ અંશ ડૉરલીને બતલાવવો શરૂ કર્યો હતો. તેવામાં રસિ-

નવલ-ગંગા.



પ્રિય ડૉરલી ? નવલગંગા પણ કંઈ કમ ન્હોતી !

ભાગ-૨-પૃ. ૧૦૯

Manoranjan Press, Bombay.

કની મુંબઇ આવવાની ખબર મળતાં ડૉરલીએ જુના પ્રેમને તરત વેળા સ્વિકાર્યો હતો.

ડૉરલીએ પ્રથમ રસિકપર એક પત્ર લખ્યો હતો. પણ તેનો પ્રત્યુત્તર તેણીને બિલકુલ મલ્યોજ ન હતો. રસિકે જો કે તેણીની દરકાર કરી ન હતી, તેમ હવે પછી ડૉરલીના પ્યારમાં જોડાવવાને ખુશી ન હતો, છુપી પ્રીત બતાવી ગંગાને યા નવલશંકરને જણાવવા ખુશી નહતો, તોપણ ડૉરલીએ તેને તજ્યો ન હતો. રમણીય ડૉરલી, રસિકનો પ્રત્યુત્તર ન મળતાં તે એકદમ હૉસ્પિટલ તરફ આવી હતી. અને રસિકને હૉસ્પિટલ પાછળના બગીચામાં લઇને તેને ઠપકો આપતી હતી.

રસિક, નીચું મૂખ કરી શરમાઇને સાંભળતો હતા. રસિકે, જો કે ડૉરલીને વિસારી મુકી હતી, તોપણ રસિલી અંગ્રેજ બાળાની મુખમુદ્રા જોઇને તેના મૂળ વિચારથી તે વિમુખ થયો હતો. બન્ને જણ હવે પ્રેમની વાતો કરવા લાગ્યાં. જેમ રસિક, તેણીને પ્રેમથી વિખુટી કરવા સરખા જુઠા અપવાદો મૂકવા લાગ્યો, તેમ ડૉરલી પણ અનેક તરેહના રસિકના છુપા અપરાધો રજુ કરી, રસિકને શરમાવા લાગી. આ પ્રકારનો કૃત્રિમ વિનોદ થતો હતો, એવામાં ગંગા ત્યાં આવી ચડી હતી. રસિકને ડૉરલી સાથે પ્રેમી વાતો કરતો જોઇને ગંગા થંભી ગઇ. તેણી બગીચાના પથરાયલાં ઝાડની ડાળી નીચે ઘણે દૂર ઉભા ઉભી વિસ્મય થતી ટગર ટગર જોતી હતી. રસિકે, ડૉરલીને તેની ઉધ્ધતાઇથી મ્હાત કરીને ગંગાનું સ્મરણ કરાવ્યું. ગંગા મનમાં સહજ મલકાઇ. “પોતાના મિત્રનો સંબંધ ઓછો થયા છતાં પણ રસિકે પોતાના હૃદયમાંથી વિસારી નથી” એવું જાણીને ગંગાની ચક્ષુમાં કુદરતી પ્રેમનાં આંસુ આવ્યાં. જરાવાર થંભી, એવામાં રસિક અને ડૉરલી ઉઠયાં.

ગંગાના પતિપરાયણુતાના પ્રતાપે બન્ને છુટાં પડયાં. કેમકે નવલ-શંકર જખમી થઇને આવ્યો, અને તે વિષે રસિકને કહેવાને, અને પોતાના પતિની સારવાર કરાવવા માટે મદદ લહેવાને ગંગા આવી હતી.

રસિક અને ડૅારલી, હૅાસ્પિટલમાં ગયાં. ડૅારલી, નિરાશ થઇને ઘેર ચાલી ગઇ. ગંગા પોતાના વિષે કંઇ હકિકત કહે, તે પેહેલાં સિપાઇએજ ત્વરિત ખબર આપી. રસિક, તુરત નવલ-શંકરની સારવાર કરવા દોડયો. નવલ બેભાન હતો, એટલે બીજા કોઇને તેણે પાસે રહેવા દીધાં નહતાં. માત્ર બે માણસ પાટો બાંધનારાં અને પોતે, ત્રણ જણ હતા. ગંગાએ ત્યાં જવાની ઘણીજ કોશિષ કરી હતી, પણ તેણીને સિપાઇએ અટકાવીને તેણીના બીછાના પાસેજ રહેવા ધમકી આપી. ગંગા, બિચારી લાચાર થઇને પોતાના બિછાના તરફ ગઇ. જો કે એ સુંદર લલના રોગથી પીડાતી હતી, તોપણ પતિ તરફ પવિત્ર લાગણી ધરાવતી હોવાથી, અને પોતાના પતિને આવી કઢંગી હાલને જોવાથી, તેણી આવેશ-માંજ દોડી હતી, તેની ચિન્તાએ તેણીને વિસારી દીધી હતી. કેમકે હવે ગંગાને હિમ્મત આવી હતી. “ તે બિછાનાપર પડી રહેશે, તોપણ તે રોગને બદલે સુખ માની લહેશે. હું નિર્ણય જળથી પતિને શાન્ત કરીશ. ”

એમ સંતોષ ધરતી હતી. ગંગા, હવે પતિ ખાતર પ્રાસદ્ધ થવા ચાહતી હતી. અને રસિકની વાટ જોતી એકી નજરે પોતાના પતિના સારવારના ઓરડા તરફ સ્નેહદ્રષ્ટીથી જોતી બેઠી હતી. થોડી વારે રસિક, નવલશંકરની યોગ્ય સારવાર કરીને બહાર નીકળ્યો હતો, પણ તે ગંગા તરફ આવવા બદલે બહાર ફરવા માટે દરિયા કિનારા તરફ જવા ઇચ્છતો હતો; જેથી પોતાના મિત્ર

સાથે તે હોસ્પિટલ છોડી ગયો હતો. રસિક, ડૉરલીની નિરાશી તરફ વિચાર દૃષ્ટિ ફેરવીને પોતાના મન દુઃખનું સમાધાન કરતો હતો. જો કે મુખપર મિત્રની વાતમાં ચિત રાખવાનો દેખાવ કરતો, પણ હૃદયથી તે ડૉરલીને પ્રેમહીણુ કરીને, કૃષ્ણાને વરવા ઇચ્છતો હતો. હજી પણ તેને ખબર ન હતી, કે જખમી થઇ આવેલો શખ્સ નવલશંકર હતો. રસિક, દરિયા કિનારે મિત્ર સહિત ફરતો હતો. અને પ્રસંગોપાત વાર્તા વિનોદની મઝા મેળવતાં મેળવતાં ચર્નીરોડથી છેક બેન્ડસ્ટેન્ડ સુધી પહોંચી ગયો હતો. આ સ્થળે શોખીન પારસી અને અંગ્રેજ સ્ત્રીઓની રંગ બેરંગી પોશાકમા ઝળકી રહેલી મુખમુદ્રા નિહાળી દરેકની વ્યાજ-સ્તુતિ કરતો હતો. પણ તેવામાં તેને યાદ આવ્યું કે "કોલાબા પારસી સેનટરીયમમાં સાત વાગે એક ચહવાડીક પારસી વર્તમાન પત્રના કુશળ અધિપતીને ઘેર તેની આજારી બાળકન્યાને જોવાને જવું છે." એથી મિત્રનો સાથ છોડીને રસિક વિખુટો પડયો. અને મિત્રો પણ પોતાના ઘર તરફ ફર્યા ... ... ... ...

રસિક, પોતાના દરદીને તપાસીને છેક આઠ વાગે "સ્વીમીંગ બાથની" સામેના પુલપર થઇ પગે ચાલતાં જતાં તેણે એક અંગ્રેજ અને એક લેડીને બન્નેને પ્રેમવશ જોયાં. જે અંગ્રેજ યુવાન હતો, તેનો એક હાથ, પેલી યુવાન સ્ત્રીની વાંકી વળેલી કમ્મરનો ભાર ઊંચકવામાં રોકાયો હતો, અને બીજો હાથ તેના ગોરા ગુલાબી ગાલપર રોકાયો હતો. વળી બન્નેના અધરોષ્ટ એકસરખા ગગનની સપાટી જેવા મળી ગયા હતા, અને એ પ્રેમભાવ ગગનનો ચંદ્ર, ઝાડનાં પાંતરાં ખસેડીને જાણે ઊંચે રહી સર્વ નિહાળતો હોય, તેમ રસિકની દૃષ્ટીએ દેખાવ જણાતો હતો. જયારે બન્ને પ્રેમીઓએ કોઇ મનુષ્યના પગનો અવાજ સાંભળ્યો, ત્યારે ગભરાઈને

છુટાં પડી, સીધી સડકપર ચાલવા માંડયાં હતાં, પણ તેવામાં ડૉરલીની નજરે રસિકજ પડયો હતો. રસિક, વિસ્મય થયો. ડૉરલી શરમાઇને નીચું મુખ કરી ઝડપથી પેલા અંગ્રેજ યુવાનનો હાથ પકડી ચાલી ગઇ. અંગ્રેજ બાળાના આ ઉડતા પ્રેમને જોઇને રસિક વિસ્મયતાના શિખરપર ચડીને વિચાર કરતો ચાલવા માંડયો.

રસિક, યુવાન હતો. અંગ્રેજ સંસારથી અનુભવહીણ હતો, એટલે આ ડૉરલી અને તેના નવા પ્રિતમના પ્રેમ માટે પોતાને આશ્ચર્ય લાગે. પણ તે વધુ અનુભવમાં આવતે તો સહજ સમજતે, કે અંગ્રેજી પ્રેમ, કૃત્રિમ અને જૂઠો છે. મી. સ્કોટસને છોડીને ડૉરલી રસિકના પ્રેમમાં પડી. પણ જયારે વળી બીજો અંગ્રેજ યુવાન મળ્યો, ત્યારે તેણી પોતાના જાતી પ્યાર તરફ ફરી ગઈ. આપણા દેશી કવિઓ કહે છેકે “ મોભનાં પાણી નેવે આવે, નેવનાં પાણી મોભેજ ચડેજ નહિ. ” નદી જળમાં ગમે તેવો લાકડીનો ફટકો મારો, પણ પાણીનો સંબંધ છુટો પડે ! હરેકજન પ્રાણી પોતાની જાતીમાં મળવા વિચાર કરે. કુદરતજ તેને તેવી બુદ્ધિ પ્રેરે, પછી મનુષ્યની શી સત્તા !

રસિક આખી રાત્રી શોચ કરતો પડી રહ્યો. ડૉરલીની દુરાચરણી રીત માટે તેને ધિઃકાર છુટયો, પણ તે સાથે પોતે પોતાને પ્રથમ ધિઃકાર આપવા લાગ્યો. પ્રેમનો અનુભવ કર્યા વિના, પ્રેમીને ઓળખ્યા વિના, એકદમ સાહસ કરવા ગયો, તેનું દુષ્ટ પરિણામ આવ્યું. એ વાત બાજુપર મૂકતાં પણ અંગ્રેજ બાળાઓના ઉડતા પ્રેમ વિશે તેને બહુજ ધિઃકાર પેદા થયો. જો કે પોતે ડૉરલીના સંબંધથી છુટો થવા ચાહતો હતો, તોપણ ડૉરલીના આગ્રહથીજ તે દિવસે પોતાના વિચારથી બદલાયો હતો. અને ફરીને ડૉરલીના પ્યારમાં જોડાવા ઇચ્છતો ન હતો, પણ તેટલા વખતમાં તો ડૉરલીએજ માર્ગ બતલાવી આપ્યો.

" ડૉરથી કેવી કૃત્રિમ પ્રેમ બતલાવતી હતી ? " એ વિષે પ્રતિ ઘડી રસિકને ભ્રમણા થવા લાગી, અને એ સંસારનો પણ અનુભવી થયો. અનુભવી થયો છતાં છેવટ તે અપમાન પામ્યો. બીજે દિવસે પ્રભાતેજ રસિકને ડૉરથીનો પત્ર મળ્યો, તેમાં રસિકને પ્રેમહીણુ ઠરાવ્યો. દેશી તરીકે પ્રેમને જાણવાને તેને નાલાયક ગણ્યો, અને વળી એવી ભાષામાં દર્શાવી જણાવ્યું, કે રસિકને એ પ્રસંગની વાત કરવાને પણ બની શકે નહિ. આ પત્ર વાંચીને રસિક હૃદયમાં રડયો. પોતે જે સાહસ કીધું, ધર્મને છોડયો, તે માટે આત્માથી દુઃખાવા લાગ્યો. પણ સારે નશીબે ફરીને ડૉરથી માટે એક અંગ્રેજી વર્તમાન પત્રમાં ખબર વાંચી કે " તેણી એક ધનાઢય અંગ્રેજના છોકરા સાથે સદા સુધીની પરણી ગઇ છે. અર્થાત્ લગ્ન સંસ્કારથી સંસાર સુખમાં જોડાઇ ગઇ છે. અગર જો તેમ ન થાત, તો નાહક રસિક, હૃદયદુઃખના પંઝરણથી રોગી થાત.

એ દિવસમાં ડૉરથી વિસરાઇ ગઇ, અને પોતે પણ પોતાની જાતી સંસારમાં જોડાયો. અંગ્રેજ બાળાના અદ્ભૂત પ્રેમથી વિખૂટો પડેલો રસિક, હવે એ પ્રેમનો અનુભવ મેળવી તે વિષે છુપા વિચારો જણાવવા લાગ્યો. મી. હેનરી આવ્યા, અને ડૉરથીને પરણાવીને વિલાયત મોકલી દીધી. એટલે રસિકને દેખવું નહિ, તેમ દાઝવું નહિ, એ મુજબ માત્ર અનુભવ સ્મરણનું જ સંકટ હૃદયમાં અનુભવી થઇને ચોટી રહ્યું.

આ સંસારની જુદી જુદી માયાનો રંગ કેવો અદ્ભૂત અને વિચિત્ર છે ? જુદી જુદી જાત, જુદા પ્રદેશ, જુદી રીત અને જુદા સંસારમાં કેવી વિચિત્રતા રહેલી છે ? બીજાના અનુભવ સિદ્ધ સંસારની નક્કલ કરનારાં માણસોએ પ્રથમથી બહુજ વિચારવાનું છે, નહિ તો ડૉક્ટર રસિક પેઠે દુઃખી થઇને પસ્તાવામાં પડવું પડે !

જો કે ડૉકટર રસિક તો હજુ પ્રેમસાગરના કિનારાપર હોવાથી બચી ગયો, પણ નક્કલ કરનારાં જો જનપ્રાણી મધ્યસમુદ્રમાં જશે, તો તેને કિનારે પહોંચવું અતી કઠણ થઇ પડશે.

પૂર્વકાળના વિદ્વાનોએ, અને ધર્મ, સંસાર, ઇત્યાદિ ચલાવનારાઓએ બહુજ વિચાર કરીને પોતાના પંથ પ્રસાર્યા છે. અને અલબત ફાયદાકારક રીત બીજાની કનેથી ગ્રહણ કરવી એ એક વાત છે, પણ તેથી હાની પ્રાપ્ત ન થાય, તે સંભાળવું મુખ્ય બાબત છે. ખચીત આ બાબત નક્કલ કરનારાઓને નક્કલ કરવા જોગ છે, અને પુખ્ત વિચાર કરીને સંસાર સંભાળવા યોગ્ય છે.

## પ્રકરણ ૧૪ મું.

ગોકુળદાસ તેજપાળ હૉસ્પિટલમાં ભેદ ભરમનું ફુટવું.
(નવલ-ગંગાનો મેળાપ.)

નવલ અને ગંગાનો દુઃખી સંસાર હવે સુખમય થશે. દુઃખને અન્તે સુખ હોવુંજ જોઇએ. રાત્રી પછી દિવસ, અસ્ત પછી ઉદય અને દુઃખ પછી સુખ, એમ થવું એ કુદરતનો કાયદોજ છે.

રસિક, નવલને લેપ લગાડી, પાટો બંધાવી ફરવા ચાલી ગયો, અને ગંગા, પોતાના પતિની શેવા કરવા જવાને તૈયાર થઇ, પણ સિપાઇએ તેણીને અટકાવી, તે વખતથી શોક અને રૂદનમાંજ સમય ગાળવા લાગી. રસિકચંદ્ર ક્યારે આવે, અને પોતાની દુર્દશાનું કારણ જણાવે? જેમ જેમ તે અધિરી થતી ગઇ, તેમ તેમ રસિકનાં દર્શન દુર્લભ થઇ પડયાં એક સમયે જેને પોતાનો જન્મભરનો આધાર માન્યો હતો, પોતાની આત્મિક લાગણીથી

આખા ભવને માટે જેણીએ પ્રેમ આપ્યો હતો, તે રસિક આ વેળા મીઠી નજરે જોવાને પણ હઠીલો થતો જણાયો. જેણી રસિકના પ્રેમમાં ધનાઢ્ય બની હતી, તે પોતાને કંગાળાવસ્થાને શરણ થયેલી જોઇ તેણીને અંતરમાં અતી બળાપો થયો. પોતાના ભર્ત્તારની માંદગી વેળા પોતે હાજર છતાં જાહેર રીતે દિગ્અંધ થવાથી તેને સંકટ પેદા થયું. "રસિલા રસિકના હુકમને તાબે થવું પડશે, અને પોતાના પરણેલા પતિનું દુઃખ જોવા માટે રસિકની રજા લેવી પડશે" આ ગંગાએ કલ્પનામાં પણ કલ્પ્યું ન હશે, પણ કુદરતની અકળાકળા કને ગંગાની કલ્પના કઇ વિશાતમાં !

બીજે દિવસે ડૉરલીની બેવફાઇપર ધિઃકાર નાખતો, કુચ્છંદી કન્યાના કૃત્રિમપ્રેમને તિરસ્કાર આપતો રસિક, તેણીના પ્રેમથી અતી નાશીપાસ થઇને હૉસ્પિટલમાં આવ્યો. હવે ગંગાને પોતાનો ધાર્મિકસ્નેહ અર્પણ કરીને કૃષ્ણાનો પ્રિયપ્રેમ ગ્રહણ કરવા રસિકે વિચાર કર્યો. વેવીશાળ થયા છતાં ગંગાની માફક રસિક કૃષ્ણાપર બાંધેલી આશામાં નિષ્ફળ ન થાય, તે માટે ચોતરફથી ચોકસી કરવા માંડી. ગંગાની ઓળખ લેવા માટે વિચાર કરીને હૉસ્પિટલમાં આવ્યો, અને નવલશંકરની તબીયત તપાસવા તેની તરફ ગયો; ગંગાની દૃષ્ટિએ રસિકને જતાં જોયો. સિપાઇ ન હોવાથી ગંગા તુરત તે તરફ દોડી. અને રસિક પાસે આવી. રસિકે માન સહિત પુછ્યું! "બાનુ? તમારી તબીયત સારી છે! અહીં ઉતાવળાં આવ્યાં છે, તેથી કંઇ અગત્યનું કામ છે? કહો તો હું બહાર આવું!" રસિકે અમૃતાથી કહ્યું. "બહાર આવવાની અગત્ય નથી. મને આ પુરૂષ પાસે બેસવાની રજા આપશો, તો તમારો ઉપકાર થશે." ગંગાનું વિચિત્ર કથન સાંભળી રસિકને આશ્ચર્ય થયું. પરપુરૂષ પાસે આ નાજુક સ્ત્રી

બેસવાની માગણી કરતી જોઇ રસિક તો વિચારમાં પડયો. "સુજ્ઞ સજ્જન? એ મારો સ્નેહી છે, મારો આધાર છે. તમે શંકાશીલા ના થશો, એ મારો ભૃતાર છે!" ગંગા છેલ્લો બોલ બોલીને નીચું મોં કરી ઉભી. આંખમાંથી અશ્રુધારા ચાલી." બાનુ? આપ કોણ છો? તમારો ભૃતાર અહીં કયાંથી?" મારા કર્મ સંયોગે આવી મલ્યા. ડૉકટર તમે પણ એક વેળા મારા ભવિષ્યના સાથી થનાર હતા, પણ દુર્ભાગ્યે"—ગંગાનું હૃદય નરમ હતું. વિપત્તીએ તેણીને નિર્બળ બનાવી દીધી હતી. તેથી વધુ અશ્રુપાત કરી શકી નહિ. અબળા જાત કોમળ ગણાતી હોવાથી તેને આ કઢંગો સંજોગ દુઃખકારક થઇ પડયો. તેણી રડી પડી. બહુજ રડી. પોતાને આવી સ્થિતી આવશે, એમ ન જાણતાં છતાં દેવી પ્રકોપ થયો, ભૂતકાળની સ્થિતી દૃષ્ટિએ આવી ચડી, અને પુર્ણ રડી. રસિક આશ્ચર્યતાના સજળ સ્નેહમાં ડુબી ગયો.

"બાનુ? તમે કોણ?—ગંગા!—" રસિકે શાન્ત સ્વરે કહ્યું. શરમાતે મૂખડે કહ્યું. આશ્ચર્યતાથી કહ્યું.

"હા, તેજ અભાગી ગંગા, કે જેણીના કમભાગ્યે અનેક જનો વિપત્તીને શરણ જઇ ચડયાં. અરેરે ડૉકટર રસિક? હાય! હવે પ્રેમી શબ્દ પતિપરાયણી પ્રમદાના મુખમાંથી કેમ નીકળે? દયાળુ પુરુષ? હું ક્ષમા ચાહું છું. માત્ર એટલાજ માટે કે ભૂતકાળનો બનાવ બની ગયો. આપણો પ્રેમી સંબંધ વિરક્ત થયો, પણ સાંપ્રતકાળમાં આપે બતાવેલી લાગણી અને ઉઠાવેલી તસ્દી માટે હું ક્ષમા ચાહું છું.

"પવિત્ર ગંગા? જો તારી મેં શેવા ઉઠાવી છે, એમ તું ધારતી હોય, તો મને મગરૂરીથી માનવું જોઇએ, કે હું કૃતાર્થ થયો છું. તુજ જેવી પવિત્ર સ્રીના અનાયાસે દર્શન થયેલાં જોઇને હું

ભાગ્યશાળી થયેલો સમજુ છું. ગંગા? જ્યારે તમે મને પીછાણતાં હતાં, ત્યારે તમારે તમારૂં નામ છુપાવવાનું કંઇ કારણ હતું? તમે મને ધર્મશાળામાં મળ્યાં, ત્યાં તમોએ જો તમારૂં નામ ઠામ જાહેર કર્યું હોત, તો તમે વધુ સુખી થતે. કેમકે વગર ઓળખથી તમને કદી મેં અપમાન કર્યું હશે."

"તેમ કંઈજ થયું નથી. પણ હવે મને મારા પ્યારા પતિને મળવા દેશો?"

"તમારા પતિને મળવાનો, સ્નેહ અર્પવાનો, ને સેવા કરવાનો કુદરતી હક્ક છે. આજ સુધી એ હક્કની વચ્ચે હું આવ્યો નથી, તો આજે હું એ માટે કેમ અટકાવ કરી શકું? પણ તારા પતિ લગાર નિદ્રાવશ છે. જખમની વેદનાએ દુઃખી થઇને અંતે સૂતા છે, તો સુવા દો. બેસો. હું પણ અહીં તમારી પાસેજ બેસું છું. કેમકે હવે તો તમારા સુખને માટે જેમ બને તેમ ત્વરાથી તેમને સુખ થાય, તેવા ઉપાયો લહેવા પડશે."

"તમારો ઉપકાર છે, ડૉકટર! હું કંગાળ સ્ત્રી તરફથી બદલાની આશા શી રખાય?"

"પવિત્ર સુંદરી? તમને જોઇને મને પશ્ચાતાપ થાય છે. દયા છુટે છે. ગંગાની આ દશા? મેં તમારી કેટલીક હકિકત ભાવલપુરમાં સાંભળી છે."

"કોણે કહ્યું? શું કહ્યું? મારા સમ, ડૉકટર? સ્વિસ્તર કહો." ગંગાએ અધીરાઇથી પુછયું.

"પોપટે કહ્યું. કૃષ્ણાકુમારી સાથે મારૂં વેવીશાળ નક્કી થયું, તે દિવસે--" રસિક શરમાઇ ગયો. કૃષ્ણાની સાથે સંબંધ જોડાવાની વાત કરતાં કુદરતી રીતે તેનાથી અટકી જવાયું. ગંગાના પત્રની આજે અદ્‌ભૂત અસર થઇ?"

" કૃષ્ણા અને પોપટ ભાવલપુરમાં આવ્યાં હતાં? તેઓ કુશળ છે ? "

" હા, બાનુ ! પણ તમારા વિયોગ દુઃખથી કૃષ્ણાનાં આંસુ સુકાયાં નથી. "

" હું અભાગિયણ દરેકને દુઃખદાયક થઇ પડી છું. શું કરૂં, ડૉકટર ? હું મારી ભૂલનોજ ભોગ થઇ છું. પતિને શક ઉત્પન્ન કરાવવાનું મેંજ કારણ આપ્યું છે. કેટલીક મારી દુઃખદાયક હકિકત હું તમને પછી કહીશ, પણ કહોની ? કૃષ્ણા કેવી છે ? "

" સારી છે. તમારા શિક્ષણ કરતાં ચડે એવી છે. અનુભવમાં બાળક છે, પણ બુદ્ધિ ચંચળ છે. પોપટલાલની ઇચ્છાથી, અને તમારા પૂર્વ કોલથી અંતે હું મારા જીવનમાં સફળ થયો છું. માત્ર તે તમારીજ કૃપાનું પરિણામ છે; અગર જો તમે મને આશા ન આપી હોત, તો હું આજે વૈરાગી થયો હોત, અથવા તો રવડી રઝળીને પ્રભુને શરણે ગયો હોત. "

" હું ખુશી થઇ. કૃષ્ણાનો જન્મ સુધર્યો, અને તમને સુખસંપાદન થયું. યોગ્ય દમ્પતી નિહાળીને હું મારા જીવતરમાં સફળ થઇ હવે તે હજુ શું ભાવલપુર છે ? "

" રાજનગર ગયાં છે. પોપટ સારી સ્થિતિમાં છે. માત્ર તેને તમારીજ ચિન્તા વસી રહી છે. "

" મારાં બાળકો કયાં હશે ? અરેરે ! મારાં લાલુડાં બાળક, તેની મા વિના કેવાં રઝળતાં હશે ? ડૉકટર ! હું એ સ્થિતીની શી હકિકત કહું ! મારૂં હૃદય ભરાઇ આવે છે. અરેરે ! હું કેવી ક્રૂર ! મેં મારાં બાળકની પણ દરકાર કરી નહિ. ઓ મારાં બાળુડાં ? તમો કયાં હશો ? " ગંગા રડી પડી. મોટે સાદે તેણીનાથી રડી જવાયું હૈયું ભરાઇ આવ્યું.

" તમારી પાસેજ છે, મારાં વ્હાલાં ભાભી ? "

" માતા ? અમે તારી પાસેજ આવ્યાં છે. તું હમને ભેટ. હમને બોલાવ ! "

" મારી મા ક્યાં છે ? કાકા ? મને મારી માં બતલાવોની ? મારી મા પાસે હું ક્યારે જઇશ ? મને માં ઓળખશે કે ? હું મારી માને જોઇને એવો રડીશ કે તેને પણ રડવું આવશે. મને મૂકીને ચાલી ગઇ તે ? " ગંગા આ શબ્દો સાંભળીને એકદમ ચોતરફ જોવા લાગી, તો પોતાનો બાળકિશોર મણી, મુગ્ધકન્યા મંકુ અને ઇંદુલાલ તથા શામલાલ નજરે પડયાં. ગંગા દોડતી પોતાનાં બચ્ચાંને લઇ હર્ષ વેગમાં રસિક કને આવી. તેને હર્ષાશ્રુ ગીરિ પડયાં. આનંદનાં આંસુથી ગંગાએ પોતાનાં વ્હાલાં બાળકને વધાવી લીધાં. ઘણે કાળે મળેલાં પ્રિયબાળકોને જોઇને નિઃસર્ગીય સ્નેહની માતા ગાંડી બનીને બોલી.

" તમે ક્યાંથી ? આજનો મારો કેવો સંસ્કારી સમય ! અરે ! હું ક્યાં છું ! હું ખરૂં જોઉં છું કે સ્વપ્ન ? " ગંગા, જાણે હર્ષમાં બેભાન થઇ ગઇ.

" તમે શુદ્ધિમાં છો. હવે ચિન્તા ન કરો. " શામલાલ બોલ્યો.

" પણ મારા બાપુ ક્યાં ? " મંકુ બોલી રસિક આશ્ચર્ય પામ્યો.

" જરા શાન્ત થઓ. કહેશો કે આપ કોણ છો ? " રસિકે નમ્રતાથી શામલાલને પુછયું.

" ડૉકટર રસિક ? તમે મને નથી ઓળખતા, પણ હું આપણને ઓળખું છું. હું મારા મુરબી આ જખમી ભાઇ નવલશંકરનો, ન્હાનો ભાઇ શામલાલ છું. મારા ભાઇ કેમ છે ? "

" માફ કરજો. આપને કોઇ દિવસ જોયેલા ન હોવાથી મને

પુછવું પડ્યું. તમારા ભાઇ સારી પેઠે છે. પણ તમને શી રીતે ખબર પડી ?"

"મેં આજે વર્ત્તમાન પત્રમાં વાંચ્યું હતું, અને એ આધારે અહીં ત્વરા ચાલી આવ્યો. વળી આ બાળકોએ કજીઓ કરવાથી તેને પણ સાથે તેડી લાવ્યો. સદ્ભાગ્યે મારાં ભાભી મળી ગયાં, કેવો આનંદનો દિવસ !"

"હા, તમારા ભાભીને હું તેડી લાવ્યો. ભાવલપુરથી આવતાં એક અકસ્માતમાં સાક્ષી તરીકે હું એક સ્થળે ઉતર્યો હતો, માર્ગમાં તમારાં ભાભી દુખી હાલતે મળ્યાં હતાં. જો કે તેઓએ પોતાનું નામ ઠામ આજ સુધી જણાવ્યું ન હતું, તોપણ એક નાગર સ્ત્રી તરીકેનું નામ જાણી મેં તેનો ઘટતો સત્કાર કર્યો હતો. અને છેવટે જ્યારે તેને મુંબઇ આવતાં જલંદરનું દુઃખ થયું, ત્યારે તરતજ હોસ્પિટલની મદદ આપી હતી. તે અરસામાં આ તમારા ભાઇ પણ મળી ગયાં. ગંગા મને પોતાની હકિકતથી હમણાંજ વાકેફ કરે છે, અને પોતાનાં પ્યારાં બચ્ચાનું નામ મોમાંજ છે ત્યાં તો:—

"હમે આવી પહોંચ્યા, કેમ જીબા ?" મણીએ રસિકની વચ્ચેજ કહી દીધું.

"હા, મારાં બાળુડાં ! પણ તમે કાકા કને કયાંથી ?" ગંગાએ પુછયું,

"એ હકિકત લાંબી છે. પછી કહીશું. પણ મોટાભાઇ કયારે ઉઠશે ?"

"જરા હમણાંજ સૂતા છે. જખમની વેદનાથી બહુ દુઃખી થાય છે. જખમ લગાર પુરાયો છે." રસિક કહ્યું.

"ત્યારે તબીયત કયારે સુધરશે"

"જખમ રૂઝાવાપર આવ્યો છે. હવે ઈશ્વર સારૂંજ કરશે."

"સારૂં કરશે ? કોણ કહે છે ? ના—ના—" નવલ, ભ્રમણામાંજ બોલ્યો.

"હા સારૂં થયું છે. જુઓ, મારા નાથ ?" ગંગાએ નજીક જઈ કહ્યું.

"કોણ! કોણ બોલ્યું !" નવલે આંખ ઉઘાડી પુછ્યું. ગંગાને પ્રત્યક્ષ જોઈ.

"ગંગા ?" ગંગા નવલ એકદમ ખાટમાં બેઠો થયો." આ કોણ ? શામલાલ ! ઇંદુ ! હુ શું જોઊં છું! ઓ પ્રભુ !" નવલ મુર્છીત થયો. ડાકટરે માણસને બૂમ પાડી, અને શુદ્ધિમાં લાવવા સારવાર કરવા માંડયો.

"શાન્ત થાઓ. હવે તમે ગભરાઓ નહિ." શામલાલે માથું દાબીને કહ્યું. બે પળમાં તુરત નવલ શુદ્ધિમાં આવ્યો. ઉઠયો. બેઠો થયો. ચોતરફ જોયું. "મારા બાળુડાં કયાંથી ! તમે આવો ! અભાગી પિતાને મળો." નવલે, પોતાનાં બચ્ચાંને હર્ષથી તેડયાં. ચુંબન કીધું.

"ભાઇ શામલાલ તું ! કયાંથી ! તમે સર્વે મને મળશો, એ મારી જીંદગીના અન્ત સુધી આશા મેં બાંધીજ ન હતી. અરેરે, ગંગા ? મને તું મળશે ! હું મારાં બાળકને હાથ કરીશ, એ સ્વપ્ને પણ ધારતો નહોતો. "ईश्वरो गहनो गतिः" નવલ રડી પડયો. કપાળે હાથ મુકી અશ્રુપાત કરવા બેઠો.

"શાન્ત થાઓ, શુકલ ! હવે હિમ્મત કેમ હારો છો ?"

"ડાકટર ? તમે મને જીવતદાન આપ્યું છે, હું તમારો જન્મનો આભારી છું."

"મિથ્યા. મેં કંઇજ ઉપકાર કર્યો નથી. મેં મારો ધર્મ બજાવ્યો છે. મારા જ્ઞાતિબંધુનું શુભ કરવું, તેમાં ઉપકાર શો ?

“ જ્ઞાતિબંધુ ? ” નવલે આશ્ચર્યતાથી પ્રશ્ન કર્યો.

“ હા. એઓ ડૉકટર રસિકચંદ્ર ” શામલાલે પ્રત્યુત્તર આપ્યો.

“ ડૉકટર રસિકચંદ્રના ઉપકાર તળે હું દબાયલો ! અરે તેનો કેવો ઉપકાર! હું બદલો કેમ વાળીશ ? ”

“ નવલશંકર? તમારા મનમાં શું હજી હું ભિન્ન છું ? ”

“ હું કદી તેમ માનું, તોપણ તમોએ તેમ માન્યું નથી.”

“ ડૉકટર રસિક જેવા પ્રમાણિક પુરૂષ, ગુજરાત કાઠિયાવાડના આખા નાગરિક કુટુમ્બોમાંથી મળવા મુશકેલ છે. પણ ભાઇ ? એ સર્વે નિરાંતે બદલો વળી રહેશે હાલ તમો કેમ છે ? ” શામલાલે પુછ્યું.

“ હું ઠીક છું. હવે મને તારે ઘેર લઇ જા.” નવલે હર્ષથી કહ્યું.

“ ડૉકટર કહે, તો હમણાંજ તૈયાર છું. ભાઇ ! તને હવે હું વીલો નથી મુકવાનો. હાલ તો કંઇપણ પુછીશ નહિ. સૌ ઠીક થશેજ.”

“ ખુશીથી જાઓ. હું ત્યાં આવીને તપાસ કરી જઇશ.” રસિકે ખિરજ દીધી, અને નવલશંકરને જવાની રજા આપી.

“ આપનો ઉપકાર ભૂલીશું નહિ.” સર્વે એક અવાજે બોલ્યાં. રસિકના હર્ષનો પાર રહ્યો નહિ.

“ પણ ગંગા કેમ આવી ? મને તે જલદી કહો.”

“ ડાકટર રસિકને અકસ્માત મળી જવાથી માત્ર અજાણ અને નિરાધાર જાણીને મદદ કરતા કરતા, સારવાર કરતા કરતા તેને અહીં તેડી લાવ્યા. વગર સ્વાર્થે અને નિર્દોષપણે તમો દમ્પતીની સેવા કરીને તેણે સંતોષ માન્યો છે.” શામલાલે નિર્ણય કર્યો.

“ ત્યારે મારી શંકા ખોટી ? ગંગાને મેં ગ્રાન્ટરોડના સ્ટેશન-પર જોઇ હતી.”

"ત્યારે શંકા ખરી. હું ડાકટર રસિક સાથે જતી હતી. મેં પણ તમને જોયા હતા, પણ ગાડીની અને લોકોની ભીડ હોવાથી, તથા ડાકટરને જવાની ઉતાવળથી હું તમને પારખી શકી નહિ."

"અરેરે, તે શંકાને લીધેજ હું આ દશા પામ્યો. વ્હેમથીજ અને ભૂલથીજ મેં મારા કુટુમ્બનો નાશ કીધો છે. પણ ઇશ્વર કરે છે, તે સારૂંજ કરે છે. ડૉકટર? હું તમારા અપરાધમાં છું; પણ હવે તેનો સામટો અપરાધ ક્ષમા કરાવીશ."

"ચિન્તા નહિ. હાલ તો તમે સુખે જાઓ, પછી સૌ સારૂં થશે."

"ઓ પ્રભુ? હું કેવી સ્થિતિએ પહોંચ્યો ધન્ય છે તારી કળાને." સર્વે મોદ પામ્યાં. શામલાલ ગાડી લાવ્યો. સર્વે બેઠાં. અને શામલાલને ઘેર ગયાં. રસિક પણ હર્ષ પામ્યો. શુકલ કુટુમ્બપર પડેલો શિહા પડદો આજે ઉડી ગયો. હોસ્પિટલમાં ભેદ ભરમ કુટી ગયો, શામલાલને ત્યાં જઇને સર્વે આનંદ પામ્યાં. અસ્તનો ઉદય થયો. નવલગંગા મળ્યાં. અને સ્વકુટુમ્બમાં આનંદ પથરાયો. બીજે દિવસે દેવળપુરથી તાર આવ્યો, કે કિશોર ન્હાશી ગયો છે. સર્વે વિસ્મય થયાં, અને દેવળપુર તરફ જવા યોગ્ય વિચાર ચલાવવા માંડયાં.

કિશોરની આ સ્થિતી કેમ થઇ? શુકલ કુટુમ્બનો ઉદય કેમ થયો? તે જાણવા દેવળપુર તરફ આવવું પડશે.

—❋:∞:❋—

## પ્રકરણ ૧૫ મું

### અંતઃકરણનો ડંખ.

"અંતઃકર્ણના અસહ્ય ડંખથી દુઃખી થયેલો માણસ પોતાની ચલિત પ્રકૃતીને સ્વાધીન થઇ જાય છે; મે હિચકારો, નિર્બળ,

બાયલો અને લાચાર બની જાય છે. પોતાની સ્વાભાવિક શક્તિનો લોભ થતાં તે પરવશ પડી જાય છે. મનનો વેગ તેને જે માર્ગે દોરાવે તેજ માર્ગે તે દોરાય છે. વ્હેમ, ભ્રમણા, અને અનિયમિતપણું તેના વિચાર વાયુથી ઉત્પન્ન થઇ, તેને ઘેલો બનાવે છે. વિપત્તિ અને ચિંતા તેને ઘેરી લહે છે." આ પ્રકારે કશોરલાલ પૂર્વકર્મના પાપથી ઘેરાઇને દીવાના સરખો બની ગયો છે.

"મારી આશા નિષ્ફળ ! કોર્ટમાં કેસ માંડયો, તેમાં નિષ્ફળ ! ઓ ! વોરંટ આવ્યું ! હા: ! લુચ્ચાઓ મારામારી કરવા આવતા જણાય છે. નવનશંકર, મુંબઇથી સોનેરી ટોળીવાળાને લાવ્યો છે. મને એકલો જાણી રાત્રીએ મારી નાંખશે. મારૂં ધન લઈ લેશે. હું મરી જઇશ," કિશોરને સ્વપ્નમાં અતુલ્ય ચિન્તા પ્રાપ્ત થતી હતી. એક પળ પણ જીવને શાન્તિ ન હતી. "શું ગંગાપર કુદૃષ્ટી કરી, તેનો આ બદલો ! નવલશંકરને હેરાન કર્યો, તેનો આ દંડ ! દ્રવ્ય ખાઇ ગયો, ને ડોશીને રઝળાવી તેનો આ ડંખ! બાળકોને રવડાવ્યા, તેનું આ વૈર ! હા. હવે શું કરૂં ? મેં ભુંડું કૃત્ય કર્યું છે. મને શું થશે. ? હું મરી જઇશ. ઓ ! હું તો ઉંડી ખાઇમાં ડૂબી મરૂં છું. મને કોઇ યમ જેવા દૂત પકડે છે ! ઓ પ્રભુ ? સર્પ, વીંછી, અને બીજાં ઝેરી જીવડાંઓ ડંખે છે. નવલ ! મને ક્ષમા કર. ગંગા ? મને માફ કર." પૂર્વકર્મના દોષથી અને ચાલુ જીંદગીમાં કેટલાંક લયભરેલાં, ખૂની અને ઘાતકી કામ કરવાથી કંપાયમાન થતો આત્મા કિશોરનાં મનને અનુંકપાવતો હતો. તેનું અંત:કર્ણ ઘવાયલા સર્પ પેઠે છોલાયેલું હોવાથી, તે ઘસતાં સંદિગ્ધ થતું હતું.

"ઓ ! સિપાઇઓ આવ્યા ! મને પકડશો ના ? હવે ? કયાં છુપાઇ જાઉં ? કેમ ભરાઈ જાઉં ? મને પકડશે, મને મારશે. મને કેદ કરશે. મેં વિશ્વાસઘાત કર્યો છે. ખોટી સહી કરીને નાણાં ઉચા-

પત કર્યો છે. હવે મારે ન્હાશી જવું. હવે મારે સંન્યાસી થઇ જવું. ઓ! ઓ!" કિશોર મધ્યરાત્રે નિદ્રામાંથી જાગીને બેભાન હાલતે ઉઠવા લાગ્યો. રાત્રીએ આવી અવસ્થા ભોગવતો હતો. દિવસે તેથી ઉલટીજ અને જુદીજ હાલતે રહેતો હતો. તેને આત્મીક ડંખ વાગવાથી તેનું મગજ ભ્રમિત થઇ ગયું હતું. મૃત્યુને દૃષ્ટીમાંજ રમાડતો હતો. "હા હું મરી જઇશ. ઓ! મને કૉલેરા થાય છે. મારૂં શરીર પાણી પાણી થઇ જાય છે. શરદે મને ઘેરી લીધો છે. અરે? હું મરી જઇશ? મારી સ્ત્રી જેમ એક પળકમાં પાણીના પરપોટા પેઠે પલાયમાન થઇ ગઇ, તેવી મારી પણ દશા થશે? ડાક્ટરને બોલાવો. સેંકડો રૂપિયા ખરચી નાખો. મને બચાવો. હું જીવતો રહું તેમ કરો. પણ ઓ! સાંપ! સાંપ મને ડંખે છે. જો રહ્યો! હા. સેંકડો સર્પો મને કરડે છે. મારી આજુબાજુ ફરી વળ્યાં છે. મને ડંખ કરે છે. મને પથ્થરની ખાણમાં લઇ જાય છે. હવે કેમ કરૂં? કયાં જાઉં? શું કરૂં? પ્રભુ? મને બચાવ." આ પ્રકારનો આત્મિક ડંખ થવાનું કારણ તેની પ્રિયાનું મૃત્યું હતું, એટલુંજ નહિ પણ પ્રાણલાલે દેવળપુરમાં જઇને ભોપાળા ખુલ્લાં કર્યાં હતાં, તેને ભય લાગુ પડયો હતો. નવલશંકરથી છુટો પડીને બાબુલાલ, પ્રભાકુંવરને લઇને દેવળપુરમાં આવ્યો, અને બીજેજ દિવસે કિશોરનાં કુડાં કૃત્યની જાહેરખબર આખા નગ્રમાં ફેલાવો પામી હતી. આ જાહેરખબર અગાઉ તેનું પાપ તેને ગ્રહવા માંડયું. નવલગંગા માટે નવલશંકરને લખેલ જુઠો પત્ર, ગંગાને ફસાવવા માટે દાગીનામાં કરેલી ખટપટ, નવલને કરેલી કાન ભંભેરણી, વેપારકાર્યમાં નવલને કરી આપેલ ભાગીઓ, અને તેની અંદર સ્વાર્થીપણું—ગંગાને હેરાન કરવા, અને નવલશંકરની આબરૂ પાડવા સિપાઇઓને કરેલી ઉશ્કેરણી, પ્રભાકુંવરને હેરાન કરી

આબરૂ તથા પાતિવ્રત લુટવાની કરેલી તજવીજ, મુંબઇના વેપારીનો મળેલ હિસ્સો, તેને પચાવી પાડવા માટે કરેલી ખોટી સહી, અને અમલદારોને આપેલી લાંચ વગેરેનું ભોપાળું પ્રગટ થયું. દરબાર સરકારમાં આ વાત ઝાહેર થઇ. વડી અદાલત અને હજુરમાં પણ આ ચંડાળ કિશોરનાં કાવતરાં જણાઇ ગયાં, અને કિશોર ગભરાટમાં પડયો. એક તરફ આ વિપત્તીએ તેને ઘેર્યો, ત્યારે બીજી તરફ તેની કૂલટા સ્ત્રી આજારી પડી, તેની ચિન્તા પેઠી. એ ઉપરાંત ત્રીજું ભોપાળું એ નીકળ્યું, કે કોઇ વિધવા સ્ત્રીની સાથે કુચ્છંદમાં પડેલો હોવાથી તે સ્ત્રીએ બાળહત્યા કરી, એ આરોપ કિશોરપર આવ્યો. આ પ્રકારની અનેક આપત્તિથી કિશોર ગભરાઇ ગયો. તેનું મગજ ભ્રમિત થઇ ગયું.

"જયારે મનુષ્યપર આપત્તિનો ઓધ આવી પડે છે, ત્યારે વિલક્ષણ બુદ્ધિનો મનુષ્ય પણ હાર ખાઇ જાય છે. સફળકાર્યમાં તે નિષ્ફળ થાય છે. શુદ્ધ માર્ગને નિહાળતાં છતાં તેનાથી આડે માર્ગે ઉતરી જવાય છે. વિચારવાનું પ્રબળ કમ થવાથી, તેની અવસ્થા ભ્રમિત થઇ જાય છે. તેના પરમ મિત્રો શત્રુવટ કરે છે. સંપુર્ણ સ્નેહિનીઓ શરમ મૂકી દઇને વખાણવા બદલે ધિ:કારે છે. માન પામેલા સ્થળે અપમાન પામે છે. હૃદયના શિખરપરથી ઉતરતાંજ તે માનહિણ દશાને પ્રાપ્ત થાય છે, માત્ર કર્મયોગે કરીને તે તિરસ્કાર પામે છે."

કિશોરે, ઘણી તજવીજ કરી. સરકારમાં વસીલા અમલદારોને મળ્યો. પૈસા ઉડાવ્યા, પણ અમલદારો સ્વાર્થ સાંધીને અંતે કાને હાથ દઇ બેઠા.

"સરકારનો ખાસ હુકમ નીકળ્યો, અને કિશોરલાલપર કામ ચાલશે." આ પ્રકારની જુઠી અફવા નીકળી, ત્યારે ચોરીનું હૃદય

ધૈર્ય ધરવા બદલે અનુકંપવા લાગ્યું. તેની સ્ત્રી મૃત્યુ પામી. નાગરીનાત હવે તેની તરફ તિરસ્કારની નજરે જોતી હોવાથી આ કઢંગા અને દુઃખદાયક કાર્યમાં પણ કિશોરને બારણે કોઇ ગયું નહિ. અગ્નિસંસ્કાર કરવાને માટે હામજી ભામજીભાઇ ગયા, પણ તેની ઉતઃક્રિયામાં કોઇએ પગ મૂકયો નહિ. આ જાહેર તિરસ્કાર નિહાળીને, અને પોતે એકલો પડી જવાથી બાયલો બનીને કિશોર કંપવા લાગ્યો. ભ્રમિત વાયુ પેદા થયો, આત્મિક ડંખ લાગુ પડયો. રાજ્યરોગનાં ચિન્હ પ્રગટ જણાવા લાગ્યાં. ઘડી પ્રતિઘડી આપત્તિના ભયથી અનુકંપવા લાગ્યો. રાત્રી દિવસ ભયમાંજ ઝુરવા લાગ્યો, ત્રાસિત સ્વપ્નામાં બકી ઉઠતો કિશોર, ઘેલાં માણસની પેઠે બકવા લાગ્યો, કોઇપણ મનુષ્ય, આ જાતના ધિઃકાર પામેલા, કુદરતના કાયદાથી ઉલટા ચાલેલા, ને સંસાર વ્યવહારથી વિહીન થયેલાને માન આપે નહિ. તેમ કિશોરને કોઇએ માન આપ્યું નહિ. તેને પાપનો પસ્તાવો થયો. તેનાપર અનેક અપરાધો લાગુ પડયાં. અફળ જીંદગી ગુજરેલી જોઇને પાપીએ બહુ પસ્તાવો કરવા માંડયો. તેનું મન શાન્ત પામ્યું નહિ. અને જ્યારે પકડાવાનો વખત આવ્યો, ત્યારે એકદમ મુંબઇ તરફ ચાલી નીકળ્યો. ગુન્હેગાર છુપો રહ્યો નહિ, તેનાપર વારંટ નીકળ્યું. એ વોરંટથી કિશોર પકડાય, તે અગાઉ બીજાજ ગુન્હામાં મુંબઇની પોલીસના હાથમાં પકડાયો. એક ખૂનના ખોટા આરોપમાં તે નિર્દોષ કિશોર ફસી પડયો.

પોતાની યુક્તિમાં નિષ્ફળ થયેલો કિશોર, મૂળ અપરાધમાંથી છુટવા નાઠો. પણ કુદરતે રોકી રાખ્યો. બીજા અપરાધમાં દિગ્ગંધ કરીને પ્રથમ મુંબઇના ખૂની આરોપમાંથી કિશોર મૂક્ત થયો, પણ જીર્ણગઢના વારંટથી પકડાઇને ખરા અપરાધને શરણ થયો. પ્રથમ

અપરાધમાં સપડાયો. મુંબઇથી એકદમ તેને દેવળપુર પકડીને લઇ જવામાં આવ્યો. આ બાબત વર્ત્તમાન પત્રમાં પ્રગટ થઇ, તે ઉપરાંત નવલશંકર તથા શામલાલને ખબર પડવાથી તેઓ એકદમ દેવળપુર તરફ કુચ કરી ગયા. ડૉકટર રસિકની મદદની જરૂર પડશે, એમ ધારી તેને પણ દેવળપુર સાથે લઇ જવાને આગ્રહ કર્યો. નવલ તથા ગંગા, શામલાલ, ઇંદુ, મંકુ અને મણી સર્વે સહર્ષે દેવળપુર પહોંચ્યાં. અને અગાઉથી પ્રાણલાલને આપેલી ખબર પ્રમાણે કરી રાખેલી ગોઠવણ મુજબ પોતાને ઘેર જઇને સર્વે ઉતર્યાં. રસિકચંદ્રે, પોપટને રાજનગર તાર કરીને નવલ–ગંગાની હકિકતથી તેને વાકેફ કર્યો, અને પોતે દેવળપુર જવાને હોવાથી ગંગાને મળવા આવવા માટે રસિકે, પોપટને આગ્રહ કર્યો. બન્ને જણ ધવળપુર સ્ટેશને મળે, એવી ગોઠવણ કરીને દેવળપુર જવા રસિકે નિશ્ચય કર્યો. બીજે દિવસે રસિક, કૃષ્ણા અને પોપટ નીમેલે સ્થળે મળ્યાં, અને ત્યાંથી તેઓ પણ દેવળપુર ગયાં, ને ત્યાં નવલગંગાનો અસ્તોદય જોઇ સર્વે હર્ષિત થયાં.

———— :o: ————

## પ્રકરણ ૧૯ મું.

### અસ્તોદય.

### “ પતિ પરાયણી નવલગંગાનો વિજય ”

( રસિકચંદ્ર અને કૃષ્ણાકુમારીનો લગ્ન સંસ્કાર. )

યથાર્થ છે કે એકનો ઉદય ત્યારે બીજાનો અસ્ત થવોજ જોઇએ. રાત્રી જતાં પ્રભાત, તેમ દુઃખ જતાં સુખ પ્રાપ્ત થવુંજ જોઇએ. અસ્ત અને ઉદયનો હેતુ એજ કે એકનો નાશ અને બીજાનો-

જન્મ કુદરતની રચનાજ એવી, કાયદોજ એવો, પછી કપોળ કલ્પિત કથા ગમેતેમ વર્ણવે ! ભાંડ, ભવાયા, ભટ ભટ્ટા અને પેટભરૂ પાપીઓ ગમે તે માર્ગ બતાવે. વેદ જુઓ, કે પુરાણ વાંચો, કથા સાંભળો કે ધુણી તપાવો, પણ એકજ માર્ગ. કુદરતના નિયમીત કાયદાને આધિન થવું એજ મુકિત. એજ સુખ અને એજ ઉદય. કર્ત્તાની કલ્પના કષ્ટ સમયે ખરી ઠરે, પણ સુખમાંજ વિકલ્પી.

અલબત મનુષ્ય પોતાની ભૂલનો ભોગ થાય, અને કુદરતને કલંક આપે, એતો મૂર્ખતા; પણ કાયદાનું ઉલંઘન કરી પશ્ચાતાપને પ્રગટ કરે એ તે સત્ય! મનુષ્યે વિચારવુંજ જોઇએ કે ભાવી પ્રબળ શું ! ઇશ્વરની ઇચ્છા શેની ? તેણે તો સ્વચ્છ અને સીધો માર્ગ કરી દીધો છે—પછી ગમે તો સુખ લહો, અને જોઇએ તો દુઃખને શરણ પડો. ભાવી પણ નથી. સુખકર્ત્તા નથી, તેમ દુઃખહર્તા નથી. એ કૃપાળુના કાયદા પ્રમાણે ચાલો, તો તે દ્રષ્ટિ તળે શાક્ષાત્ દાર્શનીક છે. પરંતુ અંધ થઇ પગલું ઉલંઘન કરી ફરો, તો કોટી બ્રહ્માંડમાં એ કર્તા અદ્રશ્યજ છે. પોતાની ભૂલનો ભોગ થઇને પછી બાયલા મનુષ્ય પેઠે પ્રભુ પ્રાર્થના શેની કરવી ! ઉદયને ભોગવીને અસ્તકાળમાં પ્રભુની ભકિત કરી ઉદયને શેનો યાચવો ? ઉદયના બિંદુને તોડીને અસ્ત પટપર આવનાર દુર્બુદ્ધિ, પછી ઇશ્વર શેનો સાહ્ય કરે ! કયાં છે પ્રભુ ? ભૂલ કરતી વખતે પ્રભુને યાદ કર્યો હોત, તેના સુધામય ન્યાયને નિહાળ્યો હોત, તો અસ્તકાળને શરણ થવુંજ પડત નહિ, અગર તારી ભૂલથીજ તું દુઃખી થાય છે, તો એ ભૂલ નિહાળી જો, અને પછી પ્રભુ તરફ દૃષ્ટી કર, તો તુરત તું ઉપરના માર્ગપર ચડી જઇશ. નવલશંકરે, પોતાની ભૂલ જોઇ. ગંગા તો માત્ર સુકા વનમાં લાગેલા દાવાનળથી લીલાંને પણ દગ્ધ કરે, તેમ દુર્સંગતીથી વૃથા દુઃખ ભોકતા થઇ. અલબત તેણી પણ સમય

સંભાળવા જતાં પત્તિને ખુલાસો ન કરી શકી, તેથી દુઃખી તો થઈ, પણ સદ્ગુણી હોવાથી, તેને વિપત્તી લોપી શકી નહિ. તે અસ્તકાળમાં પણ અચળિત રહી. સદ્ગુણી, દૃઢ, અને વિચારવંતને અસ્તકાળમાં સુખ દુઃખનો લોપ થયેલો માલમ પડતોજ નથી. તેઓ પોતાની ભૂલ તુરત સમજી જાય છે, અને વિપત્તીને દૂર કરવા પોતાની ભૂલ સુધારવાનો પ્રયત્ન કરે છે.

અલબત ઘણાં મનુષ્યો જીંદગીના અન્ત સમયે પોતાની ભૂલનો પશ્ચાતાપ કરવા નીકળે છે, એ તો અવસ્ય એજ અવસ્થામાં એજ ભૂલનો ભોગ થાય છે, પણ ત્વરિત તેની સદ્બુદ્ધિથી જ્ઞાન પેદા થાય છે, તોજ તે અસ્તકાળને મ્હાત કરી શકે છે. કિશોરથી અસ્તકાળ મ્હાત થઇ શકયો નહિ, કેમકે તેણે અનેક અપરાધો કર્યા પછી છેવટે તે પોતાની ભૂલ જોઇ શકયો. જોવા છતાં પણ હિમ્મવંત ન રહી શકયો, એટલે તે હારી ગયો. મુંબઇથી જે* સિપાઇઓની દેખરેખ તળે જીર્ણગઢ થઇને દેવળપુર આવતો હતો, તે માર્ગમાંજ તેણે પોતાનું જીવન પુરૂં કર્યું. પાપથી ભ્રમિત બનેલા પુરૂષે પોતાનાં જીવનને વૃથા ગણ્યું આજ સુધી કુદરતના કાયદાથી ઉલટો ચાલી પાપ વેર્યું, ત્યારે છેવટ પણ એ પાપના પ્રકોપથી પાપી કિશોર આત્મઘાતી ઠર્યો. પૂર્વજન્મનો પાપી પુનર્જન્મમાં પણ તેવોજ નોંધાયો, શુકલ કુટુંબનો ઉદય થયો, ત્યારે નીચ કિશોરનો અસ્ત થયો. પ્રભાસપાટણ અને કુબેરપુરની વચ્ચે વાણિયાવાવ કરીને પ્રવાસીનું આરામસ્થાન છે, ત્યાં ચાર પોલીસ સિપાઇની દેખરેખ તળે કિશોરલાલ દેવળપુર તરફ આવતો હતો. સિપાઈઓ લાલચુ હોય, તેમાં નવાઇ ન હતી, કેમકે ચાકર માણસ હમેશાં લોભી અને લાલચુ હોય છે. તેને પૈસાદિકની લાલચ આપી હોય, તો તે ગમે તેવું

જોખમ ભરેલું, ને કઠીણ કામ કરી આપવાને તેઓ પછાત પડતા નથી. કિશોરને પોતાની જીંદગીનો કંટાળો ઉભો થયો હતો. તે પોતાનીપર આવી પડેલી વિપત્તિથી હિચકારો, નિર્બળ ને બાયલો બની ગયો હતો. હજારો મનુષ્યોની વચ્ચે મુંછપર તાવ દીધા પછી, તેજ મનુષ્યો વચ્ચે પોતાને થતી શિક્ષા જોવાને તે હઠીલો થયો હતો. જળઘાત કરવા બને તેમ ન હતું. પૂર્ણ કબજામાંથી ન્હાશી જવાય તેમ ન હતું, પાસે પૈસા ન હતા, પણ એક છુપું માદળીયું હતું. કે જે માદળીયું એક વિધવા સ્નેહીએ આપ્યું હતું. જેમાં વશ કરવાના મંત્રથી ધૂપેલો કારણીક દોરો હતો, અને એ દોરાથી જાણે કિશોરે વિધવાને વશ કરી હતી, તથા નવલના સુખ ને વારસો મળેલો છે, એવું તે માનતો હતો. આ વેળા એ માદળીયું નકામું ગણ્યું હતું. ને છેવટે તે સિપાઇઓના કરમાં તેણે મૂક્યું હતું. કેદીની હાલત હોવાથી બીજો દાગીનો કંઇ તેની કને હતો નહિ, ત્યારે માદળીયું આપી, અફીણ લાવી કાવો કહાડવાને સિપાઇઓને કિશોરે યાચના કરી હતી. વાણીયાવાવ આવતાં, મીયાં ભાઇઓ કાવો કસુંબો કહાડવા બેઠા, અને કોઇ હુકકો ભરવા ગયો, તો કોઇ દેવતા સળગાવવા મંડયો, અને કિશોર, છેવટ પણ પોતાનો જાતી સ્વભાવ દર્શાવી બેઠો. તેણે અફીણ ચોર્યું, અને પેલા સિપાઇઓ કાવો કસુંબો પીયે, તે પેહેલાં કિશોર અફીણ ગળી જઇને લાંબો થઇ સુતો. આત્મઘાત કરવાનો આ માર્ગ સરળ હતો, ને તેથીજ ઘણા પુખ્ત વિચારે શોધી કાઢેલી આ યુકિતથી કિશોરે પોતાની દેહ છોડી હતી. તરત સિપાઇઓને આ બનાવની ખબર થઇ હતી. એકદમ તેઓ સુત્રાપુર તરફ દોડી જઇને વડા પોલીસ અમલદારને ખબર આપી હતી, પણ તેવામાં તો એ કિશોરે પ્રાણ છોડયો હતો.

પોલીસ અમલદાર, તથા પ્રભાસથી આવેલા ડૉકટરે ઝૂરી ભરીને તેને અગ્નિ સંસ્કાર કરાવ્યો હતો. નાગર હતો, એટલે જાતી ભાઇઓએ તેની લાસને યોગ્ગ રીતે દહન કરી હતી. અને ઉન્નતપુર તથા દેવળપુરમાં આ બનાવની ખબર પહોંચાડી દીધી હતી.

કિશોરનાં અકાળ મરણુની ખબર દેવળપુરમાં થાય, તે અગાઉ નવલ–ગંગાના ભાગ્યનો ઉદય થઇ ગયો હતો. દેવળપુરમાં તેઓ આવ્યાથી ઘણાં લોકો વિસ્મય થયાં હતાં, જો કે કિશોરના ન્હાશી જવા પછી શુકલ કુટુમ્બ માટે કદી પણ સારી કે નઠારી આશા રખાતી ન હતી, પણ નવલગંગા આવ્યા પછી અસ્તોદય થયો હતો. તેઓ પોતાના બાપીકા વતનમાં આવ્યા પછી પોતાની મીલ્કત હસ્ત કરવાની તજવીજમાં પડયાં હતા. નવલશંકર પ્રથમ તો શરમાતો હતો, પણ પ્રાણુલાલ વહિવટદારની પુરતી સ્હાયતાથી તેઓ હિમ્મતદાર અને શોભિતાં થયાં હતાં. પ્રભા અને નવલગંગાનો મેળાપ એક અત્યંત સુખની સીમા જણાવતો હતો. મંકુ અને મણીના દયામણા ચહેરાપર માતૃ પ્રેમની છાયા છવાયાથી અત્યંત તેજ મારતાં થયાં હતાં. ગંગાની મૂળ સ્થિતી જોયા પછી આ વેળા તે સતેજ લાગતી હતી. પોતાની એક નૉવેલ લખાય તેવી હકિત નગ્રમાં ચર્ચાતી, ત્યારે લોકો ગંગાની દૃઢતા અને વિવેકતાપર પ્રસન્ન થઇને તેણીને ધન્યવાદ આપતા હતાં. હવે તેઓ સુખના શિખર-પર ચડયાં હોય, ગંગાથી શુકલ કુટુમ્બનો ભાગ્યોઉદય થયો હોય, એમ સર્વની દૃષ્ટીએ દેખાતું હતું.

એ કુટુમ્બનો અભ્યુદય થયા છતાં પણ તેઓ તો મહાત્માની પેઠે ઉત્તમ પ્રતિનાં ક્ષમાશીલ જણાતાં હતાં.

विपदि धैर्यमथाभ्युदये क्षमा ।
सदसि वाक्पटुता युधि विक्रमः ।
यशसि चाभिरुचिर्व्यसनं श्रुतौ ।
प्रकृतिसिद्ध मिदं हि महात्मनाम् ॥

નવલશંકર અને પ્રાણુલાલ, કિશોરલાલને બચાવવાની તજવીજ કરતા હતા. નીચ કિશોરલાલે નીચતા કરી, પણ ગંગાની દયાળુ પ્રકૃતીના પ્રભાવે, અને તેની ઉચ્ચ મનોવૃત્તિના સ્વભાવે નવલને અપાતા પ્રબોધથી તેને હેરાન કરવા બદલે ઉગારવાનું કામ ઉત્તમ ગણ્યું હતું. પણ એવામાં પ્રાણુલાલપર એક આવ્યો હતો, તેમાં નીચેનો લેખ હતો એક પાપીએ મરતી વખતે પસ્તાવો કર્યો હતો.

" પવિત્ર પ્રાણુલાલ–મારા દુષ્કર્મથી હું અંધ બનીને મેં મારા
" ભાઇ નવલશંકરને દુનિયાંથી પાયમાલ કરી નાંખ્યો, અને તેની
" પવિત્ર સ્ત્રી ગંગા તરફ મેં અધમ દૃષ્ટિથી નિહાળીને તેણીને જીંદ-
" ગીથી દુ:ખી કરી, તેના હું મરતી વખતે પસ્તાવો કરૂં છું, ત્યારે
" મને અતી સંતાપ થાય છે. ગંગાની પવિત્ર ચાલચલણપર મારી
" પહેલી તરાપ એ હતી કે નવલશંકરને પાયમાલ કરવા મેં ઘણાંજ
" કાવતરાં રચ્યાં હતાં, પણ તેનો પુરતો બદલો મને મળી
" ચુકયો છે. મારાં પાપ એટલાં ભરાઇ ગયાં છે, કે હવે મારી
" જીંદગીનું લંબાણુ એટલું વૃદ્ધિ પામશે નહિ, કેહું નવલશંકર
" અને ગંગાની કને આવી, તેને ચરણે પડીને ક્ષમા માગું.
" કેમકે મારી જીંદગી થોડાજ વખતની આ દુનિયામાં હૈયાતી
" ભોગવનારી છું. પણ કદી જો તમને તેઓ મળે, તો મારી આ
" છેલ્લી અરજી વંચાવીને છેવટે હું મૃત્યુ પામેલા ભાઇના
" દુષ્કર્મપર દૃષ્ટી ન કરતાં મને મુકિત મળે, તેવો બોધ કરજો.

" મારા કોટી અપરાધો ક્ષમા કરવા કહેજો, અને તમો પણ ક્ષમા
" કરજો. મારૂં અરિષ્ટ થઇ ચુકયું છે. હું મારા કર્તવ્યનો ભોગ
" થઇ ચુકયો છું. હું પુનર્જન્મનો પણ પાપી ઠરી ચૂકયો છું,
" પણ મારી વાસના દેહને બળાવો ન થાય, માટે મારા પાછળ
" સંસ્કાર કરવાને કહેજો. મારાં એઓ પાળક છે. મુકિતદાતા છે.
" હું થોડાજ રોજમાં મૃત્યુ પામીશ. મારો એકઠો કરેલો ખજાનો
" હું નવલશંકરને સોંપી દેવા તમનેજ જણાવું છું. અનુભવને
" અંતેજ જોયું કે અગર જો પ્રથમથી મેં મારા કુટુમ્બપ્રતિ શુદ્ધ
" નજરે જોયું હોત, તો મારો આ વખત આવતે નહિ, પણ એક
" વિદ્વાન લખે છે કે बुद्धिः कर्मानुसारिणि હવે મને લાગે છે, કે દરેક
" મનુષ્યે મનુષ્ય જ્ઞાનનો આ પ્રકારે અભ્યાસ કરવો અગત્યનો છે.

Madame, I have yet perused but half the history of man; the pages are alternate dark and bright; I have read the former only.

"*Wheel of fortune*," Act v. 1.

" મારા ઘરના પરસાળના અંદર પેટીમાં દશ હજારના દાગીના છે.
" તેની નીચે જમીનમાં પચાસ હજાર રૂપિયાનું સોનું અને રૂપું છે.
" એ લગડીઓ એક પીતળના દેગડામાં છે, અને તેની પાસે પચાસ
" હજાર રાળ અને દસ હજાર રૂપિયા રોકડાનો એક કળસ, દાટેલો
" છે. એ સર્વ મિલ્કત હું નવલશંકરને અર્પણ કરૂં છું, જે
" મારા તર્પણ માટે એ તસ્દી લેશે, તેનો યતિકંચત બદલો સમ-
" જવો. નવલશંકરનું મેં જે જે પચાવેલું છે, તે ઉપરાંત એક
" લાખ રૂપિયાની મિલ્કત વધુ છે. પણ તે હવે મને હરામ છે. જે
" છે તે નવલ–ગંગાના ભાગ્યનું મૂકી જાઉં છું. હું મરી જઇશ.
" પણ તે પાછળ દિલગીર થવા જેવું કંઇજ નથી. કેમકે હું મારાં

" કર્તવ્યનો ભોગ થાઉં છું. મારા આ અક્ષર એજ દર્શન માનીને
" હવે મને દરેક અપરાધથી મુક્ત કરવો. પ્રભાકુંવરપર ગુજરેલી
" જાસ્તીનો હું અપરાધી છું. પૂર્ણ સંસ્કારે પુનર્જન્મમાં કર્મભાવે
" મળીશું. સર્વે સુખી રહો. શુકલ કુટુમ્બનો અસ્તોદય થાઓ.
" ચીરાયુ રહો—અસ્તુ!!

લા. પાપથી પ્રદીપ્ત થયેલો પંખી.—કિશોર.

એક તરફથી આ પત્ર આવ્યો. બીજી તરફથી બીજી ખબર આવી. ત્યારે ત્રીજી તરફથી ત્રીજી ખબર આવી. જ્યારે ભાગ્યનો ઉદય થાય છે ત્યારે અવળો દાવ પણ સવળો પડે છે.

કિશોરના પત્રથી તેનો વારસો મળ્યો. ભાવલપુરમાં નવલશંરનો મામો ઘણા લાંબા કાળથી આજારી હતો. તેને સંતાન ન હતું, અને તેણે નવલશંકરનેજ વારસો આપવા ધાર્યો હતો, તેના તરફથી એક લાખ રૂપિયાની દોલત મળી, અને રસિકચંદ્રની મદદથી જીર્ણગઢના દીવાન તરફથી નવલશંકરને તેની જપ્ત થયેલી મૂળ મિલ્કત પાછી અપાવવાની પરવાનગી આવી. અસ્તોદયનાં વાદળમાં છુપાયેલો સૂર્ય ઉદય પામ્યો. દુઃખને અન્તે સુખ મળ્યું, અને આજે દેવળપુરમાં નવલશંકર અને ગંગા જેવાં ભાગ્યશાળી અને સુખી કોઇ પણ ગણાયાં ન હોય તેમ ગણાવા લાગ્યાં.

આ સુખ વચ્ચે માત્ર કિશોરના મરણની ખબર થઇ. અને શુકલ કુટુમ્બના ભાગ્યોદયમાં સહજ દુઃખ પેદા થયું, પણ તે દુઃખ કોઇને લાગ્યું નહિ.

બીજે દિવસે ડૉકટર રસિક, પોપટ અને કૃષ્ણાકુમારી આવી પહોંચ્યાં. તેણે કિશોરના મર્ણની ખબર માર્ગમાં સાંભળી હતી, જ્ઞાતિ રિવાજ મુજબ દીલગિરી બતાવી. આનંદમાં આનંદ મળ્યો. નાગરી નાતની કુડી ચર્ચા અસ્ત પામી. નવલગંગાને ઉદય થયો.

ગંગા, બ્હેનને મળી, રસિકના ઉપકારમાં દબાયેલાં નવલ—ગંગાએ તેનું યોગ્ય આતિથ્ય કર્યું. નવલશંકરે, તેના પર જે ખોટો શક બાંધ્યો હતો, તેની ક્ષમા ચાહી. ગંગાએ સુવાન કૃષ્ણાને જોઇ. તેની કેળવણી નિરખીને હર્ષ પામી, અને એ કેળવણી યોગ્ય, રસિક જેવા વરને વરેલી કૃષ્ણાને ધન્યવાદ આપવા લાગી. નવલ અને ગંગા પોતાના અભ્યુદયનું ચિન્હ દેખાડવા માટે કિશોરના નિમિત્તે અને અપકારપર ઉપકાર દર્શાવવાના હેતુએ તેઓએ ધર્મકાર્ય આરંભ્યું. કિશોરની ક્રિયા કરી. અને તેની મુક્તિ માટે સપ્તાહ બેસાડી. તે પછી રસિકચંદ્રનો વિવાહ કૃષ્ણાની સાથે કરવા માટે તેઓએ પોપટને સમજાવ્યું. અને સમજુ તથા ડાહ્યા ગણાયેલા નવલશંકરને તેને કન્યાદાન આપવા ધાર્યું. ગંગા, રસિકને તથા કૃષ્ણાને પાણિગ્રહણ કરાવવાના ઠરાવપર આવી. પોતાની નાગરી નાતને આ પ્રસંગે એકઠી કરીને પોતાનો ઉદય દેખાડી આપવા તેણે બીજો ખર્ચ કર્યો. નવલશંકરે એક શિવાલય બંધાવા માંડ્યું, અને એક માસમાં પુરૂં કરીને તેણે મહારૂદ્ર આરંભ્યો. ભાવલપુર માંહેથી એકસો નાગર બ્રાહ્મણને તેડાવ્યા, અને તે ઉપરાંત બીજા અનેક વેદાન્તીઓ અને શાસ્ત્રીઓ આવી પહોંચ્યા. આ સમયમાં રસિક અને કૃષ્ણાનો લગ્ન સંસ્કાર પણ થઇ ગયો. બીજી તરફ મહારૂદ્ર પણ ચાલી રહ્યો. નાગરી નાત અને અવર જ્ઞાતિઓમાં શુકલ કુટુમ્બની નવી સ્થિતીનાં વખાણ થવા લાગ્યાં. કુળવાન કુળના બાળકો તરફથી સારી આશા રખાય, તેમ આ વેળા તેના તરફથી ઉત્તમ કાર્ય થવા માંડ્યું. એ માસમાં કિશોરના અને મામાના વારસામાંથી વીસ હજાર રૂપિયા નવલે ઉડાવી દીધા. નાગરી નાતના કેટલાક નિંદાખોરોની ચક્ષુ અંજાઇ ગઇ. ગંગા અને કૃષ્ણા માટે ભૂંડું બોલનારનું મોઢું બંધ થઇ ગયું. અને સર્વ કાર્ય સંપુર્ણ કરીને નાગરી નાતને પ્રસન્ન

કરવા "નિરાશ્રીત નાગરિક ફંડ" ઉઘાડયું. તેમાં નવલશંકરે દસ હજાર રૂપિયા ભર્યા, અને ભાવળપુરના ઓઝા ખાનદાનને એ કામના પ્રમુખ ઠરાવવાથી તેની તરફથી એક લાખ રૂપિયા ભરાઇ ગયા. શુકલ કુટુમ્બને નામ કાયમ કર્યું. સર્વે સુખી થયાં. એ ઉપરાંત નવલગંગાને નામે ભવ્ય ને રમણિય દેવળપુરમાં એક કન્યાશાળા કહાડી. એ કન્યાશાળાનું નામ "નવલ ગંગા નાગરિક કન્યાશાળા" એવું નામ આપ્યું.

આ કન્યાશાળાની સ્થાપનાનું ખાસ મુહુર્ત્ત કરવા માટે નવલશંકરે વળી જીર્ણગઢના નામદાર નવાબ સાહેબને આમંત્રણ કર્યું. અને એ આમંત્રણને માન મળ્યું. સ્ત્રી કેળવણીના ઉદયને ચાહનારા વૃદ્ધ નવાબ આ કાર્યથી ઘણા પ્રસન્ન થયા. પોતાના રાજ્યમાં નવલગંગા જેવી કેળવાયલી, પતિવ્રતા અને વિદ્વાન સ્ત્રી તરફથી કન્યાશાળા સ્થપાયલી જોઇને તે અતી માન સમજવા લાગ્યો, અને તેના મૂહુર્ત પર પોતે હાજરી આપવાને દીવાનજી મારફતે જણાવી દીધું.

સુશીલ સ્વભાવની સ્ત્રીનાં વખાણ દરેક સ્થળે માનપૂર્વક ગવાતાં ચાલ્યાં. જે સ્ત્રીને માટે નિંદા થતી હતી. તેજ સ્ત્રીને માટે આજે દેશ પ્રદેશમાં અતી પ્રશંસા થઇ. મુંબઇનાં દેશી અને અંગ્રેજી વર્ત્તમાન પત્રમાં અભણ અને નાદાન અબળાઓને મનન કરવા યોગ્ય સુશીલ નવલગંગાની જીંદગીની નોંધ લેવાઇ. તેણીનાપર પડેલી વિપત્તિ, અને તેણીએ રાખેલી સહનશીલતા માટે અંગ્રેજી વર્તમાન પત્રોએ બહુજ પ્રશંસા કરી. એક સ્થળે એક અંગ્રેજી પત્રમાં નવલગંગાને સુશીલ સ્વભાવની સ્ત્રી તરીકે દૃષ્ટાંતિક લેખ લખાયો હતોઃ—

ગંગાની જીંદગીનું વૃત્તાંત, જ્યારે કન્યાશાળા ખુલ્લી મુકવાની ક્રિયા થઇ, ત્યારે સર્વેને સંભળાવ્યું હતું. એ તરજુમો કરનાર આપણી આ વાર્ત્તાનો ઉપનાયક વિદ્વાન ગ્રેજ્યુએટ ડૉકટર રસિક હતો.

કન્યાશાળાને ખુલ્લી મુકવાની ક્રિયાના દિવસે નામદાર નવાબ સાહેબ, પ્રથમજ દેવળપુરમાં પોતાના ખાસ રસાલા સહિત આવી પહોંચ્યા. અને બીજે દિવસે ખાસ મુહુર્ત કરવા પુરભપકામાં રાજ્ય કારભારીઓને પ્રજાવર્ગના હર્ષનાદના માન સાથે શાળામાં પધાર્યા. નવાબ સાહેબને યોગ્ય માન મળ્યું. પ્રજા તરફથી અને નવલશંકર તરફથી અધિક સત્કાર થયો. મુહુર્તનું કામ ચાલ્યું, અને તે પછી સંભાષણો થયાં.

પ્રથમ ડૉકટર રસિકે સ્ત્રીકેળવણીના વિશે પ્રશંસા કરી. સ્ત્રીઓ એ આપણા સંસાર સુખનું મૂળ છે, એ વિશે એક સુંદર અંગ્રેજી કવિતા ગાઈને સર્વેના મન રંજન કર્યાં.

ડૉકટરનાં ભાષણ પછી નામદાર નવાબ સાહેબે પોતાની મુસલમાની ભાષામાં નમ્રતાંથી, વિવેકથી અને ગંભિરાઈથી પોતાની કેળવાયલી પ્રજા માટે સંતોષ બતાવ્યો, નવલશંકરની સ્થિતી માટે પ્રથમ દિલગીરી બતાવી, પણ પાછળથી શુકલ કુટુમ્બનો ઉદય થયેલો જોઈને આનંદ દેખાડયો. આ ખુશાલીમાં નવલશંકરના લેણદારોનું સમાધાન કરી આપવાનું તથા શુકલ કુટુમ્બની પેઢી માટે ખાસ રાજ્ય તરફથી એક સિપાઈ અને પાસ આપવાનું દીવાનજીને ફરમાન કર્યું. તે પછી થોડી વારે નવાબ સાહેબે નવલગંગાની પીછાણ કરી.

નવલગંગા. તથા કૃષ્ણાકુમારી એક કેળવાયલી સ્ત્રી તરીકે ત્યાં દાખલ થઈ, અને પિતા સમાન નવાબ સાહેબને આવીને નમી. દીવાનજી એ આ બન્ને સુશીલ બ્હેનોની ઓળખાણ કરાવી. નવાબ સાહેબે, પોતાની પુત્રી સમાન આ બન્ને બેહનોને હર્ષથી આશિર્વાદ આપ્યો. બન્ને બ્હેનોએ નવાબ સાહેબને ફૂલના હાર પહેરાવ્યા, અને ગુલાબ જળ છાંટયું. અને નવલગંગાએ, પોતાની કેળવણી છાજે, તેવાં મધુર મુખડામાંથી માત્ર માનદાયક થોડાજ શબ્દો કહ્યા.

તેનો પ્રત્યુત્તર નવાબ સાહેબે ઘણી લાયકીથી જણાવ્યો, અને એ ભાષણપર સભાજનોએ ઘણોજ આનંદ દર્શાવ્યો. એ પછી દેવળ-પુરની અંગ્રેજી શાળાના બાળકોએ નવલગંગાની પ્રશંસા માટે એક અંગ્રેજી કવિતા ગાઇ, અને તે " **સદ્ગુણતાનો સ્વાભાવિક બદલો અવશ્ય મળે છે.** " એ વિષયપર સત્ય ભાષાન્તર કરી ડાક્ટર રસિકે સર્વેને સમજાવ્યું.

તે પછી ગુજરાતી કન્યાશાળાની નિર્દોષ કન્યાઓએ નવલગંગાની પ્રશંસનીય કેળવણી માટે એક રસિલું ગીત ગાયું. જેથી સર્વ સભા ઘણી હર્ષ પામી.

## ગરબી

( **સારૂં સારૂંરે સુરત શેહેર મુંબઇ અલબેલી** ) રાહ.

જય જય જયશાળી બ્હેન, જગમાં નામ કર્યું;
કેળવણી લઇને અને, ભવનું સૂખ ધર્યું—ટેક.
વિવેકી, ગુણિયલ, પતિવ્રતા તું, શ્રી સદ્ગુણ ભંડારરે;
નાગર શ્રી કેળવણી કેરી, જનની, કન્યા બાળ—જગમાં
પવિત્ર ને લાયક કેળવણીથી વખણાણી બ્હેનરે;
ધન્ય નવલગંગા તું શાણી, રહો સદા સુખચેન—જગમાં
વિદ્યા થકી વિપત્તી નાઠી, સુખી થઇ સંસારરે;
ધરી હૃદય સંતોષ ખરેખર, પામી માન અપાર—જગમાં
દમયંતી, તારા, દ્રૌપદી ને સીતા સમાન સુનાર રે;
ધન્ય ધન્ય કેળવણી તારી, ધન્ય ભલો અવતાર—જગમાં
પિયર અને સાસરવાસે પણ, કુશળ રહ્યું તુજ નામ રે;
પતિ અને સૌ સગાં સહોદર, નગ્ર તણું થયું માન—જગમાં
ધન્યવાદ પામો આ જગમાં, દૈવ તણે દરબાર રે;
ગોપાળજી-કૃત કાવ્ય મહિં તું, અમર રહે જગદ્વાર—જગમાં

નિર્દોષ કન્યાઓનું ગાયન પુરૂં થયું. અને પાન ગુલાબ લઇ સભા વિસર્જન થઇ. બીજે દિને નવાબ સાહેબે નવલશંકરને અને નવલગંગાને સીરપાવ આપ્યો, અને નવલગંગાથી કૃષ્ણકુમારી છુટી ન પડે, એ માટે નવાબ સાહેબને વિનંતી કરીને નવલગંગાએ, ડાકટર રસિકને સરકારી હૉસ્પિટના વડા ડાકટરની જગ્યા અપાવી. આ પ્રકારે નવલગંગાએ પોતાનો સંસાર સુગમ પ્રિતિથી ચલાવવા માંડયો. કૃષ્ણાકુમારી અને રસિકનો કેળવાયલો અને સુખી સંસાર જોઇ ગંગાના મનમાં પણ સંતોષ પેદા થયો. દેશ પ્રદેશમાં સર્વે આશ્ચર્યની નજરે જોવા લાગ્યાં. શુકલ કુટુમ્બનો ઉદય થયો. નવલશંકર પોતાના કાર્યભારમાં પડયો. ઇંદુલાલનું અને મંકુનું લગ્ન પણ પાસેના ઉન્નતપુરમાં એક કુળવાન નાગર કુટુંબમાં થઇ ગયું. અને નવલગંગાનાં સદાચરણપર દરેક સ્ત્રીઓ ચાલવા લાગી. સાંપ્રતકાળમાં આ પવિત્ર નવલગંગા એક પુખ્ત અને વિદ્વાન સ્ત્રી તરીકે ગણાવાથી દેવળપુરમાં સર્વે તેણીને માન આપવા લાગ્યાં. ડાકટર રસિકે, મુંબઇ છોડયું. અને તેપણ નવલગંગાનો આભારી થયો.

વિદ્વાનો કહે છે કે "પવિત્ર સ્ત્રીઓને દેવતાઓ પણ પુજે છે." એ સત્ય છે. નવલગંગા જેવી પવિત્ર સતિઓની સેવા, આ ક્ષણભંગુર માયાની મોક્ષદાતા ગણાવી જોઇએ. ધન્ય છે એવી સતીઓને કે અમોઘ સંકટ સહ્યાં છતાં પણ પોતાની પવિત્રતામાં, ટેકમાં, વિચારમાં, વિનયમાં અને વિવેકમાં સરોજની પેઠે તટસ્થ રહી શકે છે—ધન્ય છે એવી પ્રમદાઓને, કે પતીનાં સુખને ખાતર તેઓ પોતાના પ્રાણની પણ દરકાર કરતી નથી. વિજય થાઓ એવી શુશીલ સુંદરીઓનો—ધન્યવાદ પામો એવી પવિત્ર પ્રમદાઓ—કલ્યાણી થાઓ, એવી સુશીલ નારીઓ, અને પ્રશંસનીય ગણાઓ, એવી પતિવ્રતા યુવતીઓ.—અસ્તુ ! અસ્તુ ! અસ્તુ !

સમાપ્ત.

નિશાળોપયોગી ફ્રોબેલની બક્ષિસો, ચિત્રો, નકશાઓ મળશે.

## હેલ્લવાડાકર કિન્ડરગાર્ટન-સ્ટોલ.

| | | |
|---|---|---|
| ૧. મૂળાક્ષરો (પદ-વાક્ય) શીખવવાનું બોકસ | | રૂ. ૧—૦ |
| ૨. મૂળ ભાગ (સચિત્ર) પહેલી ચોપડી દરેક | | ૦—૩ |
| ૩. આંક-અક્ષર શીખવાનું મણકાનું બોકસ | ૧—૨ થી | ૨-૧૨ |
| ૪. હિસાબ શીખવાની મણકાની ઘોડી | ૧-૧૦ થી | ૭—૮ |
| ૫. કિન્ડરગાર્ટન બક્ષિસ ૭ થી ૨૦ | | ૫૦—૦ |
| ૬. સ્લેટો પથ્થરની આંકેલી-ડબલ મોટી | ૨—૪ થી | ૩—૪ |
| ૭. સ્લેટો કાર્ડ બોર્ડની આંકેલી | ૦-૧૦ થી | ૧—૮ |
| ૮. સ્લેટો કાર્ડ બોર્ડની મોટી ઘોડી સાથે | | ૩—૮ |
| ૯. ચિત્રો (સ્લેટ-કાગળ)પર પાડવાનાં બોકસ (સચિત્ર) | | ૧—૪ |
| ૧૦. ,, (રંગ પેનથી) પાડવાનાં બોકસ ,, | | ૧—૮ |
| ૧૧. ,, (મોડેલથી) પાડવાનાં બોકસો ,, | | ૩—૬ |
| ૧૨. ચિત્ર બુકો (છ રંગો સાથે) તરેહવાર | ૦-૧૨ થી | ૨—૮ |
| ૧૩. રંગાકારનાં બોકસો (ફીગર લેઇંગ) | ૧—૪ થી | ૩—૮ |
| ૧૪. ચિત્રો ગોઠવવાનાં પઝલ બોકસો | ૦-૧૨ થી | ૪—૮ |
| ૧૫. બીલ્ડીંગ બોકસ (નમુના સાથે) | ૦-૧૨ થી | ૩—૪ |
| ૧૬. પશુ-પંખીઓના કાર્ડ-પેકેટ (૪) દરેકના | | ૧—૪ |
| ૧૭. મીકેનીકલ એનામલ્સ નં. ૧ થી ૮ દરેકના | | ૨—૪ |
| ૧૮. A. B. C. લેટર પીસીસ | ૦-૧૨ થી | ૩-૧૨ |
| ૧૯. ,, વર્ડ બીલ્ડીંગ (ઘોડી સાથે) | | ૧-૧૨ |
| ૨૦. ,, પિકચર બોકસ અને બ્લોકસ | ૧—૮ થી | ૬—૮ |
| ૨૧. ,, સચિત્ર બુકસો તરેહવાર | ૦—૪ થી | ૨—૮ |
| ૨૨ કિન્ડર ગાર્ટન બક્ષિસ ૧ થી ૬ સુધી (સચિત્ર)બોકસ એકના | | ૧૦—૦ |
| ૨૩. કિન્ડર ગાર્ટન ગુજરાતી ગ્રંથમાળા | | ૪—૦ |
| ૨૪. ભરત ચિત્રનાં બોકસ | ૦-૧૨ થી | ૩—૪ |
| ૨૫. દુનિયાના સિક્કા (વાવટા સાથે) કાર્ડ દરેકના | | ૦—૪ |
| ૨૬ મ્યુઝીકલ ડમ્બેલ્સ-દરેકના | | ૦—૮ |
| ૨૭. કિન્ડરગાર્ટન ગાઇડ-રંગીન,ચિત્રો સાથે (ઇંગ્લીશ) | | ૮-૧૨ |
| ૨૮. ઇંગ્લીશ ઓબજેકટ લેસન પીકચર્સ-ચાર્ટ | | ૨—૪ |
| ૨૯. પ્રાણીવર્ણનનો મોટો નકશો (૫૧) હિંદી ચિત્રોનો (ગુજ-હિંદી) | | ૪—૦ |
| ૩૦. પેરેડાઇઝ ઑફ ચાઇલ્ડહુડ ( કિં. બક્ષિસો ) | | ૮-૧૨ |

| | | | |
|---|---|---|---|
| 19. | Riders of the word Box ... ... | Rs. | 2-4 |
| 20. | Rocking Animals ,, ... ... | ,, | 2-4 |
| 21. | Animals & Riders ,, ... ... | ,, | 1-12 |
| 22. | Micanical Animals & Birds Box No. I to VIII ( 8 ) each ... | ,, | 2-4 |
| 23. | Cabinet Maker Box ... ... | ,, | 1-4 |
| 24. | Weaving Mates ,,... ... ... | ,, | 1-10 |
| 25. | Basket works ,,... ... ... | ,, | 1-4 to 3-12 |
| 26. | Pictures Penoramus Box... ... | ,, | 1-4 |
| 27. | Midget L. Pictures Box ... ... | ,, | 1-8 |
| 28 | Sunday School Box ... ... | ,, | 1-2 |
| 29. | Post Office Box ... ... ... | ,, | 1-2 to 2-4 |
| 30. | Japanies P. Building Box ... | , | 1-8 |
| 31. | Kindergarten gift I to VI with VB | ,, | 10-0 |
| 32. | ,, ,, 7 to 20 ... | ,, | 50-0 |
| 33. | ,, gide (illustrated) ... | ,, | 8-4 |
| 34. | Paper Coins Box ... ... ... | ,, | 1-4 to 2 |
| 35. | Beads work Box (with diagrams) | ,, | 1 to 2-12 |
| 36. | Chequred Slate. Cards & Ston ... | ,, | 0-8- to 2-8 |
| 37. | Wall Picture (Indian) Cards ... | ,, | 0-12 |
| 38. | ,, ,, Charts ,, ... | ,, | 1-8 to 4-4 |
| 39. | Pictures Painting Books (with) coloured ... ... ... | ,, | 1-4 |
| 40. | Kindergarten Gujarati Book No. 1 to 20 | | 4-0 |
| 41. | Realistick Model Box ... ... | ,, | 2-10 |
| 42. | Crayon Works ,, ... ... | ,, | 1-8 |
| 43. | English, Gujarati-Hindi, Alphabets Charts & Box-Books ... | ,, | 0-2 to 2-4 |
| 44. | Building Box (with diagrams) ... | ,, | 0-12 to 4-8 |

